# ભક્તિ તત્વ





લેખક –

સ્વામી જપાનન્દ

તથા

જયંતીલાલ મંગળજી ઓઝા

કિંમત:-પાકું પુંઠું રૂા ૧-૦-૦ કાચું પુંઠું ૦-૧૨-૦

## આશ્રમ તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકો



( શ્રી રામકૃષ્ણ દેવનુ વિસ્તૃત જીવનચરિત્ર )

શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ ભાગ ૧ લો (બાલજીવન) રૂા ૦–૮–૦
શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ ભાગ ૨ જો (સાધકજીવન) ૧–૦–૦
શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગનો ૩ જો ૪ થો અને ૫ મો
ભાગ પણ છાપવા માટે તૈયાર છે
શ્રી રામકૃષ્ણ ઉપદેશ (૨૫૦ અમૂલ્ય ઉપદેશોથી ભરેલ) ૦–૪–૦
સ્વામી વિવેકાનન્દના બોધ વચનો ૦ ૧–૦
Be Man and Make Man (કેળવણી વિષે મુદ્રાલેખો) ૦–૦–૬
Swami Vivekanand on India (અંગ્રેજીમાં) ૦–૧–૦

શ્રી રામકૃષ્ણ તથા સ્વામી વિવેકાનંદના જુદી જુદી સાઇઝના ફોટાઓ પણ આશ્રમમાંથી જુજ કિંમતે મળે છે

શ્રીરામનામ શ્રીકૃષ્ણનામ અને શ્રી શિવનામની ધૂનની ચોપડીઓ માટે ચાર પૈસાની ટિકીટ બીડવાથી ટપાલ મારફત મોકલવામાં આવે છે

કોઇપણ પુસ્તકની દશ કે તેથી વધુ પ્રત મગાવનારને દશ ટકા કમિશન આપવામાં આવશે

☞ પત્રવ્યવહાર માટે રિપ્લાઇ પોસ્ટકાર્ડ અગર ચાર પૈસાની ટિકીટ બીડવી

લખો –શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ



# નિવેદન



પરમરસસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ માટે માનવકુળનો મોટો ભાગ જાણ્યે અજાણ્યે ભક્તિમાર્ગનું જ અવલંબન કરે છે. જગત્પિતા જગદીશ પ્રત્યે અનુરાગ એ માનવહૃદયનો સહજ સ્વભાવ છે, અને તેથી જ સંસારમાં ભક્તિમાર્ગના અનુયાયીઓની સંખ્યા વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે.

ભારતવર્ષના પુરાકાલના ઋષિ મુનિઓએ ભક્તિ સંબંધી ઘણી ઝીણવટ ભરી ચર્ચા કરી છે. ભક્તિની પ્રાપ્તિ, સંરક્ષણ તથા સંવર્ધન માટે. શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર, તેઓ એવી તો સમ્પૂર્ણ સમાલોચના કરી ગયા છે, કે હવે તે સંબંધી કંઇ નવીન વાત કહેવી, અથવા નવીન માર્ગ બનાવવો અસંભવિત છે, એમ કહેવામાં જરા પણ ખોટું નથી. આપણા દેશના ભક્તિ વિષયક પ્રાચીન ગ્રંથો વાંચ્યા પછી, અન્ય દેશોનાં એ વિષયનાં પુસ્તકો વાચવાથી માલૂમ પડશે, કે તે પુસ્તકોમાં કંઇ નવીન તત્ત્વ નથી.

આ પુસ્તકનો ઉદ્દેશ્ય કોઇ નવીન પથ બતાવવાનો નથી; ભિન્ન ભિન્ન સંપ્રદાયોએ ભક્તિદ્વારા ભગવાનલાભ માટે જે વિવિધ ઉપાયોનું અવલંબન કરેલું છે, તેનું સામંજસ્યપૂર્ણ ટુંક વિવેચન કરવું એ તેનું પ્રધાન લક્ષ્ય છે.

પ્રકૃત ભક્તિ શું ?—એ સમજાવવા માટે કેટલેક સ્થળે જ્ઞાન-યોગ, રાજયોગ આદિની પણ સંક્ષિપ્ત ચર્ચા કરી છે, અને તેમનો

અરસ્પરસ સંબંધ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. એ સંબંધ એવો તો ગાઢ છે, કે તેમને એકબીજાથી તદ્દન છુટા પાડી શકાય તેમ નથી. બીજા યોગની થોડીઘણી મદદ લીધા સિવાય કોઇપણ એક યોગનો સંપૂર્ણ વિકાસ થઇ શકતો નથી, એવી અમારી દૃઢ માન્યતા છે; અને એજ કારણથી વિષયના સ્પષ્ટીકરણ માટે કેટલેક સ્થળે પુનરાવૃત્તિ પણ કરવી પડી છે.

ભક્તોનાં થોડાંઘણાં ચરિત્રો સિવાય ભક્તિયોગની આલોચના અપૂર્ણ રહે, તેથી ભિન્ન ભિન્ન દેશના કેટલાક ભક્તોનાં ચરિત્રો તથા થોડી પ્રાર્થનાઓ પણ સામેલ કરી છે. તે વાચવાથી ખાત્રી થશે, કે જાતિ, કુળ, તથા દેશની ભિન્નતા હોવા છતાં સર્વ ભક્તોના હૃદય એક જ જાતના ભાવથી રંગાયેલાં હોય છે.

આ પુસ્તક તૈયાર કરવામા અમે ઘણા બંગાળી, સંસ્કૃત તેમજ અંગ્રેજી પુસ્તકોનો આધાર લીધો છે; ખાસ કરીને શ્રીરામ-કૃષ્ણ લીલાપ્રસંગ, શ્રીમત્ સ્વામી વિવેકાનન્દકૃત ભક્તિયોગ, શ્રીયુત્ અશ્વિનીકુમાર દત્તકૃત ભક્તિયોગ, ભક્તિરસામૃતસિંધુ, મુસ્લીમ મહાત્માઓ, કલ્યાણ માસિકનો સંત અંક, બાઇબલ, તથા ઇમિટેશન ઓફ ક્રાઇસ્ટ—એ ગ્રંથોમાંથી અમને કિંમતી મદદ મળી છે.

આ પુસ્તકના પ્રકાશનનું બધું ખર્ચ **વડીઆના પ્રજાપ્રિય સાહિત્યપ્રેમી નામદાર દરબારશ્રી સુરગવાલા સાહેબે** આપવાની ઉદારતા બતાવી છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ પુસ્તકના વેચાણની આવક ભવિષ્યમાં આશ્રમ તરફથી બહાર પડતાં પુસ્તકો માટે વાપરવામાં આવશે.

રાજકોટ
તા. ૨૨-૧-૩૮

સ્વામી જપાનન્દ,
જયંતીલાલ મંગળજી ઓઝા.



# અનુક્રમણિકા



# ભક્તિ-તત્ત્વ



## પ્રકરણ પહેલું



### ૧ ભક્તિનાં લક્ષણ



**સ**રળ ભાવથી ઈશ્વરનું અનુસંધાન કરવું, તેનું નામજ ભક્તિયોગ છે. પ્રીતિ એજ તેનાં આદિ, મધ્ય અને અન્ત છે ક્ષણવાર પણ જો ખરા ભગવત્પ્રેમની ઉન્મત્તતા જાગે, તો તે શાશ્વતી મુક્તિ આપી શકે છે; નારદ ભગવાન ભક્તિસૂત્રમાં કહે છે કેઃ—

ॐ सा कस्मै परमप्रेमरूपा, अमृतस्वरूपा च ॥

ભગવાનમાં પરમ પ્રેમ એજ ભક્તિ છે, તે ભક્તિ અમૃતસ્વરૂપ છે. (એટલે કે અમૃતત્વ આપે છે)

यल्लब्ध्वा पुमान् सिद्धो भवत्यमृतो भवति, तृप्तो भवति ॥
ॐ यत्प्राप्य न किंचिद् वाछति ।
न शोचति, न द्वेष्टि, न रमते, नोत्साही भवति ॥
ॐ यज्ज्ञानान्मत्तो भवति, स्तब्धो भवत्यात्मारामो भवति ॥

(નારદ ભક્તિસૂત્ર)

જેને મેળવીને મનુષ્યો સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરે છે, અમૃતત્વ પામે છે, અને તૃપ્ત થાય છે, જેને મેળવ્યા પછી

બીજી કોઇપણ વસ્તુની ઇચ્છા મનુષ્ય કરતો નથી, શોક કરતો નથી, દ્વેષ કરતો નથી, બીજી કોઇ વસ્તુમા તેને પ્રેમ થતો નથી, અને પછી સાસારિક કર્મમા ઉત્સાહ રહેતો નથી જેનો બોધ થવાથી મનુષ્યો ભગવત્પ્રેમમા ઉન્મત્ત બને છે, તેમજ સ્તબ્ધ અને કેવળ આત્મારામ થાય છે

આવી પરમભક્તિ મેળવીને જીવ સર્વભૂત પ્રત્યે પ્રેમ પરિપૂર્ણ અને ધૃણાવિહીન થાય છે

ॐ सा न कामयमाना निरोधरूपत्वात् ॥

આ ભક્તિ કોઇપણ કામ્ય વસ્તુ મેળવવા માટે હોતી નથી, કારણ કે સર્વ વિષયવાસનાનો નિરોધ થયા પછીજ તે પ્રેમભક્તિનો ઉદય થાય છે

આવી ભક્તિ કર્મ, જ્ઞાન તથા યોગથી પણ શ્રેષ્ઠ છે, કારણ स्वयं फलरूपतेति ब्रह्मकुमाराः ॥ સનત્કુમાર તથા નારદાદિના મત પ્રમાણે ભક્તિ સ્વય ફલરૂપ છે

ઘણા લોકોનુ એવુ માનવુ છે કે જ્ઞાન અને ભક્તિ અલગ વસ્તુ છે, પણ ખરુ જોતા તેમ નથી જ્ઞાન તથા ભક્તિ અન્તે એક જ લક્ષ્યસ્થળે પહોચાડે છે, રાજ્યોગનુ પણ તેમજ છે ભક્તિયોગ ઈશ્વર લાભ માટે અતિ સહજ અને સરળ માર્ગ છે બીજા રસ્તાઓમા જેવી મુશ્કેલીઓ છે તેવી આમા નથી પણ આ રસ્તે જતા સાવચેતી રાખવાની ખાસ જરૂર છે, કેમકે નિમ્ન શ્રેણીની ભક્તિ કોઇ કોઇ વખત ભયકર ધર્માંધતાનુ સ્વરૂપ ધારણ કરે છે દરેક ધર્મમા જે ધર્માંધ વ્યક્તિઓ જોવામા આવે છે, તે આ સાધારણ શ્રેણીની ભક્તિમા ગયના રાઓજ હોય છે

ઇષ્ટનિષ્ઠા વિના યથાર્થ પ્રેમની ઉત્પત્તિ થતી નથી એ ખરૂં છે, પણ તે ઇષ્ટનિષ્ઠા જો વિચારશૂન્ય હોય તો ઘણી વખત બીજા ધર્મો પ્રત્યે તિરસ્કારબુદ્ધિ અને દોષારોપણનું કારણ બને છે. આ જ કારણને લઇને પોતાના ધર્માદર્શથી વિરુદ્ધ લાગતી વાતો સાંભળીને મનુષ્ય એકદમ ગુસ્સે થઇ જાય છે. આવી જાતનો પ્રેમ પોતાના પ્રભુના સંબંધમાં કોઇપણ જાતની દખલગીરી ન કરવા દેવાની કૂતરાની વૃત્તિ સાથે સરખાવી શકાય. પણ તે સરખામણીમાં યે એટલો ફેર છે, કે કૂતરાની આ સહજ પ્રવૃત્તિ મનુષ્યોની સાધારણ વૃત્તિ કરતાં વધારે ઉત્કૃષ્ટ છે, કારણ કે માલિક ગમે તેવો વેશ ધારણ કરીને આવે તોપણ કૂતરો તેને ઓળખી જાય છે, કદી ભૂલ કરતો નથી; જ્યારે મનુષ્યમાં એ સામર્થ્ય નહિ હોવાથી તેનો પ્રભુ જો બીજો વેશ કે બીજું નામ ધારણ કરી આવે તો એ તેને ઓળખી શકતો નથી; અને તેથી જ ધર્મરાજ્યમાં અનેક ઝગડાઓ ઉત્પન્ન થયા છે, અને થાય છે

એકજ પરમેશ્વર અનેક રૂપે પ્રકાશમાન છે, છતાં પણ સત્ય સમજણની ખામીને લીધે એક ધર્મ બીજા ધર્મના, એક સંપ્રદાય બીજા સંપ્રદાયના દોષ ઉઘાડા કરવામાં પોતાની શક્તિનો ક્ષય કરે છે, અને આવા ઝગડાઓમાં પડી મૂળ વિષય ભૂલી જાય છે. આ સંસારમાં થોડા સમય માટે આપણું સર્વનું આવવું થયેલું છે, છતાં પણ મનુષ્યો ખરૂં કર્તવ્ય છોડી દઇને અરસપરસનો વિરોધ કરવામાં પોતાના તથા બીજાના જીવનનો સર્વનાશ કરે છે. આમ નહિ કરતાં ધર્મનો સંચય કરવાની દરેકે કોશીશ કરવી જોઇએ સર્વ ધર્મોમાં સારભૂત

વસ્તુ એક જ છે, અને બધા ઝગડા માત્ર બાહ્યરૂપને માટે જ થાય છે; તેથી નિરર્થક વાદવિવાદ છોડી સારવસ્તુ તરફ લક્ષ્ય આપવું એજ સર્વનું પરમ કર્તવ્ય છે. શિક્ષા, રુચિ અને અવસ્થાના ભેદને લઇને માણસો ભગવત્ પ્રાપ્તિ માટે વિવિધ ઉપાયોનું અવલંબન કરે છે, અને તેથી જ જૂદા જૂદા સંપ્રદાયોની ઉત્પત્તિ થાય છે, પણ જો ઉદ્દેશ્યનો વિચાર કરીશું તો તે એકજ માલૂમ પડશે એ ઉદ્દેશ્ય મુક્તિ તથા ભગવત પ્રાપ્તિ છે. આ સત્યનું વિસ્મરણ થવાથી નિરર્થક વાદવિવાદમાં પડાય છે.

મહિમ્નસ્તવ ના નીચે આપેલા શ્લોકમાં બધા મતભેદોનો સમન્વય કરવામાં આવ્યો છે:—

*त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।*
*प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ॥*
*रुचीनां वैचित्र्या दृजुकुटिलनानापथजुषाम् ।*
*नृणामेको गम्य स्त्वमसि पयसामर्णव इव ॥*

"ત્રયી, સાંખ્ય, યોગ, પાશુપત અને વૈષ્ણવમત-આ બધાનો ભિન્ન ભિન્ન સ્થાનમાં આદર છે. કોઇ આને શ્રેષ્ઠ કહે છે, તો કોઇ તેને શ્રેષ્ઠ કહે છે. રુચિની વિચિત્રતાને લઇને સીધા કે આડાઅવળા રસ્તાનુ અવલમ્બન મનુષ્ય કરે છે, પણ બધાને પહોંચવાનું ઠેકાણું તો તું એક જ છે, જેવી રીતે સીધાં કે વાંકાચુકાં વહેણવાળી બધી નદીઓની ગતિ સમુદ્રમાંજ થાય છે"

એકાન્તિક હૃદય, પવિત્ર ચિત્ત, અને સરળ વ્યાકુળ ભાવે જે તેને બોલાવે છે, તેને તે દર્શન આપે છે. જેવી રીતે

એકબીજા સાથે વાદ કરવાથી અંધારાનો નાશ થતો નથી, પણ અજવાળાથી જ તેનો નાશ થઇ શકે છે, તેવી રીતે અજ્ઞાનરૂપી અંધકાર ભાગવદ્ભક્તિરૂપી અજવાળાથી જ દૂર થાય છે, નિરર્થક વાદાનુવાદથી નહિ; પરંતુ ધર્માંધ વ્યક્તિની વિચાર શક્તિ નાશ પામેલી હોવાથી, વ્યક્તિગત વિષયો ઉપર જ તેનું લક્ષ્ય વિશેષ રહે છે બીજા શું કહે છે, અથવા જે તેઓ કહે છે તે સત્ય છે કે નહિ, એ વિચાર કરવાની વૃત્તિ તેનામાં રહેતી નથી. બોલનાર કોણ છે ? પોતાના માંહ્યલો છે કે નહિ ? એ તરફ જ તેનું લક્ષ્ય હોય છે ઘણીવાર એવું જોવામાં આવે છે, કે પોતાના સંપ્રદાયમાં માનનારી વ્યક્તિઓ તરફ દયાશીલ, ન્યાયપરાયણ અને પ્રેમયુક્ત વર્તન રાખનાર ભક્તો. બીજા સંપ્રદાયમાં માનનારી વ્યક્તિઓ તરફ અતિ ક્રુર વર્તન ચલાવતાં જરા પણ અચકાતા નથી. જગતના ધાર્મિક ઇતિહાસના ઘણાં પાનાં આવી ક્રૂરતાને પરિણામે અનેક નિર્દોષોના લોહીથી ખરડાયેલાં છે. જ્યાં સુધી પરાભક્તિનો લાભ થતો નથી ત્યાં સુધી જ સાધકમાં ધર્માંધતા ટકી શકે છે. એ જાતની ભક્તિનો ઉદય થયા પછી, સાધક ઇશ્વરના પ્રેમસ્વરૂપની એટલો બધો નજીક પહોંચી જાય છે, કે પછી તેનામાં કોઇપણ જાતનો ધૃણાભાવ કે વિદ્વેષ રહી શકતો નથી

આ કારણને લીધે જ યથાર્થ ભક્ત સમદર્શી હોય છે; તેની પાસે નાના મોટાનો ભેદ હોતો નથી. જેવી રીતે આકાશમાં ખૂબ ઉંચે ઉડીને જોઇએ તો નીચેની બધી જમીન એકસરખી સપાટ લાગે છે, વૃક્ષો, પહાડો વગેરેનો ઉંચો નીચો ભેદ જોવામાં આવતો નથી; તેવી જ રીતે ઉચ્ચ હૃદયવાળા પ્રકૃત

ભક્તની દૃષ્ટિમાં ઉચ્ચ નીચનો ભેદભાવ હોતો નથી, તેને ગાન જાતિભેદની ગણત્રી હોતી નથી. પ્રભુ ચૈતન્યદેવ કહેતા, કે જ્યારે ઉંચ નીચ જ્ઞાતિના ભક્તો ભેળા થાય છે, ત્યારે બીજો બધો ભેદભાવ ભૂલી જઇ એકબીજાને પ્રેમથી ભેટે છે, અને પ્રેમગ્રંથીથી જોડાઇ જાય છે; કારણ બધા ભક્તો માત્ર એકજ પરમ પદાર્થ મેળવવા માટે પ્રયત્નશીલ હોય છે

શ્રીરામકૃષ્ણ પરમહંસદેવને એક વખત એક ભક્તે પૂછયું હતુ કે "મહારાજ! બ્રાહ્મસંપ્રદાય અને હિન્દુધર્મમાં શો ફેરછે?"

તેમણે જવાબ આપ્યો કે, "ખરી રીતે જોતાં કંઇ ભેદ નથી; જેમ એક માણસ શરણાઇમાંથી એક જ જાતનો સૂર કાઢે, અને બીજો તે જ શરણાઇમાંથી અનેક જાતના રાગ વગાડે, તે બેમાં ફેર નથી; તેવી જ રીતે ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં પણ ફેર નથી કેટલાક સંપ્રદાયો એક જ રીતને વળગી રહે છે, જ્યારે બીજા કેટલાક સંપ્રદાયો નાના પ્રકારના ભાવ અને રીતિ પ્રમાણે સાધના કરે છે, તેમાં કંઇ દોષ નથી પાણી વસ્તુત એક જ છે, પણ ભાષાભેદને લીધે જલ, વોટર, એકવા વગેરે અનેક સંબોધનોથી ઓળખાય છે, તે જ પ્રમાણે વસ્તુ એક જ છે પણ ભાવ અને તે જણાવવાની ભાષા અલગ હોવાથી નાના પ્રકારના ભેદ દેખાય છે."

પક્ષીને ઉડવામાં ત્રણ વસ્તુઓની જરૂર પડે છે, બે પાંખ અને એક પૂછડી જ્ઞાન અને ભક્તિ બે પાંખ સમાન છે, અને એ બેનું સામંજસ્ય રાખવા માટે યોગ પૂછડી રૂપ છે જે સાધક આ ત્રણ જાતની સાધન પ્રણાલિકા એક સાથે સામંજસ્ય સહિત વાપરી શકતો નથી, અને એક માત્ર

ભકિતનું જ અવલંબન કરે છે તેણે યાદ રાખવું જોઇએ, કે બાહ્ય અનુષ્ઠાન તથા ક્રિયાઓ શરૂઆતની અવસ્થામાં આવશ્યક છે, છતાં પણ ભગવાનમાં ગાઢ પ્રેમ ઉત્પન્ન કરવા સિવાય તેમનામાં બીજી ઉપયોગિતા નથી. શ્રી રામાનુજાચાર્ય વેદાન્ત સૂત્રની વ્યાખ્યા કરતાં લખે છે કે, "એક પાત્રમાંથી બીજા પાત્રમાં નિક્ષિપ્ત અવિચ્છિન્ન તેલની ધારા માફક પ્રવાહિત ધ્યેય વસ્તુનુ નિરન્તર સ્મરણ એ જ ધ્યાન છે. જ્યારે આ જાતની ભગવત્સ્મૃતિ ઉત્પન્ન થાય છે, ત્યારે બધાં બંધનોનો નાશ થાય છે. આ જાતના નિરન્તર સ્મરણને શાસ્ત્રો મોક્ષનુ કારણ કહે છે. સતત્ સ્મૃતિ અને ઇશ્વરદર્શન એકરૂપ છે, કારણ કેઃ—

भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशया । 
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

"એ પરાવર પુરૂષના દર્શનથી હૃદયગ્રંથી કપાઇ જાય છે, બધા સંશયો દૂર થાય છે અને કર્મનો ક્ષય થાય છે." આવાં શાસ્ત્રવાકયોમાં સ્મૃતિ અને દર્શનનો સમાન અર્થમાં વ્યવહાર થયો છે. ( જે નજીક છે તેને જોઇ શકાય છે, પણ જે દૂર છે તેનું તો કેવળ સ્મરણજ થઇ શકે છે. પરંતુ શાસ્ત્ર તો સન્નિહિત અને દૂરસ્થ એ બન્નેને જોવાનુ કહે છે, તેથી એવાં સ્મરણ અને દર્શન સમકાર્ય બોધક છે. ) એ સ્મૃતિ પ્રગાઢ થવાથી દર્શન સ્વરૂપ થાય છે. × × × × × ઉપાસનાનો અર્થ સર્વદા સ્મરણ છે, એમ શાસ્ત્રો પરથી માલૂમ પડે છે. જ્ઞાન—જે નિરન્તર

ઉપાસના સાથે એકરૂપ છે – તેની વ્યાખ્યા પણ નિરન્તર સ્મરણરૂપ આપવામાં આવી છે, તેથી જ્યારે સ્મૃતિ પ્રત્યક્ષ અનુભૂતિનો આકાર ધારણ કરે છે, ત્યારે શાસ્ત્ર તેનેજ મુક્તિના કારણરૂપ કહે છે. नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया न बहुना श्रुतेन, यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

વિવિધ પ્રકારની વિદ્યા, બુદ્ધિ અથવા વેદાધ્યયન દ્વારા આત્માની પ્રાપ્તિ થતી નથી. જેનું આ આત્મા વરણ કરે છે તેજ તેને મેળવી શકે છે, અને તેની પાસેજ આત્મા પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે છે. અહીં પહેલાંજ આત્મા શ્રવણ, મનન, અને નિદિધ્યાસન દ્વારા લભ્ય નથી એમ કહીને, પછી આત્મા જેને વરે છે તેજ આત્માને મેળવી શકે છે એમ કહ્યું. અત્યંત પ્રિયનું જ 'વરણ' કરાય છે. જેઓ આત્મા ઉપર પ્રેમ રાખે છે, તેના ઉપર જ આત્મા પણ અત્યંત પ્રેમ રાખે છે. આવી પ્રિય વ્યક્તિને આત્મલાભ થાય એટલા માટે સ્વયં ભગવાન તેને મદદ કરે છે, કારણ તેમણેજ ગીતાજીમાં કહ્યું છે કે:—

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

જે ભક્તો મારામાં નિરન્તર આસક્ત છે, તથા સપ્રેમ મારી ઉપાસના કરે છે, તેમની બુદ્ધિ હું એવી રીતે દોરું છું, કે તે દ્વારા તેઓ મને મેળવી શકે છે."

તેથીજ પ્રત્યક્ષ અનુભવાત્મક આ સ્મૃતિ જેને અત્યંત પ્રિય છે તેને જ પરમાત્મા વરણ કરે છે, અને તેજ

પરમાત્માને મેળવી શકે છે. આ જ્ઞાનની નિરન્તર સ્મૃતિનેજ ભક્તિ કહે છે.

'ईश्वर प्रणिधानाद् वा.' યોગશાસ્ત્રના આ સૂત્રની વ્યાખ્યા કરતાં ભગવાન વ્યાસ લખેછે કે:-"પ્રણિધાન એટલે ભક્તિ વિશેષ, જેથી યોગીની પાસે એ પરમ પુરૂષની કૃપાનો આવિર્ભાવ થાય છે, અને તેની સર્વ પ્રકારની વાસનાઓ પૂર્ણ થાય છે."

શાંડિલ્ય ઋષિના મત પ્રમાણે सा परानुरक्ति रीश्वरे. ઇશ્વરમાં પરમ અનુરક્તિનું નામ ભક્તિ છે, પરંતુ ભક્તરાજ પ્રહ્લાદે ભક્તિની જે વ્યાખ્યા આપી છે તે સર્વ શ્રેષ્ઠ માલૂમ પડે છે.

या प्रीति रविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदया न्मापसर्पतु ॥

અજ્ઞાનીઓને ઇન્દ્રિયોના વિષયમાં જેવો મહાન પ્રેમ જોવામાં આવે છે, તમારા સ્મરણ વખતે હે પ્રભુ! તમારા તરફ એવી જ તીવ્ર આસક્તિ મારા હૃદયમાંથી ખસે નહિ (એવી મારી પ્રાર્થના છે.)

ભક્તપ્રવર તુલસીદાસ પણ કહે છે કે:-

कामिहि नारि पियारी जिमि लोभिहि प्रिय जिमि दाम ।
तिमि रघुबीर निरंतर प्रिय लागहु मोहि राम ॥

રામાયણ.

જેમ કામીજનને સ્ત્રી પ્યારી લાગે છે, લોભીને જેમ ધન પ્રિય હોય છે, તેમ હે રઘુવીર રામચંદ્ર! મને આપ નિરંતર પ્રિય લાગજો.



## ૨. ભક્તિનાં વિવિધ સ્વરૂપો.



ભક્તિશાસ્ત્રમાં ઇશ્વર પ્રત્યે પરમ પ્રેમભાવને રાગાત્મિકા, અહૈતુકી કે મુખ્યા ભક્તિ કહી છે. રાગ એટલે ઇષ્ટ અથવા અભિલષિત વસ્તુમાં રસ સહિત પરમ પ્રેમભાવ અથવા આવિષ્ટતા. જેમ નદીઓ સહજ ભાવે સમુદ્ર તરફ વહે છે, તથા પુષ્પો સ્વતઃ સુગંધ ફેલાવે છે, તેવીજ રીતે મનનું ઇશ્વર પ્રત્યે સહજ ખેંચાણ તેનું નામજ રાગાત્મિકા ભક્તિ. જ્યારે મન કોઇપણ જાતના પ્રયત્ન વિના ઇશ્વર તરફ વળે, ત્યારેજ રાગાત્મિકા ભક્તિ થઈ છે એમ જાણવું. અહૈતુકી ભક્તિ એટલે કોઇપણ જાતની વાસના વિનાની ભક્તિ. આવી ભક્તિમાં ભગવાનના દર્શન સિવાય બીજી કશી વસ્તુની ઇચ્છા હોતી નથી, તે એટલી હદ સુધી કે મુક્તિની પણ આકાંક્ષા હોતી નથી.

ભગવાન શ્રીમદ્ભાગવતમાં કહે છે, કે જે ભક્તે મને આત્મસંમર્પણ કર્યું છે તે બ્રહ્માનું પદ, ઇંદ્રપદ કે સાર્વભૌમ પદ અથવા પાતાળનું આધિપત્ય કિંવા યોગસિદ્ધિ કે મોક્ષ પણ મેળવવાની ઇચ્છા રાખતો નથી.

> यदि भवति मुकुन्दे भक्तिरानन्दसान्द्रा ।
> विलुठति चरणाब्जे मोक्षसाम्राज्यलक्ष्मीः ॥
>
> ભક્તિરસામૃતસિન્ધુ.

જેને ભગવાનમાં અતિશય આનન્દવાળી ભક્તિ ઉત્પન્ન થાય છે તે ભક્તના ચરણમાં મોક્ષ સામ્રાજ્યની લક્ષ્મી, “મને

ગ્રહણ કરો," "મને ગ્રહણ કરો," એમ કહીને આળોટે છે. કહેવાનો અર્થ એ છે, કે ભક્ત મુક્તિની આકાંક્ષા રાખતો નથી, પણ મુક્તિ તેની પાછળ પાછળ ધૂમે છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે મોક્ષની પ્રાપ્તિ પણ જે ભક્તિમાં તુચ્છ જણાય છે, તેજ અહૈતુકી ભક્તિ છે. આવી ભક્તિમાં કૃતજ્ઞતાને પણ સ્થાન નથી. ભગવાને મને આવી સુખ સામગ્રી આપી છે, માટે મારે તેની ભક્તિ કરવી જોઇએ–આ જાતના વિચારોને સ્થાન જ નથી, કેમકે અહૈતુકી એટલે કોઇપણ જાતના હેતુ–કારણ–વિનાની ભક્તિ. એ ભક્તિનું મૂળ સૂત્ર 'પ્રેમને ખાતરજ પ્રેમ'–એ છે. ઇશ્વર પ્રિય છે માટેજ તેના ઉપર પ્રેમ કરૂં છું–આ જાતની ભાવના એમાં સ્વભાવિક રીતે હોય છે. અહૈતુક ભક્ત ઈશ્વર સિવાય બીજી કોઇપણ વસ્તુમાં પ્રેમ રાખતો નથી. મુખ્યા ભક્તિ પણ આનુંજ નામ છે

ભક્તિના ઉંચા પ્રકારની અને ઉતરતા પ્રકારની–એવા બે ભેદ છે. રાગાત્મિકા, મુખ્યા અને અહૈતુકી–એ ઉંચા પ્રકારની ભક્તિ છે, વૈધી, હૈતુકી અને ગૌણી એ ઉતરતા દરજ્જાની છે. નિકૃષ્ટ પ્રકારની ભક્તિથી શરૂઆત કરી સાધકો શ્રેષ્ઠ પ્રકારની ભક્તિના અધિકારી થાય છે ભક્તિરસામૃત સિંધુમાં કહ્યું છે કેઃ–

वैधभक्त्यधिकारी तु भावाविर्भावनावधि ।
तत्र शास्त्रं तथा तर्क मनुकूलमपेक्षते ॥

જ્યાં સુધી ભાવનો આવિર્ભાવ ન થાય ત્યાં સુધી વૈધી ભક્તિની સાધના કરવી. વૈધી ભક્તિ, શાસ્ત્ર અને

અનુકૂળ તર્કની અપેક્ષા રાખે છે ભાવ હોય તો રાગ આવે, અને રાગમાંથી રાગાત્મિકા ભક્તિનો ઉદય થાય.

ભક્તિશાસ્ત્રનાં શ્રવણ મનનથી તથા ભગવાન સંબંધી યુક્તિ અને તર્ક કર્યા કરવાથી ભગવાન પ્રત્યે આકર્ષણ થાય છે, અને આ આકર્ષણમાંથી ભાવ ઉત્પન્ન થાય છે, ભાવમાંથી રાગ અને છેવટે રાગમાંથી રાગાત્મિકા ભક્તિ જન્મે છે

હવે હેતુકી ભક્તિ સંબંધી વિચાર કરીએ હેતુકી ભક્તિ એટલે કોઇ હેતુ-કારણ-સર ભગવાનની ભક્તિ કરવી તે. ભગવાને મને સુખસંપત્તિ આપી છે, ને આફતમાંથી મારો બચાવ કરે છે, મારી આશાઓ પૂરી કરશે અમુક પ્રકારે પૂજા કરવાથી અમુક વસ્તુઓનો લાભ થશે, આ જાતના ભાવથી કરેલી ભક્તિ હેતુકી ભક્તિ છે આ ભક્તિ નિકૃષ્ટ છે, પણ એમાંથી આગળ વધતા વધતા અહેતુકી ભક્તિની પ્રાપ્તિ થાય છે ધ્રુવે પ્રથમ હેતુકી ભક્તિથી શરૂઆત કરી હતી. રાજ્યપદની પ્રાપ્તિ માટે તેણે ભગવાનની આરાધના શરૂ કરી. એમ સમજીને કે ભગવાન તેની આશા પરિપૂર્ણ કરશે. જેમજેમ એની સાધનામાં વધારો થતો ગયો, તેમ તેમ તેનુ અંતઃકરણ વધારે ને વધારે ઉચી જાતના ભાવોથી રંગાતુ ગયું, અને જ્યારે ભગવાનના દર્શન થયાં, ત્યારે તો તેની ભક્તિ તદ્દન અહેતુકી થઇ ગઇ, અને તેણે એવી પ્રાર્થના કરી કેઃ-

> स्थानाभिलाषी तपसि स्थितोऽहम् ।
> त्वां प्राप्तवान्देवमुनीन्द्रगुह्यम् ॥

काच विचिन्वन्‌ अपि दिव्यरत्नम्‌।
स्वामिन्‌ कृतार्थोऽस्मि वरं न याचे ॥

ભક્તિસુધોદય.

"રાજ્યપદની ઇચ્છાથી મેં તારી શરૂઆત કરી હતી. પ્રભુ! કાચનો ટુકડો શોધતાં શોધતાં જેમ દિવ્ય રત્ન મળી જાય, તેમ મને તમારી પ્રાપ્તિ થઈ ગઈ. હું કૃતાર્થ થયો છું, હવે મારે બીજું વરદાન જોઈતું નથી."

સુધાની પ્રાપ્તિ થયા પછી પાણી અથવા દૂધની ઇચ્છા કોણ કરે? ઈશ્વર સાક્ષાત્કાર થયા પછી તુચ્છ સાંસારિક પદાર્થોની ચાહના રહેતી નથી. આવી સ્થિતિમાં પ્રેમની ખાતર પ્રેમનો ઉદય થાય છે.

ગુણભેદે ભક્તિના ત્રણ વિભાગ પડી શકે. તામસી-ભક્તિમાંથી રાજસી ભક્તિ અને રાજસી ભક્તિમાંથી સાત્વિકી-ભક્તિનો જન્મ થાય છે આ સાત્વિકી ભક્તિજ છેવટે મુખ્યા ભક્તિમાં પરિણત થાય છે

તામસી, રાજસી અને સાત્વિકી એ ત્રણે ભક્તિ સકામ છે. ચોરો દેવીનું પૂજન કરીને લૂંટફાટ કરવા નીકળે છે, તે ભક્તિને તામસી ભક્તિ કહે છે; રાજસી ભક્તિમાં ભક્ત ભગવાન પાસે પુત્ર, ધન, યશ આદિની કામના કરે છે, તેમજ જો કોઈએ તેનું અનિષ્ટ કર્યું હોય તો પ્રભુ પાસે પોતાના શત્રુનું અનિષ્ટ થવા પ્રાર્થના કરે છે.

સાત્વિકી ભક્તિમાં ભક્ત ઐહિક ભોગ પ્રત્યે ઉદાસીન હોય છે, પણ મુક્તિની કામના તો કરે છે. મુખ્યા ભક્તિ તદ્દન નિષ્કામ છે; એ જાતની ભક્તિમાં મુક્તિની

ઇચ્છા પણ હોતી નથી. ઉપર જણાવેલ ત્રણ પ્રકારની ભકિત ગૌણી ભકિત છે; તેમાંથી ધીરે ધીરે સાધકને મુખ્યા ભકિતનો લાભ થાય છે આ ભકિતને કેટલાક શુદ્ધાભકિત તરીકે ઓળખે છે

સાધારણ રીતે સાધકોમાં ભકિતનો ઉદય નીચેના ક્રમ પ્રમાણે જોવામાં આવે છે:-

(૧) આર્ત્ત, (૨) જિજ્ઞાસુ, (૩) અર્થાર્થી, (૪) જ્ઞાની

૧. આફતમાંથી બચવા માટે જે ભગવાનની ભકિત કરે છે તે આર્ત્ત ભકત કહેવાય છે.

૨. ત્યાર પછી તેનામાં જિજ્ઞાસા જન્મે છે ભગવાન છે કે નહિ ? હોય તો તે મળી શકે કે નહિ ? તેની પ્રાર્થના કરવાથી ફળ મળે છે કે નહિ ? આવી આવી જિજ્ઞાસાનો ઉદય થાય છે.

૩ ભગવાન છે અને તે સર્વશકિતમાન છે, એવો વિશ્વાસ થઇ ગયા પછી સાધારણ ભકત પોતાના ભોગને માટે તેની પાસે ઘણા ઘણા પદાર્થો માગે છે ધન, સંપત્તિ માન, પુત્રાદિની પ્રાર્થના કરનારો ભકત અર્થાર્થી કહેવાય છે.

૪ જ્ઞાનીની ભકિત હેતુ વિનાની હોય છે; અને તેની ભકિતજ રાગાત્મિકા કહેવાય છે અનન્ય ભાવે ભગવાનની ભકિત કરનાર જ્ઞાની ભકતજ સર્વ શ્રેષ્ઠ છે; પહેલા ત્રણ પ્રકારના ભકતો નિકૃષ્ટ શ્રેણીના છે તેઓ કેવી રીતે શ્રેષ્ઠ પ્રકારની ભકિતનો લાભ કરે છે તે ભકત ધ્રુવના દૃષ્ટાંતમાં બતાવ્યુ છે.



## ભક્તિમાં શાન્તાદિ પાંચ ભાવ.

અદ્વૈત ભાવ અને તેમાંથી ઉપલબ્ધ નિર્ગુણ બ્રહ્મની વાત એક બાજુ રાખીને વિચાર કરીએ, તો જોવામાં આવશે, કે આધ્યાત્મિક રાજ્યમાં ભક્ત અને ભગવાનનો સંબંધ પાંચ પ્રકારનો હોય છે. ભક્તિશાસ્ત્ર એ પાંચ વિભાગ નીચે પ્રમાણે આપે છે:—

શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર. આ પ્રત્યેક ભાવની સાધ્ય વસ્તુ ઈશ્વર એટલે કે સગુણ બ્રહ્મ છે. સાધક, ઉપર ગણાવેલા પાંચ ભાવમાંથી એક ભાવનું અવલંબન કરીને પોતાના ઈષ્ટ ઇશ્વરને પ્રત્યક્ષ કરવા મથે છે; અને સર્વજ્ઞ, સર્વાન્તર્યામી ઈશ્વર પણ તેની એકનિષ્ઠા તથા ઐકાન્તિકતા જોઇને પોતાના ભક્તોને કૃતાર્થ કરવા માટે તે તે ભાવને અનુરૂપ સ્વરૂપ ધારણ કરીને દર્શન આપે છે.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेवविदधाम्यहम् ॥

ગીતા, અધ્યાય ૭–૨૧.

તથા

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैवभजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

ગીતા, અધ્યાય ૪–૧૧

ભાવમય મૂર્તિ ધારણ કર્યાના તથા મનુષ્યદેહમાં અવતરીને પણ ભક્તોની ઇચ્છા પૂર્ણ કર્યાનાં અનેક દૃષ્ટાન્તો આપણાં ધર્મશાસ્ત્રોમાંથી તથા ભક્તોનાં જીવનમાંથી મળી આવે છે. નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુલસીદાસ, તુકારામ

આદિ ભક્તપ્રવરોનાં જીવન વાંચવાથી આપણને તેની સાબિતી મળશે

સંસારમાં મનુષ્ય મનુષ્ય વચ્ચે જે અનેક સંબંધો નજરે પડે છે તેનું સૂક્ષ્મ અને શુદ્ધ સ્વરૂપ ઉપર જણાવેલા પાંચ ભાવોમાં આપણા જોવામાં આવશે ભક્તાચાર્યો ભક્તની યોગ્યતા પ્રમાણે, એ પાંચમાંથી એક ભાવનું અવલંબન કરી ઈશ્વરમાં તેનું આરોપણ કરવાનો, ભક્તને ઉપદેશ આપે છે આ જાતના ભાવોથી જીવ સારી રીતે પરિચિત હોય છે, તેથી આવા ભાવનું અવલંબન કરી ઈશ્વર સાક્ષાત્કાર માટે અગ્રેસર થવાનો માર્ગ સુગમ થાય છે

આથી બીજો લાભ એ થાય છે, કે પહેલાં જે વૃત્તિઓનો પ્રબળ વેગ મનુષ્યને સંસારમાં ખેંચી તેની પાસે કુકર્મ કરાવતો હતો, તે વૃત્તિઓનો વેગ ઈશ્વર સાથે આ જાતનો શુદ્ધ સંબંધ બાંધવાથી મનુષ્યને કોઈપણ જાતની હાનિ કરી શકતો નથી; એટલુંજ નહિ પણ પહેલાં સાંસારિક કાર્યોમાં રચીપચી રહેતી વૃત્તિ હવે મનુષ્યને ઈશ્વર સાક્ષાત્કારને રસ્તે અતિ ઉત્સાહથી દોરે છે, કામક્રોધાદિને સાંસારિક વિષયોમાંથી ખેંચી લઇ ઈશ્વર ઉપર આરૂઢ કરવાથી, તેમનાં દુષ્ટ ફળો દૂર થઇ તેઓ પ્રભુ દર્શનમાં મદદરૂપ થઇ પડે છે. કામ દ્વારા વ્રજનારીઓ તથા ક્રોધ દ્વારા રાવણ, હિરણ્યકશ્યપુ, કંસ આદિને ઈશ્વરદર્શન થયાં હતા

શાંત દાસ્યાદિ પાંચ પ્રકારના ભાવસાધનનું મૂળ ઈશ્વરપ્રેમ છે આ જાતના પ્રેમ સંબંધમાં ઈશ્વરના ઐશ્વર્યનું ભાન રહેતું નથી, અને ઇશ્વરને પોતાનો પરમ આત્મીય

ગણીને ભક્ત તેની પાસે કેટલીક વાર કાલાવાલા કરે છે તો કેટલીક વાર ગુસ્સો બનાવે છે, તેમજ કેટલીક વાર તેનો તિરસ્કાર કરતાં પણ અચકાતો નથી. જેમ જેમ આ પ્રેમ સંબંધ વધારે ને વધારે ગાઢ થતો જાય છે, તેમ તેમ ભક્તની અવસ્થા વધારે ને વધારે ઉચ્ચ થતી જાય છે. આ બધા ભાવોમાં મધુરભાવ સર્વશ્રેષ્ઠ છે, જો કે બીજા ભાવોનું અવલમ્બન કરવાથી પણ ઈશ્વરપ્રાપ્તિ તો થાય છેજ.

પાંચે પ્રકારના ભાવસાધનમાં આગળ વધવાથી માણસને સંસારનું વિસ્મરણ થતું જાય છે, તે એટલે સુધી, કે છેવટે તો પોતાના દેહનું–પોતાના અસ્તિત્વનું–પણ ભાન રહેતું નથી. શ્રીમદ્ ભાગવત આદિ ભક્તિગ્રંથોમાં વ્રજ ગોપીઓનું વર્ણન કરતાં આ પ્રકારની સ્થિતિજ વર્ણવી છે. કૃષ્ણપ્રેમમાં ગોપીઓ એટલી બધી ગાંડી બની ગઇ હતી, કે પોતાનું અસ્તિત્વ ભૂલી ઘણી વખત તો તેઓ પોતાનેજ કૃષ્ણ તરીકે ઓળખાવતી હતી. જીસસ ક્રાઇસ્ટના ભક્તગણોના વર્ણનમાં પણ આપણે કેટલીક વખત વાંચીએ છીએ, કે તેની ક્રોસ પર ચડેલી મૂર્તિનું ચિંતન કરતાં કરતાં, કેટલાક ભક્તોમાં એવી તન્મયતા આવી ગઇ હતી, કે જીસસ ક્રાઇસ્ટના ક્રોસથી વિદ્ધ શરીરની માફક તેમના શરીરમાંથી પણ લોહીની ધારાઓ વહેવા લાગી હતી. સેઇન્ટ ફ્રાન્સીસ ઓફ એસીસી અને સેઇન્ટ કેથેરીન ઓફ સાયેનાના જીવનવૃત્તાંતમાંથી આ કથનની સાબિતી મળી આવશે.

આ ઉપરથી જોઇ શકાશે, કે ઉક્ત પાંચે ભાવસાધનાની પૂર્ણાવસ્થામાં સાધક પોતાના પ્રેમાસ્પદના ચિન્તનમાં એટલો

બધો તલ્લીન થઇ જાય છે, કે છેવટે તે તેની સાથે ભાવમાં એકરૂપ બની જાય છે

પરમહંસદેવ શ્રીરામકૃષ્ણના જીવનમાંથી આપણને આ વિષયની પુષ્ટિમાં જેટલા જોઇએ તેટલા દાખલા મળી આવે છે. જે જે ભાવ લઇ તેમણે સાધના કરી હતી તેની સંપૂર્ણ અવસ્થામાં ઇષ્ટ સાથે તેમની એટલી બધી તદ્રૂપતા થઇ જતી, કે તેઓ તેમની સાથે અદ્વૈતભાવ અનુભવતા

એવી શંકા ઉત્પન્ન થાય, કે શાંત દાસ્યાદિ ભાવનું અવલંબન કરીને માનવમન કેવી રીતે સર્વભાવાતીત અદ્વય વસ્તુની ઉપલબ્ધિ કરી શકે? કારણ 'બેપણા'ના અનુભવ સિવાય કોઇપણ ભાવની ઉત્પત્તિ, સ્થિતિ કે પૂર્ણતા થઇ શકતી નથી.

આ શંકાના સમાધાનમાં કહેવાનું, કે કોઇપણ ભાવ જેટલા પ્રમાણમા પુષ્ટ થાય તેટલા પ્રમાણમા તે સાધકના મનમાંથી વિરોધી ભાવને દૂર કરે છે. જ્યારે તે ભાવ પૂર્ણતાએ પહોચે છે, ત્યારે સાધકનુ સમાહિત અંતઃકરણ પ્રથમ ધ્યાનાવસ્થ દશામાં અનુભવેલી 'તુ' (સેવ્ય) અને હુ' (સેવક), તેમજ એ બેની વચ્ચે રહેલો દાસ્યાદિ સબંધ વખતે વખતે ભૂલી જાય છે, અને કેવળ 'તુ' શબ્દથી નિર્દિષ્ટ સેવ્ય વસ્તુમા પ્રેમથી એકરૂપ થઇને, અચળ ભાવમાં સ્થિતિ કરે છે

ભારત વર્ષના મુખ્ય મુખ્ય આચાર્યો કહે છે, કે મનુષ્યનું મન કદાપિ 'તુ' અને 'હુ', તેમજ એ બે વચ્ચેનો ભાવસંબંધ એકજ સાથે અનુભવી શકતું નથી, એક ક્ષણે 'હુ' નો અનુભવ કરે છે, અને બીજી ક્ષણે 'તુ' નું ભાન

ગાય છે. આ બેની વચ્ચેનો ભાવસંબંધ એટલો જડી અનુભવાય છે, કે સાધારણ બુદ્ધિમાં એમજ લાગે છે, કે એકજ ક્ષણે એ બંનેનો અનુભવ થયો. સાધનાના પ્રભાવથી મનની ચંચળતા નષ્ટ થયા પછી ઉપર જણાવેલી વાત સારી રીતે સમજી શકાય છે. ધ્યાનકાળમાં જેટલા પ્રમાણમાં સાધક વૃત્તિહીન થાય તેટલા પ્રમાણમાં તેને સમજાય છે, કે માત્ર એક અદ્વય પદાર્થને બે દિશામાંથી બે રીતે જોવાથી 'તું' અને 'હું' રૂપ બે પદાર્થની કલ્પના થાય છે.

જુદા જુદા યુગોમાં જુદા જુદા ભાવોનું પ્રાબલ્ય.

શાસ્રરૂપ આધ્યાત્મિક ઇતિહાસના પઠનથી એમ માલૂમ પડે છે, કે એકએક યુગમાં શાન્તદાસ્યાદિ ભાવોમાંથી એકએક ભાવ માનવમનની ઉપાસનાના પ્રધાન અવલંબનરૂપ થયેલ હતો, તેમજ તે દ્વારાજ તે તે યુગના વિશિષ્ટ સાધક ગણોએ ઇશ્વરની, અને તે સાધકોમાંથી થોડાએ અખંડ અદ્વય બ્રહ્મની ઉપલબ્ધિ કરી હતી.

વૈદિક તથા બૌદ્ધયુગમાં પ્રધાનતઃ શાન્ત ભાવની તથા ઉપનિષદ્ યુગમાં શાંત ભાવની પરિપુષ્ટિ દ્વારા અદ્વૈત ભાવની, તેમજ દાસ્યભાવ તથા પિતૃભાવની શરૂઆત જોવામાં આવે છે.

રામાયણ તથા મહાભારત યુગમાં શાંત તથા નિષ્કામ કર્મ સંયુક્ત દાસ્યભાવ, તેમજ તાંત્રિક યુગમાં ઇશ્વર પ્રત્યે માતૃભાવ તથા થોડાઘણા મધુર ભાવનો પ્રકાશ માલૂમ પડે છે.

વૈષ્ણવ યુગમાં સખ્ય, વાત્સલ્ય અને મધુર ભાવનો પૂર્ણ વિકાસ દેખાય છે.

ભારતવર્ષના આધ્યાત્મિક ઇતિહાસમાં અદ્વૈતભાવ સહિત

દાસ્ય શાન્તાદિ પાચ ભાવનો પૂર્ણ પ્રકાશ જોવામા આવે છે, પરતુ અન્ય દેશોના ધર્મ સપ્રદાયોમા માત્ર શાન્ત, દાસ્ય, અને પિતૃભાવજ દેખાય છે

યાહુદી ક્રિશ્ચિયન, અને મુસલમાન ધર્મ સપ્રદાયોમા, રાજર્ષિ સોલોમનની સખ્ય અને મધુર ભાવાત્મક ગીતાવલિનો પ્રચાર છે, પણ તેઓ આ ગીતોનો ભાવ બરોબર સમજતા નથી, અને જૂદા જ અર્થની કલ્પના કરે છે મુસલમાન ધર્મના સુફી સપ્રદાયમા સખ્ય અને મધુરભાવનો પ્રચાર છે, પણ તેમનો સાધારણ જનસમાજ તે રૂપે ઇશ્વર ઉપાસના કુરાનથી વિરૂદ્ધ સમજે છે

રોમન કેથોલિક સપ્રદાયમા એક રીતે ઈશુ ખ્રિસ્તના માતુશ્રી મેરીની પ્રતિમા દ્વારા જગન્માતાની પૂજા કરવામા આવે છે, પણ તે પૂજા સીધી રીતે ઇશ્વરના જગન્માતૃભાવની સાથે જોડાયેલ નહિ હોવાથી, ભારતમા પ્રચલિત જગન્માતાની પૂજા માફક ફલપ્રદ થતી નથી, કારણ તે પૂજા સાધકને અખડ સચ્ચિદાનન્દની ઉપલબ્ધિ અને સ્ત્રી માત્રમા જગન્માતાનો પ્રકાશ પ્રત્યક્ષ કરાવવાને સમર્થ થતી નથી

## શાન્તાદિ પાચ ભાવોનુ વિશેષ નિરૂપણ

૧ શાન્ત ભક્તિ –મનુષ્ય હૃદયમા જ્યા સુધી ખરો પ્રેમાગ્નિ પ્રજ્વલિત થયો નથી અને જ્યા સુધી પ્રેમમા ઉન્મત્ત થઇ તે પોતાનું ભાન ભૂલી જતો નથી, તમજ બાહ્ય ક્રિયાઓ તથા બાહ્ય ભક્તિ કરતા માત્ર સહેજ વધારે પ્રેમ ઉત્પન્ન થયો છે, પણ તેમા તીવ્ર પ્રેમના લક્ષણ જોવામા આવતા નથી, ત્યા સુધીની તેની ભક્તિ શાન્ત ભક્તિ ગણાય

છે. દુનિયામાં કોઇ કોઇ માણસો એવાં છે, કે જેઓ સાધનામાં જલ્દી આગળ વધવા ચાહે છે, પણ મોટો ભાગ તો ધીરે ધીરે આગળ વધવાની ઇચ્છાવાળો હોય છે. ધીર, નમ્ર, શાંત ભક્ત આ બીજી શ્રેણીનો છે.

૨ દાસ્યભાવ:–આ ભાવ શાન્ત ભાવથી જરા ઉંચો છે. તેમાં મનુષ્ય પોતાને ઇશ્વરનો દાસ સમજે છે. વિશ્વાસુ નોકરની માલીક તરફની ભક્તિ એ તેના આદર્શ સ્વરૂપ હોય છે: રામદાસ હનુમાન એ તેનું પ્રધાન દૃષ્ટાન્ત છે.

૩. સખ્યભાવ:–સખ્ય પ્રેમમાં સાધકને ભગવાન તરફ મિત્રભાવ હોય છે મિત્ર જેમ મિત્ર પાસે દિલ ખોલી વાત કરે છે, અને પોતાને તેની સમાન ગણે છે, તેમ આ સાધક ભગવાનને પણ સમજે છે જગતરૂપી ખેલમાં ભગવાન તેનો ગોઠીયો છે એમ તે ધારે છે. ઉદ્ધવ, સુદામા, અર્જુન ઇત્યાદિ આ ભાવનાં દૃષ્ટાન્ત છે.

૪. વાત્સલ્યભાવ:-આ ભાવમાં ભગવાનને પોતાનું બાલક ગણવામાં આવે છે. સ્ત્રીઓને માટે આ પ્રકારના ભાવની સાધના ઘણી સુગમ છે. તેનું પ્રધાન દૃષ્ટાન્ત માતા યશોદા છે. બાલકૃષ્ણ પ્રત્યે યશોદાના પ્રેમને સાધકો પોતાનો આદર્શ સમજે છે; પુરૂષો પણ ભગવાનના પિતા તરીકે આ ભાવ સાધી શકે છે.

૫. મધુરભાવ:–આ ભાવમાં પ્રેમનો સર્વોચ્ચ પ્રકાશ થાય છે. મધુરભાવમાં ભગવાનનું પોતાના પતિ તરીકે ચિંતન કરવું પડે છે. કેટલાક વૈષ્ણવ સંપ્રદાયો કહે છે, કે જગતમાં માત્ર એકજ પુરૂષ છે, અને તે પરમ પુરૂષ છે; બાકીનું બધું

પ્રકૃતિરૂપ છે. સ્ત્રી પુરૂષ વચ્ચે જે પ્રેમ હોય છે તે પ્રેમને આ ભાવમાં ભગવાનમાં જોડવાનો છે. આ ભાવની સાધના ઘણી કઠણ છે વૃંદાવનની ગોપીઓનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ એ તેનું પ્રધાન દષ્ટાંત છે વાત્સલ્યભાવ માફક આ ભાવ પણ સ્ત્રીઓને સહજ હોય છે

આ ભાવના દુરુપયોગ સંબંધી અહીં થોડું કહેવું આવશ્યક છે ઘણા ધર્મઢોંગીઓ મધુરભાવના સાધનનાં ઓઠાં પાછળ વ્યભિચાર કરે છે. ભગવાન શ્રીકૃષ્ણના જીવનનાં અન્ય કાર્યો પ્રત્યે લક્ષ્ય આપ્યા વિના, આ ઠગો માત્ર ગોપી-ઓની સાથેની પ્રેમલીલા તરફ જ ધ્યાન આપે છે. આ લીલામાં મધુરતા છે એમાં સંદેહ નથી, પણ એ લીલા માત્ર શુકદેવ જેવા શુદ્ધ હૃદય આજન્મ બ્રહ્મચારીઓ જ સમજી શકે છે. આપણે યાદ રાખવું જોઇએ કે ભાગવતના કહેનારા શુકદેવ અને સાંભળનારા ભગવાનમા તલ્લીન ચિત્તવાળા રાજા પરીક્ષિત છે. અશુદ્ધહૃદય વ્યક્તિએ આ ભાવની સાધના કરવી જોઇએ નહિ. અન્ય ભાવોની સાધનામાં સિદ્ધ થયા પછી જ છેલ્લે આ ભાવની સાધના સુગમ થાય છે.

બીજી વાત એ યાદ રાખવી, કે મનુષ્યોની સાથે આવો પ્રેમ હોઇ શકે નહિ. ઘણા દુષ્ટ ધર્માચાર્યો પોતાને શ્રીકૃષ્ણના અંશાવતાર તરીકે જાહેર કરી આવી મધુર લીલા કરવા પ્રવૃત્ત થાય છે તેઓનો એક માત્ર ઉદ્દેશ્ય ધર્મના નામમાં વ્યભિચાર જ હોય છે આવા પાખંડીઓનું કૃષ્ણત્વ કેવળ આવી લીલા ઓમાં જ પ્રકટ થાય છે, પણ શ્રીકૃષ્ણના જીવનની અન્ય લીલાઓ તેમનામાં જોવામાં આવતી નથી; આવા ધર્મઢોંગીથી હમ્મેશા સાવધ રહેવું

## ૩ ભક્તિનો વિકાસક્રમ.

ભક્તિના ત્રણ ભેદ છેઃ—સાધન ભક્તિ, ભાવ ભક્તિ તથા પ્રેમભક્તિ.

૧ શ્રવણ દર્શનાદિ દ્વારા જે ભક્તિનો લાભ થાય છે તેને સાધનભક્તિ કહે છે; તે દ્વારા ભાવભક્તિ તથા પ્રેમભક્તિ સાધ્ય થાય છે. જો કે પ્રેમભક્તિ નિત્યસિદ્ધ છે, તથાપિ સાધન વિના તેનો પ્રકાશ વિરલ છે.

બીજી રીતે ભક્તિના વૈધી અને રાગાનુગા—એવા બે વિભાગ પણ પાડી શકાય.

સાધનભક્તિનાં અસંખ્ય અંગો છે તેમાંથી મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

૧. યોગ્ય ગુરુનો આશ્રય (૨) સિદ્ધ મંત્રમાં દીક્ષિત થવું તથા મંત્ર સાધના સંબંધી ગુરુ પાસેથી ઉપદેશ મેળવવો (૩) શ્રદ્ધા તથા વિશ્વાસ સહિત ગુરુની સેવા. (૪) મહાજનોએ બતાવેલ રસ્તે જવું. (૫) સદ્ધર્મ જિજ્ઞાસા. (૬) ઇષ્ટની પ્રસન્નતા માટે ભોગાદિનો ત્યાગ. (૭) તીર્થોમાં નિવાસ (૮) ભક્તિલાભ થાય તેવાં કર્મોનું અનુષ્ઠાન (૯) અવતારી પુરુષોની જન્મજયંતીઓની ઉજવણી તથા અન્ય પર્વોનું યથાશક્તિ પાલન (૧૦) ભગવાનથી વિમુખ જનોના સંસર્ગનો ત્યાગ. (૧૧) ધાર્મિક વિષયમાં વાદાનુવાદનો ત્યાગ (૧૨) પોતાના ભોગને માટે મઠાદિ નિર્માણ ન કરવા. (૧૩) વ્યવહારમાં કૃપણતા ન કરવી. (૧૪) શોક, મોહને વશ ન થવું. (૧૫) આપણા ઇષ્ટ સિવાયના બીજા દેવોની પણ નિન્દા ન કરવી (૧૬) કોઇ પ્રાણીને જાણી જોઇને તકલીફ ન આપવી (૧૭) પોતાના ઇષ્ટની અથવા તેના ભક્તોની નિન્દા કદિ ન સાંભળવી.

બીજા કેટલાક સાધનો નીચે પ્રમાણે છે:—

(૧) દેવતાઓનુ નમણ લેવુ (૨) દેવની પ્રસન્નતા માટે દેવમૂર્તિ સમક્ષ નાચવું (૩) દંડવત્ નમસ્કારાદિ કરવા (૪) દેવમંદિરે જવું (૫) મંદિરની પ્રદક્ષિણા કરવી (૬) સેવા તથા પૂજા (૭) નામસંકીર્તનાદિ (૮) જપ તથા સ્તવનાદિ પાઠ (૯) પ્રસાદનુ ગ્રહણ (૧૦) શ્રીમૂર્તિના દર્શન સ્પર્શન (૧૧) શાસ્ત્ર શ્રવણ (૧૨) ભગવાનનુ સ્મરણ ચિંતન (૧૩) દાસ્ય, સખ્ય, આત્મનિવેદનાદિ ભાવ (૧૪) પ્રિય વસ્તુનુ ભગવાનમા સમર્પણ (૧૫) ભગવાનને માટેજ બધી ક્રિયાઓનુ અનુષ્ઠાન (૧૬) સર્વ અવસ્થાઓમા શરણાપત્તિ (૧૭) ભક્તોની સાથે ભગવાન સબંધી ચર્ચા, (૧૮) શ્રેષ્ઠ સાધુઓનો સંગ.

આ બધા નિયમો પાળવાથી સાધન ભક્તિનો ઉદય થાય છે એ બધા ભક્તિમંદિરમા પ્રવેશ કરવાના દ્વાર સ્વરૂપ છે

**રાગાનુગાભક્તિ**-રાગ એટલે અભિલષિત વસ્તુમા પરમ પ્રીતિ, પ્રેમમય તૃષ્ણા. આવા રાગવાળી ભક્તિને રાગાનુગા ભક્તિ અથવા રાગાત્મિકા ભક્તિ કહે છે તે બે પ્રકારની છે -(૧) કામ રૂપા (૨) સબધ રૂપા.

कामाद् द्वेषाद् भयात्स्नेहाद्यथाभक्त्येश्वरे मन ।
आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गता ॥
गोप्य कामाद् भयात्कसो द्वेषाच्चैद्यादयोनृपा ।
सबन्धाद् वृष्णय स्नेहाद्यूय भक्त्यावय त्रिभो ॥

કામથી, દ્વેષથી, ભયથી, સ્નેહથી, અથવા ભક્તિથી ઇશ્વરને વિષે મન જોડવાથી ઘણા ભક્તોના પાપ નાશ

પામ્યાં છે, અને તેઓ ઇશ્વરગતિને પ્રાપ્ત થયા છે હે વિભો! ગોપીઓ કામથી, કંસ ભયથી. શિશુપાલ વગેરે રાજાઓ દ્વેષથી, યદુકુળ સંબંધથી, તમે સ્નેહથી, અને અમે ભક્તિથી ઇશ્વરની ગતિને પામ્યા છીએ

(૧) કામરૂપા:–જે ભક્તિ કામતૃષ્ણાને પ્રભુપ્રેમમાં પરિણત કરે છે. તેને કામરૂપા ભક્તિ કહે છે; તેનું દૃષ્ટાંત ગોપીઓ છે.

(૨) સંબંધરૂપા:–ઇશ્વરમાં પિતૃમાતૃત્વાદિ અભિમાનને સંબંધરૂપા ભક્તિ કહે છે

જ્યાં સુધી ભાવનો આવિર્ભાવ ન થાય, ત્યાં સુધી સાધક વૈધી ભક્તિનો અધિકારી રહે છે વૈધી ભક્તિ શાસ્ત્ર તથા અનુકૂળ તર્કની અપેક્ષા રાખે છે. શાસ્ત્રોની વિધિ અનુસાર જે સાધન કરવામાં આવે છે તેને વૈધી ભક્તિ કહેવામાં આવે છે, અને પ્રીતિપ્રયુક્ત વિધિ માર્ગે જે સાધન ભજન કરવામા આવે છે, તેને રાગાત્મિકા ભક્તિ કહેવામા આવે છે. વૈધી ભક્તિમાં શ્રવણ કીર્તનાદિ સાધનનાં અંગોની જેવી જરૂર છે તેવીજ રાગાનુગા ભક્તિમાં પણ તેમની ઉપયોગિતા છે.

ભાવભક્તિ:–

शुद्धसत्वविशेषात्मा प्रेमसूर्यांशु साम्यभाक् ।
रुचिभिश्चित्तमासृण्यकृदसौ भाव उच्यते ॥

વિશેષ શુદ્ધ સત્વ સ્વરૂપ, પ્રેમરૂપી સૂર્યનાં કિરણ સમાન તથા રુચિ ( એટલે ભગવત્ પ્રાપ્તિની અભિલાષા, તેમની અનુકૂળતાની અભિલાષા તથા તેમની મૈત્રીની અભિલાષા ) દ્વારા ચિત્તને સ્નિગ્ધ કરનારી જે શક્તિ ઉત્પન્ન થાય છે તેનું નામ ભાવ.

પ્રેમની પ્રથમ અવસ્થા ભાવ છે તે અવસ્થામાં અશ્રુ-પુલકાદિ સાત્વિક ભાવનો થોડાઘણો ઉદય થાય છે જે સાધકોમાં ભાવના અંકુર ફુટયા છે, તેમનામાં નીચે જણાવેલા અનુભાવોનો પ્રકાશ થાય છે –

૧ ક્ષાન્તિઃ-ક્ષોભનું કારણ મળવા છતા જેને લઈને ચિત્તમા તેનો પ્રભાવ પડતો નથી તેનું નામ ક્ષાન્તિ તક્ષક નાગ કરડવાનો સમય આવ્યો છતાં પણ રાજા પરીક્ષિને પોતાનુ મન ભગવાનમા જોડેલુંજ રાખ્યુ, અને જરા પણ ક્ષોભ પામ્યા નહિ

૨. અવ્યર્થકાલતા –ભક્તો નિરન્તર વાણી દ્વારા સ્તવન કરે છે, મન દ્વારા સ્મરણ કરે છે, અને શરીર દ્વારા નમન કરે છે, છતા ધગતા નથી, તેથી અશ્રુમોચન કરી પોતાનું સમસ્ત આયુષ્ય ભગવાનની સેવામાં જ અર્પણ કરે છે. વિષયાદિમા લપટાયા સિવાય માત્ર ભગવાનની સેવામા જ જોડાવુ તેનું નામ અવ્યર્થકાલતા છે

૩ વિરક્તિ -સર્વ ઇંદ્રિય વિષયો પ્રત્યે સ્વાભાવિક અરુચિને વિરક્તિ કહે છે

રાજા ભરત શ્રી પ્રભુના ચરણ લાભની લાલસાથી યૌવન કાળમાજ પુત્ર, સ્ત્રી, રાજ્યાદિ દુસ્ત્યજ વિષયને છોડી ચાલ્યા ગયા સર્વ ભોગ્ય પદાર્થો ઉપસ્થિત હોવા છતા ભરતને જે અરુચિ ઉપજી તેનુ નામ વિરક્તિ

૪. માનશૂન્યતાઃ-પોતાનો ઉત્કર્ષ થવા છતાં નિરભિમાનતા.

રાજા ભગીરથ નરેન્દ્રોના શિરમણિ હોવા છતા ભગવાન પ્રત્યે અનુરક્ત હોવાથી, પોતાના શત્રુઓને ઘેર પણ

ભિક્ષા કરવા ગયા હતા, તથા ચંડાળ જેવી નીચ જાતિને પણ નમ્યા હતા

૫. આશાબંધઃ—ભગવાન જરૂર મળશે—એવી દૃઢ આશા

૬. સમુત્કંઠાઃ—ઇષ્ટ લાભને માટે અતિ લોભ, એટલે કે પ્રભુદર્શન માટે અતિ આગ્રહપૂર્વક રાહ જોવી.

૭. પ્રભુનામમાં રુચિ.

૮. ભગવાનના ગુણકથનમાં આસક્તિ.

૯ ભગવાનનાં મંદિરો તથા લીલાસ્થાનોમાં પ્રીતિઃ—"અહીં ગોપરાજનન્દનું ઘર હતું, અહીં શ્રી કૃષ્ણે ગાડું ભાંગી નાખ્યું હતું, ભવબંધનને છેદનારા ભગવાનને અહીં દોરડા વતી બાંધ્યા હતા," આ પ્રમાણે કહીને મથુરાવાસીઓ રોતાં રોતાં વ્રજ ધામમાં વિચરવા લાગ્યાં (પદ્યાવલિ.)

આ અનુભાવો નીચે જણાવેલા રૂપમાં પ્રકાશિત થાય છેઃ—

(૧) નૃત્ય (૨) જમીન પર આળોટણ. (૩) ગાયન (૪) હુંકાર. (૫) દીર્ઘશ્વાસ (૬) લોકો શું કહેશે તે માટે બેપરવાઇ. (૭) અટ્ટ હાસ્ય ઇત્યાદિ.

પ્રેમભક્તિઃ—

સાધન ભક્તિ કરતાં કરતાં ભગવાનમાં રતિ ઉત્પન્ન થાય છે, અને રતિ ગાઢ થવાથી પ્રેમ કહેવાય છે.

मनोगति रविच्छिन्ना हरौ प्रेमपरिप्लुता ।
अभिसन्धिविनिर्मुक्ता भक्ति विष्णुवशंकरी ॥

"કોઇ પણ જાતની મતલબ વિના તથા પ્રેમથી પરિપૂર્ણ એવી ઇશ્વર તરફ સતત મનની ગતિને ભક્તિ કહે છે; આ જાતની ભક્તિથી ભગવાન વશ થાય છે."

પ્રેમના ઉદયનો ક્રમ નીચે પ્રમાણે છે:-

(૧) શ્રદ્ધા, (૨) સાધુસંગ (૩) ભજન (૪) અનર્થ નિવૃત્તિ (૫) નિષ્ઠા (૬) રુચિ (૭) ભગવાનમાં આસક્તિ (૮) ભાવ (૯) પ્રેમ.

આમ ક્રમેક્રમે સાધકના અંતરમાં પ્રેમનો આવિર્ભાવ થાય છે જેના હૃદયમાં આવા પ્રેમનો પ્રકાશ થાય તે મહા ભાગ્યવાન છે એમ જાણવું પ્રેમની અધિકતા હોય તો કેવો અનુભવ થાય છે, તેનો થોડોઘણો આભાસ નીચેના શ્લોક પરથી મળશે.

*अटति यद्‌भवा नह्नि काननं त्रुटिर्युगायते त्वामपश्यताम्।*
*कुटिलकुन्तलं श्रीमुखं च ते जड उदीक्षतां पक्ष्मकृद्दृशाम् ॥*

"તમે જ્યારે દિવસે વનમાં ફરો છો, ત્યારે તમારાં દર્શન ન થવાથી અમને ક્ષણ જેટલો સમય પણ જુગ જેવડો થઇ પડે છે, અને સાયંકાળે પાછું તમારૂં ગુંચળાવાળા કેશવાળું સુંદર મુખડું જોઇએ છીએ, ત્યારે અમને પાંપણો વચ્ચે નડવાથી તમારો વિરહ થાય છે, માટે નેત્રો ઉપર પાંપણો કરનારો બ્રહ્મા ખરેખર જ મૂર્ખ છે" (તમારો વિયોગ એક ક્ષણ માત્ર પણ સહન ન થાય તેવો છે)

### પ્રેમભક્તિમાં સાત્વિક ભાવ.

સત્વ ગુણમાંથી ઉત્પન્ન થયેલા ભાવ સાત્વિક કહેવાયછે. તે આઠ પ્રકારના છે:-

સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વર ભેદ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ અને પ્રલય.

૧. **સ્તંભભાવ**:–હર્ષ, ભય, આશ્ચર્ય, ખેદ અને ક્રોધથી સ્તંભભાવ ઉત્પન્ન થાય છે. સ્તંભભાવથી વાણી બંધ થઇ જાય છે, અંગ જડ બને છે, અને આખું શરીર જાણે ખાલી થઇ ગયું હોય એમ લાગે છે.

૨. **સ્વેદભાવ**:–હર્ષ, ભય, ક્રોધાદિથી શરીરમાંથી પરસેવો નીકળે છે તે સ્વેદભાવ.

૩. **રોમાંચભાવ**:–અદ્ભુત દર્શન તથા હર્ષ, ઉત્સાહ અને ભયથી રોમાંચ થાય છે.

૪. **સ્વર ભેદ**:–વિષાદ, વિસ્મય, ક્રોધ, આનન્દ અને ભયથી સ્વર ગદ્ગદ થઇ જાય છે.

૫. **કંપ**:–ત્રાસ, ક્રોધ, હર્ષ દ્વારા ગાત્રમાં કંપ થાય છે

૬. **વૈવર્ણ્ય**:–વિષાદ, ક્રોધ અને ભયને લઇને વર્ણનો વિકાર થાય છે પીળાશ, કાળાશ, ક્ષીણતા ઈત્યાદિ વિકારો ઉત્પન્ન થાય છે.

૭ **અશ્રુ**:–હર્ષ, ક્રોધ અને વિષાદને લઇને વિના પ્રયત્ન આંખોમાંથી પાણી નીકળે છે, તેને અશ્રુ કહે છે હર્ષનાં આંસુમાં શીતળતા હોય છે, અને ક્રોધનાં આંસુમાં ઉષ્ણતા હોય છે. સર્વ પ્રકારનાં અશ્રુમાં આંખનો ક્ષોભ, ચંચળતા, રતાશ ઇત્યાદિ સમાન હોય છે

૮ **પ્રલય**:–સુખ વા દુઃખને લીધે જ્ઞાનશૂન્ય થવું તેને પ્રલય કહે છે. આ સ્થિતિમાં બેહોશ થઇ જમીન પર પડી જવાય છે.

સત્વના તફાવત પ્રમાણે પ્રાણ અને દેહમાં ક્ષોભનો પણ ભેદ પડે છે, તેથી સાત્વિક ભાવમાં પણ ભેદ થાય છે.

મુખ્ય ચાર ભેદ નીચે પ્રમાણે છે:–

(૧) ધૂમાયિત, (૨) જ્વલિત (૩) દીપ્ત (૪) ઉદ્દીપ્ત. તેમાં અનુક્રમે ઉત્તરોત્તર શ્રેષ્ઠતા છે.

૧. **ધૂમાયિતઃ**–જે ભાવ પોતેજ અથવા બીજા ભાવોની સાથે જોડાઇને થોડાઘણો પ્રકાશ પામે છે, અને જે ભાવને સાધક સહેલાઇથી છુપાવી શકે છે તેને ધુમાયિત કહે છે

ઉદાહરણઃ-

ભગવાન હરિની પાપનાશિની કીર્ત્તિ સાંભળતાં યજ્ઞકર્તા પુરોહિત ગર્ગાચાર્યના ચક્ષુના ખુણામાં એક બે આંસુ આવ્યાં, મોઢા ઉપર થોડો પરસેવો વળ્યો અને ગાલ પર સ્હેજ રતાશ આવી.

૨ **જ્વલિતઃ**–બે કે ત્રણ સાત્વિક ભાવોનો એક સાથે ઉદય થાય, પણ તે એટલા પ્રમાણમાં કે સાધક મહા મુશ્કેલીએ તે ભાવોને બીજાથી છુપાવી શકે તે જ્વલિત ભાવ.

ઉદાહરણ. રાધિકા કહે છે:–

હે સખિ ! ગિરિની ગુફાઓમાં વેણુનો અવાજ સાંભળી હુ મહા મુશીબતે આંસુ રોકી શકી; લજ્જા ઉત્પન્ન થવાથી મારો ગળગળો અવાજ પણ રોકયો, છતાં શરીરનો રોમાંચ અટકાવી શકી નહિ; તેથી મારી સખીઓ મારો કૃષ્ણપ્રેમ કળી ગઇ.

૩. **દીપ્તઃ**–ત્રણ, ચાર, અથવા પાંચ ભાવો એક સમયે પ્રબળ થવાથી જો સાધકથી છુપાવી ન શકાય તો તેને દીપ્ત કહે છે.

ઉદાહરણ: ભગવાનને સન્મુખ જોઇને નારદમુનિ એવા વિવશ થઇ ગયા, કે શરીરમાં કંપ થયો અને તેથી વીણા વગાડવા અશક્ત થયા, સ્વર ગદ્ગદ થઇ જવાથી સ્તુતિપાઠ કરી શકયા નહિ, આંખમાં આંસુ ભરાઇ આવવાથી દર્શન કરવા પણ અસમર્થ થયા.

૪. ઉદ્દીપ્ત:-એકજ વખતે પાંચ છ અથવા સર્વ ભાવોની અતિ પ્રબળતા જામી જાય, તો તેને ઉદ્દીપ્તભાવ કહે છે.

ઉદાહરણ: હે પીતામ્બર! તમારા વિરહને લઇને ગોકુલવાસીજનો સ્વેદયુકત, કમ્પિત, પુલકિતાંગ, સ્તબ્ધ તેમજ વ્યાકુળ ચિત્તે વિલાપ કરતા; અને અંતરના ઉત્તાપને લીધે મ્લાન બનેલા તથા આંખના જળથી તરબોળ થઇ ગયેલા અત્યારે અત્યંત મોહગ્રસ્ત દશામાં છે.

આ ઉદ્દીપ્ત સાત્વિક ભાવ મહાભાવમાં પરિણત થાય છે.

**રતિ અને ભાવ:-**

સ્વચ્છા અથવા શુદ્ધા રતિ

જે વખતે જે જાતની રતિમાં ઉત્તમ સાધકની આસકિત થાય છે, તે વખતે સ્ફટિક મણિની માફક તેનું ચિત્ત તે ભાવ ધારણ કરે છે, એટલા માટે આ જાતની રતિનું નામ સ્વચ્છા છે.

દૃષ્ટાન્ત:-એક શ્રેષ્ઠ બ્રાહ્મણ કેટલીક વખત ભગવાનને પ્રભુ જાણી તેની સ્તુતિ કરતા, કેટલીક વખત મિત્ર જાણી મશ્કરી કરતા, કેટલીક વખત પુત્ર ગણી તેની રક્ષા કરવા

તૈયાર થતા, કેટલીક વખત પોતાના પ્રિયતમ ગણી પ્રેમથી આનન્દમાં આવી જતા અને કેટલીક વખત પરમાત્મા ગણી ભગવાનના ધ્યાન તથા ચિંતનમાં નિયુક્ત થતા આ પ્રમાણે વિવિધ પ્રકારની સેવા દ્વારા વિવિધ પ્રકારની માનસિક વૃત્તિઓ પ્રકટ કરતા

કેવલા અને સંકુલા એમ રતિના બે પ્રકાર છે

૧. કેવલાઃ- જે રતિઓમાં બીજી રતિઓનું મિશ્રણ નથી તેને કેવલા રતિ કહે છે. શ્રીદામા આદિ સખાની તથા નન્દની રતિ આ જાતની હતી

૨. સંકુલાઃ જેમાં બે અથવા ત્રણ પ્રકારની રતિ મિશ્ર થાય છે તેને સંકુલા કહે છે. ઉદ્ધવ, ભીમ આદિની રતિ આ જાતની હતી.

રતિ અને રસઃ-

રતિ માફક રસના પણ મુખ્ય અને ગૌણ એમ બે વિભાગ છે રતિ એજ તેની ઉચ્ચાવસ્થામાં રસરૂપ થાય છે અને એ રસ તેની સર્વોચ્ચ અવસ્થામાં પ્રેમરૂપ થાય છે.

મુખ્ય ભક્તિરસ પંચ પ્રકારનો છેઃ-શાન્ત, પ્રીત, પ્રેય, વાત્સલ્ય, મધુર. આ રસ તેના ક્રમ પ્રમાણે ઉત્તરોત્તર વધારે ઉંચો છે.

હાસ્ય, અદ્ભુત, વીર, કરુણ, રૌદ્ર, ભયાનક તથા બીભત્સ, એ પ્રમાણે ગૌણ ભક્તિરસ સાત પ્રકારનો છે.



## ૪. પરાભક્તિ અને ત્યાગ.

સર્વ સાધનાનો ઉદ્દેશ્ય આત્મશુદ્ધિ છે. નામસંકીર્તન તથા જપ, પ્રતીક અને પ્રતિમાની ઉપાસના, તેમજ સાધન માર્ગમાં જે બીજાં અનુષ્ઠાનો કરવામાં આવે છે, તે બધાંનું લક્ષ્ય માત્ર આત્મશુદ્ધિ છે. શુદ્ધિ કરનારાં સર્વ સાધનોમાં ત્યાગજ સર્વશ્રેષ્ઠ છે. ત્યાગ વિના પરાભક્તિના રાજ્યમાં પ્રવેશ કરવો અસંભવિત છે. ત્યાગનું નામ સાંભળી ઘણાં માણસો ગભરાઇ જાય છે, પરંતુ તેઓને આધ્યાત્મિક ઉન્નતિની ઇચ્છા પણ હોય છે. એવા લોકોએ સમજી લેવું જોઈએ, કે ત્યાગ વિના આધ્યાત્મિક ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, त्यागेनैके नामृतत्व मानशुः ॥ બાઇબલમાં જીસસ ક્રાઇસ્ટ પણ કહે છે કેઃ—

"If any man will come after me, let him deny himself and take up his cross and follow me"

"જે કોઇ મારૂં અનુસરણ કરવા ચાહે, તેણે સ્વાર્થનો ત્યાગ કરવો અને વૈરાગ્યરૂપ ક્રોસ ધારણ કરી મારી પાછળ ચાલવું."

એક માત્ર ત્યાગ દ્વારાજ એ અમૃતત્વ પ્રાપ્ત થાય છે; યથાર્થ ધર્મલાભનું એ પહેલું પગથીઉં છે. ત્યાગબુદ્ધિ સિવાય માનવ જડદેહ તથા બીજા જડ પદાર્થોના આકર્ષણમાંથી પોતાને અલગ કરી શકતો નથી. ત્યાગથીજ ખરી આધ્યાત્મિક ઉન્નતિ થાય છે. કર્મયોગી સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કરે છે, એટલે કે જે કર્મો તે કરે છે તેના ફળમાં

આસક્ત થતો નથી ઐહિક તેમજ પારત્રિક કોઇ જાતના લાભ તરફ તેની દૃષ્ટિ રહેતી નથી.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भू र्मा ते सगोऽस्त्व कर्मणि ॥

આ ત્યાગ કર્મયોગીઓના મૂળમંત્ર સ્વરૂપ છે. રાજયોગી સમજે છે, કે સમસ્ત પ્રકૃતિ, પુરૂષ કે આત્માને વિચિત્ર સુખદુઃખાનુભૂતિ કરાવવા માટેજ છે; અને બધા અનુભવોના ફળ રૂપે પુરુષને પ્રકૃતિથી નિત્ય સ્વતંત્ર હોવાનો બોધ થવો જોઇએ જીવાત્માએ જાણવું જોઇએ, કે તે અનન્તકાળથી આત્મસ્વરુપજ છે, અને ભૂતોની સાથેનો તેનો સંબંધ ટુંકા સમય માટેજ છે. આ સુખદુઃખના ભોગ વડેજ રાજયોગી ત્યાગનો ઉપદેશ મેળવે છે

જ્ઞાનયોગીઓનો વૈરાગ્ય ઘણોજ સખત છે, કારણ કે તેમને તો પહેલેથી જ આ સત્યવત્ પ્રતીયમાન પ્રકૃતિને મિથ્યા ગણવી પડે છે. તેઓને સમજી લેવું પડે છે, કે પ્રકૃતિમાં જેટલા પ્રકારની શક્તિનો પ્રકાશ જોવામાં આવે છે, એ બધી આત્માની શક્તિ છે, પ્રકૃતિની નથી; તેમજ આત્મામાં સર્વ પ્રકારનું જ્ઞાન રહેલું છે, પ્રકૃતિમાં નહી. તેઓને વિચારમાંથી ઉત્પન્ન થયેલ ધારણાના બળથીજ સમસ્ત પ્રકૃતિનાં બંધન છેદવાં પડે છે, પ્રકૃતિના કોઇ પદાર્થો પ્રત્યે તે લક્ષ આપતાજ નથી, તેમની દૃષ્ટિ સમક્ષ એ બધું અદૃશ્ય થઇ જાય છે, અને તેઓ કૈવલ્ય પદમાં અવસ્થિત થવાની કોશીષ કરે છે.

સર્વ પ્રકારના વૈરાગ્યમાં ભક્તિયોગીઓનો વૈરાગ્ય સ્વાભાવિક છે; તેમાં કોઇ જાતની કઠોરતા નથી, તેમજ જબરદસ્તીથી કંઇ ત્યાગવાની જરૂર પણ રહેતી નથી. ભક્તનું ચિત્ત જ્યારે ભજનમાં લાગે છે, ત્યારે આપોઆપજ ઇંદ્રિયાદિની ભોગવાસના તેને છોડી ચાલી જાય છે. એ વખતે તેની બુદ્ધિવૃત્તિની ઉન્નતિ થાય છે, અને તે સૂક્ષ્મ વિષયોમાં સુખાનુભવ કરવા લાગે છે. જ્યારે તેનું મન આધ્યાત્મિકતાની ઉચ્ચતર ભૂમિમાં આરોહણ કરે છે, ત્યારે તેને નિમ્નતર ભૂમિના કોઇ વિષયોનો ખ્યાલ સરખો રહેતો નથી.

આ ઉપરથી માલૂમ પડશે, કે ભક્તિમાર્ગનો વૈરાગ્ય કોઇ વસ્તુનો નાશ કરીને ઉત્પન્ન થતો નથી ક્રમે ક્રમે વધતા જતા પ્રકાશની માફક ભક્તોનો વૈરાગ્ય વધતો જાય છે, તે સાથે જેમ અંધારું અધિક અજવાળામાં રહી શકતું નથી, તેમ ભગવત્ પ્રેમમાં ઉન્મત્ત ભક્તોની, ઇન્દ્રિયવૃત્તિ તથા બુદ્ધિવૃત્તિની પરિચાલનાથી ઉત્પન્ન થતી સુખભોગની ઇચ્છા, પોતાની મેળે જ તેનાથી દૂર ચાલી જાય છે આવો ઈશ્વર પ્રેમ વધતા વધતાં પરાભક્તિમાં પરિણત થાય છે આવા પ્રભુપ્રેમીઓને પછી કોઇ પ્રકારનાં અનુષ્ઠાન કરવાની આવશ્યક્તા રહેતી નથી; તેમને માટે શાસ્ત્રોનું પ્રયોજન નથી; પ્રતિમા, મંદિર, ભજનાલય, જૂદા જૂદા સંપ્રદાયો, દેશ, જાતિ- આ બધા ક્ષુદ્ર સીમાબદ્ધ ભાવ અને બંધન આપોઆપ તૂટી જાય છે, કોઇ તેને બંધનમાં રાખી શકતું નથી, કોઇ તેની સ્વતંત્રતા નષ્ટ કરી શકતું નથી.



## ૫ ભક્તોનો વૈરાગ્ય પ્રેમમાંથી ઉત્પન્ન થાય છે

પ્રકૃતિમા સર્વત્ર પ્રેમનો વિકાસ જોવામા આવે છે સમાજમા જે કઇ સુદર કે મહત્ છે, તે બધુ પ્રેમમાથી ઉત્પન્ન થયુ છે તે સાથે એ પણ સમજી રાખવુ જોઇએ, કે મન્દ તથા પૈશાચિક ભાવો પણ એજ પ્રેમનુ વિકૃત સ્વરૂપ માત્ર છે પતિપત્નીનો વિશુદ્ધ દામ્પત્ય પ્રેમ તથા અતિ નીચ કામવૃત્તિ પણ એ એક જ પ્રેમના ભિન્ન વિકાસ માત્ર છે ભાવ એક જ છે, પણ અવસ્થા તથા પ્રયોગ ભેદથી રૂપ વિભિન્ન થાય છે એક જ પ્રેમની પ્રેરણાથી કોઇ દરિદ્રને પોતાનુ સર્વસ્વ અર્પણ કરે છે, અને કોઇ પોતાના સગા ભાઇનુ સર્વસ્વ હરી લેવા તેના ગળામા છરી ભોંકે છે પહેલા દૃષ્ટાન્તમા પ્રેમ ઉત્તમ વિષયમા પ્રયુક્ત થાય છે, ત્યારે બીજા દૃષ્ટાન્તમા તેની પ્રેરણા મદ દિશામા થઇ છે જે અગ્નિ આપણુ ભોજન પકવવામા સહાયતા કરે છે, તેજ અગ્નિ નિર્દોષ બાળકને બાળી પણ નાખે છે, તેમા અગ્નિનો દોષ નથી, વ્યવહાર પ્રમાણે ફળમા ફરક પડે છે

ભક્તિયોગ પ્રેમના શ્રેષ્ઠ વિકાસના વિજ્ઞાન (Science) સ્વરૂપ છે પ્રેમને યથાર્થ રસ્તા પર ચલાવવા માટે, તેને પોતાના કાબૂમા લાવવા માટે, તેનો સદ્વ્યવહાર કરવા માટે, અને તે દ્વારા શ્રેષ્ઠતમ ફલ સ્વરૂપ જીવનમુક્તિ મેળવવા માટે ભક્તિ યોગ ઉપાય બતાવે છે ભક્તિયોગ કોઇપણ પદાર્થનો ત્યાગ કરવાનુ કહ્યા વિના માત્ર એટલુ જ કહે છે, કે "એ પરમ પુરુષમા ચિત્ત રાખો" અને એતો સ્વાભાવિક જ છે, કે જેઓ પરમપુરુષના પ્રેમમા મસ્ત બને છે, તેમનામા હીન વાસના રહી

શકતી જ નથી. આમ થવાથી ભક્તને ત્યાગ સહજ સાધ્ય થાયછે.

ભક્તિયોગ કહે છે કે:– "હે માનવ ! સુંદર વસ્તુ તરફ તું સહેજે આકૃષ્ટ થાય છે, ભગવાન પરમ સુંદર છે, માટે તું તેને અંતઃકરણપૂર્વક ચાહતાં શીખ."

મનુષ્યમુખમાં, આકાશમાં, ચંદ્રતારકમાં જે સૌન્દર્યનો વિકાસ જોવામાં આવે છે તે કયાંથી આવ્યો ? એ બધાં સૌન્દર્યસ્વરૂપ ભગવાનના પ્રકાશથી પ્રકાશિત છે. तस्य भासा सर्वमिदं विभाति ॥ ભક્તિની આ ઉચ્ચ ભૂમિકામાં જઓ પહોંચેછે, તેઓનો ક્ષુદ્ર અહંભાવ તદ્દન નાશ પામે છે, તેમની સર્વ આસક્તિ ચાલી જાય છે અને તે સાક્ષી સ્વરૂપ થઇને પ્રકૃતિના સર્વ વ્યાપાર જુવે છે ગમે તેટલા દ્વંદ્વ કે સંઘર્ષ આવી પડે પણ આપણે તો સાક્ષી સ્વરૂપ થઇ જોયા કરવું. જો આપણે સંસારના પ્રવાહમાં પડયા રહીએ, તો એ બધા ધક્કા પણ આપણે સહન કરવા જ પડે, પરતુ એ પ્રવાહમાંથી બહાર નીકળી તટસ્થ રહીએ, તો પ્રેમસ્વરૂપ ભગવાનના અનન્ત પ્રકાશની લીલા આપણા જોવામાં આવે.

સંસ્કૃતમાં ભગવાનનું એક નામ 'હરિ' છે; તેનો અર્થ એ છે કે જે સર્વને પોતાના તરફ ખેંચે છે. આપણે વિષયો તરફ ખેંચાઇએ છીએ પણ તેમાં એવું શું છે, કે જે આપણને તેના તરફ ખેચે છે ? પ્રાણહીન જડ વસ્તુ ચૈતન્યમય આત્માને ખેંચી શકે જ નહિ. મનુષ્યનું સુદર મુખ જડ પરમાણુઓથી સંગઠિત છે, તેના ઉપર બીજાઓ ફીદા ફીદા કેમ થાય છે ? જડ પરમાણુઓમાં એટલું સામર્થ્ય રહી શકે જ નહિ; તે સર્વની પાછળ કોઇ ઇશ્વિરી શક્તિ, કોઇ ઇશ્વિરી પ્રેમની લીલા,

અવશ્ય વિદ્યમાન છે. અજ્ઞ પુરુષો એ જાણતા નથી, પરંતુ તેઓ જાણે કે ન જાણે, છતાં તે દ્વારા તેઓ આકૃષ્ટ થાય છે આ ઉપરથી સમજાશે કે ઉચ્ચમાં ઉચ્ચ, તેમજ નીચમાં નીચ ભાવો ઇશ્વરી પ્રભાવનાં કિરણ માત્ર છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કે —

न वा अरे पत्यु कामाय पति प्रियो
भवत्यात्मनस्तु कामाय पति प्रियो भवति ॥

"હે પ્રિયતમે! પતિને માટેજ પતિ ઉપર કોઇ પ્રીતિ કરતુ નથી, પતિના અતરસ્થ આત્માને માટેજ પતિ પ્રિય લાગે છે." આ પ્રમાણેજ પુત્ર, પત્ની ઇત્યાદિની પ્રીતિના સબધમા સમજી લેવું ભગવાન મોટા લોહચુબક જેવા છે, અને બધા જીવો લોઢાના ટુકડા સમાન છે સદાસર્વદા આ જીવો એ ચુમ્બક દ્વારા ખેચાય છે જીવોની સર્વ પ્રકારની ચેષ્ટા આ આકર્ષણના ફળ સ્વરૂપ છે અજાણપણે સર્વ તેના તરફજ ગતિ કરી રહ્યાં છે, છેવટે એક દિવસ જરૂર ત્યાં પહોચી જશે અને તેમા ચોટી જશે, એટલે કે જીવ પરમાત્માના સ્વરૂપમા મળી જશે

ભક્ત આવા જીવનસગ્રામનો અર્થ પહેલેથીજ સમજે છે, એ કારણથી તે સર્વ આકર્ષણના મૂળ કારણ સ્વરૂપ શ્રીહરિની પાસે સત્વર જવાની ઇચ્છા કરે છે. આ આકર્ષણનો અનુભવ ભક્તોનાં ચિત્તને બીજા આકર્ષણોમાથી (વિષયાસક્તિમાંથી) છુટા કરી દે છે. તેમનુ હૃદય ભગવત્ પ્રેમથી તરબોળ થઇ જાય છે, તેથી પછી ક્ષુદ્ર વિષયપ્રેમને ત્યાં કયાથી સ્થાન મળે? આ સ્થિતિ પ્રાપ્ત થયા પછી ભક્ત કોઇ

પ્રકારનો ભેદ જોતો નથી; મનુષ્યને તે મનુષ્યરૂપે જોતો નથી, પણ તેની અંદર પોતાના પ્રિયતમને જુવે છે, જેનો તરફ તે જુવે છે તેમાં તેને પ્રભુનોજ પ્રકાશ જોવામાં આવે છે જગતની અંદર આવા ભક્તો થોડાઘણા હમેશાં હોય છેજ. આવા ભક્તોના હૃદયમાં ક્રોધ, ઘૃણા, ઈર્ષા આદિનો ભાવ જરાપણ રહેતો નથી, કેમકે એનો સર્વત્ર પ્રેમમય પ્રભુનાંજ દર્શન કરે છે; પ્રેમમાં એ હલકી વૃત્તિઓને સ્થાનજ ક્યાંથી હોય?



## ૬. ભક્તિયોગની સ્વાભાવિકતા.

અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને પૂછયું હતું કે:—

> एवं सततयुक्ता ये भक्ता स्त्वां पर्युपासते ।
> ये चाप्यक्षरमव्यक्तं तेषा के योगवित्तमा ॥

જે સર્વદા અવહિત ચિત્તે તમારી ઉપાસના કરે છે, તે, અને જે અવ્યક્ત નિર્ગુણના ઉપાસક છે તે બેમા વધારે સારો યોગી કયો?

તેના ઉત્તરમાં શ્રી ભગવાન કહે છે કે:—

> मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
> श्रद्धया परयोपेता स्ते मे युक्ततमा मता ॥ ઇત્યાદિ
> (ગીતા ૧૨ અધ્યાય)

"જે લોકો મારામાં મન જોડીને એકરસ થઈ શ્રદ્ધાપૂર્વક મારી ઉપાસના કરે છે તે મારા શ્રેષ્ઠ ઉપાસક છે. અને તેઓજ શ્રેષ્ઠ યોગી છે."

"જે લોકો ઇંદ્રિય સંયમપૂર્વક સર્વત્ર સમબુદ્ધિ થઇને નિર્ગુણ, અનિર્દેશ્ય, અવ્યકત, સર્વવ્યાપી, અચિંત્ય, નિર્વિકાર, અચળ, નિત્ય સ્વરૂપની ઉપાસના કરે છે, તે લોકો પણ સર્વભૂતના હિતમાં રત હોવાથી મનેજ મેળવે છે આ લોકોનું ચિત્ત અવ્યકતમાં આસકત હોવાથી તેમને વધારે તકલીફ પડે છે, કારણ દેહાભિમાની વ્યક્તિ ઘણી મુશ્કેલીથી અવ્યકતને પહોચી શકે છે, પણ જે લોકો સમુદય કાર્ય મને સમર્પણ કરીને દૃઢચિત્ત થઇ મારૂં ધ્યાન ધરે છે, તથા મારી ઉપાસના કરે છે, તેમનો હું સત્વર જન્મ મૃત્યુરૂપી સાગરમાંથી ઉદ્ધાર કરૂં છું, કેમકે તેમનું મન સદાં મારામાંજ આસકત છે."

અહીં જ્ઞાનયોગ તથા ભક્તિયોગ બંનેને લક્ષીને કહેવામાં આવ્યું છે જ્ઞાનયોગ અવશ્ય શ્રેષ્ઠમાર્ગ છે, પરંતુ તેની સાધના ઘણીજ કઠણ છે ભક્તિયોગ સાધારણ બુદ્ધિવાળા માણસો માટે સહજ અને સુખસાધ્ય છે, કારણ તેમાં મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનો ઇશ્વરપ્રાપ્તિ માટે સહેલાઇથી ઉપયોગ થઈ શકે છે, જ્યારે જ્ઞાનમાર્ગમાં એ બધી પ્રવૃત્તિઓને રોકવી પડે છે. ગોપીઓએ પોતાની પ્રવૃત્તિઓનો આ રીતે ભક્તિલાભ માટે ઉપયોગ કર્યો હતો

> तच्चिन्ताविपुलाह्लाद क्षीणपुण्यचया तथा।
> तद् प्राप्ति महद् दु खविलीनाशेषपातका ॥
> चिन्तयन्तीजगत्सूर्ति परब्रह्म स्वरूपिणम्।
> निरुच्छ्वासतया मुक्तिं गतान्यागोपकन्यका ॥ (વિષ્ણુપુરાણ)

ભગવાનનું ચિન્તન કરવાથી ઉત્પન્ન થયેલ પરમ આહ્લાદથી તેના પુણ્યકર્મોના બંધન ક્ષીણ થઇ ગયા અને

ઇશ્વરની અપ્રાપ્તિને લઇને ઉત્પન્ન થયેલ મહાદુઃખથી તેનાં બધાં પાપો નષ્ટ થઇ ગયાં. જગતના કારણરૂપ પરબ્રહ્મ સ્વરૂપનું તન્મય થઇ, (તન્મય થવાથી શ્વાસ પણ ચાલે છે કે નહિ તેણખર પડતી નથી) ચિન્તન કરવાથી તે ગોપકન્યકાને મુક્તિ પ્રાપ્ત થઇ.

ભક્તિયોગનું રહસ્ય એ છે, કે મનુષ્ય હૃદયમાં જેટલા પ્રકારની વાસના કે ભાવ છે તેમાંથી એકકે સ્વરૂપતઃ ખરાબ નથી. તેમને ધીરે ધીરે પોતાના કાબુમાં લાવી કોઇ ઉચ્ચ આદર્શ તરફ તેમની ગતિ ફેરવવાથી પરમ ઉત્કર્ષ પમાય છે. ભગવાન જ સર્વશ્રેષ્ઠ ગતિસ્વરૂપ છે, આ વાત સમજી જો ભક્ત વિષયાદિ સુખદુઃખથી અલિપ્ત રહીને માત્ર ભગવાનની જ અપ્રાપ્તિથી દુઃખ, અને તેમનાજ લાભથી સુખ અનુભવે, તો તેને પરમશાન્તિ લાભ થાય એમાં નવાઇ નથી. આ ઉપરથી સમજાશે, કે મનુષ્ય માત્રને માટે ભક્તિમાર્ગ સ્વાભાવિક તેમજ સરળ છે.



## ૭. સાર્વજનિક પ્રેમ

સમષ્ટિ પ્રત્યે જો ખરો પ્રેમ હોય, તો પછી વ્યષ્ટિ પ્રત્યે ખરો પ્રેમ થાય. ઇશ્વરજ સમષ્ટિ છે, અને જગત્ વ્યષ્ટિ છે. સર્વવ્યાપી અખંડ સમષ્ટિની અંદર ક્ષુદ્ર ક્ષુદ્ર ખંડ જગતો વિદ્યમાન છે, તેથી સમષ્ટિ પ્રત્યે જો પ્રેમ થાય તો જરૂર જગત્ પ્રત્યે પણ પ્રેમ થાય. વ્યષ્ટિમાંથી સમષ્ટિમાં

તથા વિશેષમાંથી સાધારણ તત્ત્વમાં જવું, એ ભારત વર્ષનાં દર્શનશાસ્ત્રો તથા ધર્મોનું ખાસ લક્ષણ છે. તેથી જેને જાણવાથી બધું જ્ઞાન થઇ જાય છે, એ સમષ્ટિભૂત, એક, નિરપેક્ષ, સર્વભૂતમધ્યસ્થિત, પરમ પુરુષને ઓળખવા એજ જ્ઞાનીનુ લક્ષ્ય હોય છે; જેના ઉપર પ્રેમ કરવાથી ચરાચર વિશ્વબ્રહ્માંડ તરફ પ્રેમભાવ ઉત્પન્ન થાય છે, એ સર્વગત પુરુષનો સાક્ષાત્કાર કરવા માટે ભકત મથે છે; અને જેના ઉપર જય મેળવવાથી આખા જગત્ ઉપર જય મેળવાય છે, તે મૂળ શકિતને જીતવાની યોગી ઇચ્છા રાખે છે. ભારત વાસીઓની મનોગતિનો ઇતિહાસ જોવાથી માલૂમ પડશે, કે જડવિજ્ઞાન, મનોવિજ્ઞાન, ભકિતતત્વ, દર્શન,–એ સર્વ વિભાગોમાં "બહુ" માંથી "એક" સર્વગત તત્ત્વનું અનુસંધાન એજ તેમનું એકમાત્ર ધ્યેય છે. આ પરિદૃશ્યમાન જગત્ સમષ્ટિ સ્વરૂપ ભગવાનની અભિવ્યકિત છે, એવો બોધ થવાથી ભકતના હૃદયમાં પ્રભુસેવાભાવે જગતનું હિત સાધવાની પ્રેરણા સહેજ જાગે છે. આ હિતસાધનની શકિત પ્રભુપ્રેમ દ્વારાજ મેળવી શકાય છે.

વળી ભકત કહે છે, કે સર્વ તેનુંજ–ઇશ્વરનુંજ–છે, જે મારા પ્રિયતમ છે. ભકતને સર્વ વસ્તુ પવિત્ર તથા સુંદર માલૂમ પડે છે, કારણ એ બધી વસ્તુઓ તેના પ્રિયતમની છે. આવી અવસ્થા પ્રાપ્ત થયા પછી ભકતની અંદરથી દ્વેષ તથા હિંસા–બુદ્ધિ ચાલ્યાં જાય છે. ભકતની ઉચ્ચ દૃષ્ટિએ પછી મનુષ્ય મનુષ્ય રહેતો નથી, પણ ભગવાન સ્વરૂપ થઇ જાય છે, અને બીજાં પ્રાણીઓમાં પણ ઇશ્વરબુદ્ધિ

થાય છે. આ અવસ્થામાં ભક્તને સર્પદંશ થાય તોપણ તેને તો એવો બોધ થાય છે, કે તે સર્પ પોતાના પ્રિયતમ તરફથી સંદેશો લઇને આવેલ છે.

एवं सर्वेषु भूतेषु भक्ति रव्यभिचारिणी ।
कर्तव्या पंडितै र्ज्ञात्वा सर्वभूतमयंहरिम् ॥

હરિ સર્વ ભૂતમાં અવસ્થિત છે એમ સમજી પંડિતોએ સર્વ પ્રત્યે નિષ્કામ ભક્તિ આચરવી જોઇએ.

આવા પ્રગાઢ સર્વગ્રાહી પ્રેમનું ફળ પૂર્ણ આત્મસમર્પણ છે. આ દશામાં દૃઢ નિશ્વાસ થાય છે, કે સંસારમાં સારું બુરું જે કંઇ થાય છે તે અનિષ્ટને માટે થતું નથી, પણ ભગવાનની ઇચ્છાથી કલ્યાણને માટેજ થાય છે. આ સ્થિતિનેજ શાસ્ત્રમાં 'અપ્રાતિકૂલ્ય' કહેલ છે.

અધિકાંશ મનુષ્યો દેહસુખનેજ પોતાનું સર્વસ્વ સમજે છે, કારણ ઇન્દ્રિયસુખલાલસારૂપી અસુર સર્વમાં ઘુસી ગયો છે. જેઓ લાંબી લાંબી વાતોના ફડાકા મારે છે, તેઓની અવસ્થા પણ વધારે સારી નથી. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા, કે (વિષયી) પંડિતો ગીધડાંની માફક ઘણે ઉંચે ઉડે છે, પણ તેમની નજર તો મડદાં (ઇન્દ્રિયસુખભોગ) ઉપરજ હોય છે. જ્યાંસુધી મનુષ્ય સ્વાર્થત્યાગ કરવાને માટે અંતઃકરણ પૂર્વક તૈયાર થતો નથી, ત્યાં સુધી તે ખરો ભક્ત થઇ શકતો નથી. સાધુ વ્યક્તિ બીજાઓની સેવામાં ધન, પ્રાણ ઇત્યાદિ સર્વનો ઉત્સર્ગ કરવા તૈયાર રહે છે. તેઓ જાણે છે, કે જગત્ અનિત્ય છે, અને જે શરીર માટે બધી ભોગસામગ્રી એકઠી કરવામાં આવે છે, જેને લઇને અંતરમાં આટલી

બધી સ્વાર્થપરતા જાગે છે, તેતો ક્ષણભંગુર છે. સાંસારિક કોઇ વસ્તુ ચિરકાળ રહેનારી નથી, તો પછી કોઇ મંદ કાર્યમાં શરીર તથા ધનાદિનો ઉપયોગ ન કરતાં, શુભ પ્રવૃત્તિઓમાં તેનો યોગ કરવામાં આવે, તો તે અતિ કલ્યાણકર છે. જીવનનું સર્વપ્રધાન કાર્ય સર્વ પ્રાણીઓની સેવા એજ હોવું જોઇએ; જેઓ આમ કરે છે તેઓજ શ્રેષ્ઠ છે. માટેજ ભક્તો કહે છે કે, "આપણે જગતના સર્વ પદાર્થોના સંબંધમાં મૃતવત્ રહેવું જોઇએ." આ પ્રમાણે જેઓ રહી શકે, તેજ ખરેખરૂં આત્મસમર્પણ કરી શકે છે, અને તેઓજ ભગવાનનું સાચું શરણ લઇ શકે છે. "Let Thy will be done." "પ્રભો ! તારી ઇચ્છાજ પૂર્ણ થાઓ." જીસસ ક્રાઇસ્ટના આ વાક્યનો અર્થ પૂરેપૂરું આત્મસમર્પણ અથવા શરણાગતિ છે

પ્રકૃત ભક્ત પોતાને માટે કોઇપણ ઇચ્છા રાખતો નથી, તેમ કોઇ કાર્ય કરતો નથી; એતો દીનભાવે એવી જ પ્રાર્થના કર્યા કરે છે કે, "પ્રભો ! લોકો તમારા આપેલા સાંસારિક પદાર્થો પોતાના તરીકે માને છે, અને તેને લઇને અહંભાવમાં આવીને તમારા નામમાં મોટાં મોટાં મંદિરો બાંધે છે, તથા ઘણું ઘણું દાન આપે છે; પણ હું તો આપનો શરણાગત છું, દીનાતિદીન છું; જે કંઇ મારૂં છે તે આપનું દીધેલું હોવાથી ખરેખર આપનું જ છે; તેથી હું તો મારા સર્વસ્વની સાથે મને પોતાને આપના પાદપદ્મમાં સમર્પું છું; આપ મને છોડશો નહિ,-એજ મારી એક પ્રાર્થના છે." આવા આત્મસમર્પણ પછી સર્વ પ્રકારની આસક્તિ નષ્ટ થઇ જાય છે, કેવળ સર્વ-

ભૂતોના અંતરાત્મા તથા આધાર સ્વરૂપ ભગવાન પ્રત્યે જ પ્રેમાત્મિકા આસક્તિ રહે છે. આવી પ્રેમાસક્તિ જીવાત્માને માટે બંધનના કારણરૂપ થતી નથી, પરંતુ સર્વ બંધનમાંથી મુક્તિના કારણરૂપ બને છે.



## ૮. પરાવિદ્યા અને પરાભક્તિ એકજ છે.

ઉપનિષદ્‌માં પરા અને અપરા એમ બે વિદ્યાનો ઉલ્લેખ છેઃ–

द्वे विद्ये वेदितव्ये इतिस्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ।
तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः
शिक्षाकल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति ।
अथ परा यया तदक्षर मधिगम्यते ॥

મુન્ડકોપનિષદ્

બ્રહ્મજ્ઞાનીઓ કહે છે, કે બે વિદ્યા જાણવા જેવી છે, પરા અને અપરા. એ બેમાં અપરા વિદ્યા એટલે ઋગ્, યજુર્, સામ અને અથર્વવેદ, શિક્ષા (વેદની ઉચ્ચાર પદ્ધતિનું શિક્ષણ), કલ્પ (યજ્ઞ કરવાની રીત), વ્યાકરણ, નિરુક્ત (વૈદિક શબ્દોની ઉત્પત્તિ અને અર્થનો કોષ), છન્દ અને જ્યોતિષ; અને જે દ્વારા અક્ષરબ્રહ્મને જાણી શકાય તે પરા વિદ્યા. પરાવિદ્યા અને બ્રહ્મજ્ઞાન એકજ છે. દેવી ભાગવતમાં પરાભક્તિ સંબંધી લખ્યું છે કે, " જેવી રીતે તેલને એક ઠામમાંથી બીજા ઠામમાં નાખતી વખતે અવિચ્છિન્ન ધારા

ચાલે છે, તેવીજ રીતે મન જ્યારે એકધારું ભગવાનનું સ્મરણ કર્યા કરે છે, ત્યારેજ પરાભક્તિનો ઉદય થાય છે."

બીજા બધા પ્રકારની ભક્તિ, એ પરા ભક્તિને પહોંચવાનાં પગથીઆં રૂપ છે. મનુષ્યોનો પ્રેમ જ્યાં પ્રતિદાન મળે છે, ત્યાંજ સાધારણ રીતે ઢળે છે; પ્રતિદાન ન મળે તો માણસ ઉદાસીન થઇ જાય છે એવા બહુજ થોડા જોવામાં આવે છે, કે જેઓ પ્રતિદાનની અપેક્ષા વિનાજ પ્રેમનો પ્રવાહ ચલાવે છે. આવા પ્રેમની તુલના પતંગના અગ્નિ પ્રત્યેના પ્રેમની સાથે સરખાવી શકાય. અગ્નિમાં આત્મસમર્પણ કરી પતંગ મરી જાય છે, કારણ એ એનો સ્વભાવ છે પતંગ એ સર્વોચ્ચ પ્રેમના દૃષ્ટાન્ત સ્વરૂપ છે. જ્યારે આધ્યાત્મિક વિષયમાં આવો પ્રેમ જાગે, ત્યારેજ પરાભક્તિની પ્રાપ્તિ થાય છે.

પ્રેમમાં લેવાદેવાનો ભા। હોવો જોઇએ નહિ જ્યાં આવી આશા રહે છે, ત્યાં યથાર્થ પ્રેમ ઉત્પન્ન થઇ શકતો નથી; ત્યા તો કેવળ પ્રેમની દુકાનદારી ચાલે છે, એમ કહી શકાય. જ્યાં સુધી ભગવાન પાસેથી કંઇ મેળવવાની આશા રહે છે, ત્યાં સુધી ભક્તિ ભયમિશ્રિત હોય છે, અને જ્યાં ભય છે, ત્યાં પ્રકૃત પ્રેમનો વાસ નથી ખરા પ્રેમપૂર્વક કરેલી ભક્તિ અને કઇ મેળવવાની આશાથી કરેલ ભક્તિ વચ્ચેનો તફાવત નીચે આપેલા દૃષ્ટાન્ત પરથી સમજાશે

એક વખત કોઇ બાદશાહને જગલમા ફરતાં ફરતાં એક સાચા સાધુની ભેટ થઇ. તે સાધુની પવિત્રતા તથા તેનું પ્રકૃત જ્ઞાન જોઇને રાજા ઘણો ખુશી થયો, અને પોતાના

રાજ્યમાં પધારવા માટે તેને ઘણો આગ્રહ કરવા લાગ્યો. પહેલાં તો તે સાધુ પુરૂષે આવવાની ચોકખી ના કહી, પણ બાદશાહનો અતિશય આગ્રહ જોઇ થોડા દિવસ માટે તેઓ તેની રાજધાનીમાં ગયા. ત્યાં પહોંચ્યા પછી તે બાદશાહ આ સાધુ પુરૂષને પોતાની પાસેથી દાન ગ્રહણ કરવાની વિનતિ કરી. તેનો અતિશય આગ્રહ જોઇ તેમણે દાન સ્વીકારવાનું કબૂલ કર્યું, પણ બાદશાહ ને દાન આપતાં પહેલાં પ્રભુને પ્રાર્થના કરવાલાગ્યો કે, "પ્રભુ ! મારી સંતતિમાં વધારો કર, મારી સંપત્તિમાં ઉમેરો કર, મારા રાજ્યનો વિસ્તાર વધારી આપ, અને મારૂં શરીર નીરોગી રાખ "

બાદશાહની આ પ્રાર્થના પૂરી થાય ત્યાર પહેલાં જ સાધુએ ઉઠીને ચાલવા માંડયું આ જોઇને બાદશાહ તેની પાછળ દોડયો અને કહેવા લાગ્યો, " સાધુ મહારાજ ! આપ દાનનો સ્વીકાર કર્યા વિના કેમ ચાલ્યા જાઓ છો?"

સાધુએ જવાબમાં કહ્યું, " ઓ ભિક્ષુક ! હું ભિક્ષુકની પાસેથી ભિક્ષા લેતો નથી. તું સ્વયં ભીખ માગે છે, તો પછી મને શું આપી શકીશ ? પાછો જા, અને મને મારે રસ્તે જવા દે."

આ દૃષ્ટાન્તમાં ભિક્ષુક ભક્ત, અને ભગવાનના યથાર્થ પ્રેમી ભકતની વચ્ચેનો તફાવત બતાવ્યો છે. મુકિત મેળવવાની ઇચ્છાથી કરેલી ભકિત પણ હલકા પ્રકારની જ છે. પ્રેમના બદલામાં કંઇ પણ માગવું નહિ, પ્રેમ સમર્પી સામું કંઇપણ મેળવવાની ઇચ્છા રાખવી નહિ.

આગળ કહ્યું છે, કે પ્રેમમાં કોઈ પણ જાતનો ભય રહી શકતો નથી ભયથી ભગવાન ઉપર પ્રેમ કરનારાઓ મનુષ્યત્વની નીચી શ્રેણીમાં રહેનારા છે. ભગવાન સબંધી તેમની ધારણા એવી હોય છે, કે એ એક મહાન પુરૂષ છે, અને તેના એક હાથમાં ગદા, અને બીજા હાથમાં અભય છે, તેનો હુકમ નહિ માનવાથી તે સજા કરે છે આ જાતની ઉપાસના હલકા પ્રકારની છે, કેમકે ખરા પ્રેમમાં ભય હોતોજ નથી



# પ્રકરણ બીજું



## ૧. ભકિતના અધિકારી કોણ ?

यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।
न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्यसिद्धिद ॥

" જે પુરૂષને યથાર્થ વૈરાગ્ય અથવા જ્ઞાનની પ્રાપ્તિ થઇ નથી, તેમજ સંસારમાં પણ જેને વિશેષ આસકિત નથી, અને મારી કથા આદિમાં જેને શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે, તેને ભકિતયોગનું સાધન સિદ્ધિ આપનારૂ છે "

ભકિતયોગ જાતિ, કુળ કે ઉંમરની અપેક્ષા ગણતો નથી ઘડપણ આવે ત્યાં સુધી ભકિત મુલ્તવી ગખવાનો વિચાર ભ્રમમૂલક છે. રામકૃષ્ણદેવ કહેતા, કે જો ભકિત-બીજ વાવવું હોય તો હૃદય કોમળ હોય ત્યારે વાવવુ નાનપણમાં હૃદય માટી જેવું મુલાયમ હોય છે, માટે તે વખતે જ એ બી વાવવુ, એ સર્વનું કર્તવ્ય છે સંસારમા પડી ગયા પછી હૃદય બળેલી ઈંટ જેવુ સખત થઇ જાય છે. ત્યારે તેમાંથી ફણગો ફૂટી શકતો નથી વિદ્યા તથા ધનની ઉપાર્જના સાથે જ ભકિતનું પણ સાધન કરવું જોઇએ, કેમકે ધર્મહીન વિદ્યા તથા ધન ઘણી વખત અકલ્યાણનુ કારણ થઇ પડે છે.

शिशौ नासीद्वाक्य जननि तव मंत्रं प्रजपितुम् ।
किशोरे विद्यायां विषमविषये निष्ठति मनः ॥
इदानीं भीतोऽहं महिषगलघंटाघनरवा ।
शिरालम्बो लम्बोदरजननि कं यामि शरणम् ॥

"હે ગણુપતિમાતા દુર્ગા ! નાનપણુમાં મારામાં બોલવાની શક્ત ન હતી, તેથી હું તારો મંત્ર જપી શક્યો નહિ, કિશોરાવસ્થામાં વિદ્યામાં તથા જુવાનીમાં સંસારના પદાર્થોમાં મન મગ્ન રહેતું, તેથી ત્યારે પણુ હું તારી ભક્તિ કરી શક્યો નહિ માતા ! હવે ઘડપણુમાં યમના વાહન પાડાના ગળાના ઘંટનો અવાજ સાંભળી હું થથરી જાઉં છું. મા ! હવે હું કોને શરણુ જાઉં ? તમારા વિના મારો બીજો એકકે આશરો નથી "

આખી ઉમ્મર ધર્મહીન જીવન ગાળવાથી છેવટે ઘડપણુમાં આ રીતે વિલાપ કરવો પડે છે

મૃત્યુને માટે તો દરેક ક્ષણે તૈયાર રહેવું જોઇએ. મૃત્યુને મન તો બાળક, યુવા, વૃદ્ધ-એ બધાં સરખાં જ છે. તેનાથી ડરતા રહેવાથી ફાયદો નથી, પણુ વીરતાપૂર્વક તેની સામે થવાને તત્પર રહેવું જોઇએ. એકમાત્ર ધાર્મિક જીવન ગુજારવાથી જ આ જાતનું સાહસ મેળવી શકાય છે.

મહાભારતમાં કહ્યુ છે તેમ –

युवैव धर्मशीलः स्या दनित्य खलु जीवितम् ।
को हि जानाति कस्याद्य मृत्युकालो भविष्यति ॥

"યુવાવસ્થામાંજ ધર્મપ્રાપ્તિ કરી લેવી, કારણુ જીવન ક્ષણુ-

ભંગુર છે; આજે કોનું મૃત્યુ થવાનું છે, એ કોણ જાણી શકે ?"

Always be thou prepared and so live that death may never find thee unprepared.

Imitation of Christ

ધ્રુવ અને પ્રહલાદની માફક નાનપણમાં જ ભકિત કરવાથી દયામય ભગવાનનું દર્શન સહેજે થાય છે, તે વખતે સાંસારિક વિષયોથી ચિત્ત મલિન થયેલું હોતુ નથી, તેથી ભગવદ્ભાવ સહેલાઇથી પ્રકટ થાય છે. ભકતવર પ્રહલાદ કહે છે તેમ "दुर्लभ मानुषं जन्म तद्प्य ध्रुव मर्थदम् ॥ એક તો મનુષ્ય જન્મ જ દુર્લભ છે, તેમાં વળી જીવનમાં સફળકામ થવું એતો તદ્દન જ અનિશ્ચિત છે, માટે વખત ગુમાવ્યા વિના નાનપણમાં જ ભકિતસાધન કરી લેવું

પૃથ્વી ઉપર જે જે મહાત્માઓ થઇ ગયા છે, તેમના જીવનચરિત્રો તપાસવાથી માલૂમ પડશે, કે તે બધાએ બાલ્યાવસ્થાથીજ ભકિતનું ઉપાર્જન કર્યું હતુ. ભગવાન શ્રી શંકરાચાર્ય, રામકૃષ્ણ પરમહંસ, ચૈતન્યદેવ, જીસસક્રાઇસ્ટ, તુકારામ–આ સર્વનાં દૃષ્ટાન્ત આપણને એજ માર્ગ બતાવે છે

ભગવાનની નજરે કોઇ ઉંચો કે નીચો નથી. અખો કહે છે તેમ—

"ઉચ ખરા તે ઉચ ન જાણુ, નીચ તે નોહે નીચ નિર્વાણ,
ઉચમાં રામ બમણો નથી ભર્યો, અને નીચ પિંડ ઠાલો નથી કર્યો"

નીચ કોમમાં જન્મ્યા હોવા છતાં ભગવાનની કૃપા

મેળવનારા ઘણા ભાગ્યશાળી ભક્તોનાં નામ શાસ્ત્રોમાં મોજૂદ છે.

ગરુડપુરાણમાં કહ્યું છે કે:—

अष्टविधाह्येषा भक्ति यस्मिन् म्लेच्छोऽपि वर्तते
स विप्रेन्द्रो मुनिः श्रीमान् स यतिः स च पंडितः ॥

અષ્ટવિધ ભક્તિનો મ્લેચ્છમાં પણ પ્રકાશ થઇ શકે છે; ત્યારે તે મ્લેચ્છ રહેતો નથી, પણ વિપ્રશ્રેષ્ઠ, મુનિ, શ્રીમાન્, યતિ અને પંડિત રૂપ થઇ જાય છે

રોહિદાસ ભક્ત જાતે ચમાર હતા, મદ્રાસ ઇલાકામાં થઇ ગયેલ નન્દા ભક્ત ઢેઢ હતા, તેજ દેશના તિરૂપ્પાન આલોયાર નામના શ્રેષ્ઠ ભક્ત પણ જાતે ચાંડાળ હતા, તથા હરિદાસ નામના ચૈતન્યદેવના શિષ્ય મુસલમાન હતા.

व्याधस्या चरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का ।
कुब्जायाः किमुनामरूप मधिकं किं तत् सुदाम्नो धनम् ॥
वंशः को विदुरस्य यादवपते रुग्रसेनस्य किं पौरुषम् ।
भक्त्या तुष्यति केवलं न च गुणै र्भक्तिप्रियो माधवः ॥

"મહાભારતમાં વર્ણિત ધર્મવ્યાધમાં આચરણ ક્યાં હતું? ધ્રુવની ઉમ્મર કેટલી હતી? ગજેન્દ્રમાં વિદ્યા ક્યાં હતી? વિપ્ર સુદામા પાસે ધન ક્યાં હતું? વિદુરમાં કુળની શ્રેષ્ઠતા ક્યાં હતી? તથા યાદવપતિ ઉગ્રસેનમાં પૌરૂષ ક્યાં હતું? છતાં પણ માધવ તેમના ઉપર પ્રસન્ન થયા હતા. ભક્તિ પ્રિય માધવ ગુણની દરકાર કરતા નથી, પણ કેવળ ભક્તિથી જ સંતુષ્ટ થાય છે"

જો કે વિદ્વત્તા ભકિતનું આવશ્યક અંગ નથી તોપણ વિદ્યાથી વિચારશક્તિ વધે છે, અને તેની મદદથી ભક્ત ઘણા પ્રકારના ભ્રમમાંથી બચી જાય છે, માટે તેટલા પ્રમાણમાં વિદ્યા ઉપાર્જન કરવાની જરૂર છે.

અખો કહે છે તેમ:–

"જ્ઞાન વિના ભકિત નવ થાય,
જેમ ચક્ષુહીણો જ્યાં ત્યાં અથડાય."

આ ઉપર એક દૃષ્ટાન્ત છેઃ–

જગતને ઉંધે રસ્તે દોરનાર ભૂતોની એક ટોળી હતી તેઓ પોતાના રાજાની આજ્ઞા પ્રમાણે માનવીઓને કુમાર્ગે ચડાવવાના પ્રયત્નો કરતા. એક વખત દરેક ભૂને રાજાને પોતે કરેલાં પરાક્રમોની હકીકત કહી સંભળાવી તેમાંના એક ભૂતે કહ્યું કે, "મેં યુક્તિ કરીને નિશાળે જતા છોકરાઓ પાસે તેમની ચોપડીઓ કૂવામાં ફેંકાવી દીધી." રાજાએ એ ભૂતનાં ખૂબ વખાણ કર્યાં, અને શાબાસી આપી. બીજા ભૂતોને આથી ઇર્ષા થઇ, અને તેઓ કહેવા લાગ્યા, કે અમારાં મહાન્ પરાક્રમોની તમે કદર ન કરી અને આવી નાની સરખી વાત માટે આ ભૂતનાં આટલાં બધાં વખાણ !"

રાજાએ જવાબ દીધોઃ "તમે બધા ભૂલો છો, તમારા બધાનાં કરતાં તેનું પરાક્રમ ચડે તેવું છે. ખાત્રી ન થતી હોય તો પરીક્ષા કરી જોઇએ."

એમ કહી તે રાજા ભૂતોની ટોળીને એક ગામડામાં લઇ ગયો. ત્યાં એક અંધ શ્રદ્ધાવાન અભણ રામભક્ત રહેતો હતો, તેની પાસે દેવદૂતોનો વેષ ધારણ કરી તથા

સાથે એક ગધેડા લઈ એ મકાની પહોંચી પછી ભૂતોના રાજાએ તે મૂર્ખ ભકતને કહ્યું કે પ્રભુ તમારી ભક્તિથી બહુ પ્રસન્ન થયા છે, તમને વૈકુંઠમાં તેડી જવા માટે અમને મોકલ્યા છે, અને સાથે વાહન પણ મોકલ્યું છે આંખે પાટા બાંધી તેઓ તે ભકતને બહાર લાવ્યા, અને ગધેડા પર બેસાડી તેને ભર બજારમાં છોડી ચાલ્યા ગયા તેની આવી સ્થિતિ જોઈ બધા હસવા લાગ્યા, અને ગધેડા પરથી તેને ઉતારી આમ થવાનું કારણ પૂછવા લાગ્યા ભકતે બધી હકીકત કહી ત્યારે લોકોએ હાંસી કરી કહ્યું, કે ભગવાને વાહન તો સારૂં મોકલ્યું છે!

ત્યાર પછી તે ભૂતોનો રાજા બધાને એક વિદ્વાન પાસે તેડી ગયો, અને તેને પણ કહ્યું, કે તમને ભગવાન વૈકુંઠમાં બોલાવે છે વિદ્વાને વિચાર કર્યો કે આપણે કંઈ એવાં સારાં કર્મ જિંદગી ભરમાં કર્યાં નથી, કે ભગવાન ખાસ વૈકુંઠમાં બોલાવવા દેવદૂતો મોકલે ખરેખર આ તો પ્રેતની ટોળી મને ફસાવવા આવેલી હોવી જોઈએ આમ વિચારી તેણે મંત્રોચ્ચાર કરી પાણી છાંટયું, કે આખી ટોળીને ભાગવું પડયું નાસતા નાસતા રાજાએ પોતાની ટોળીને કહ્યું કે, "જોયું કેવું ભાગવું પડે છે? બુદ્ધિહીન હોય તો સહેલાઈથી આપણા સકંજામાં આવે હવે તમને સમજાશે કે દુનિયામાં અજ્ઞાનનો પ્રચાર કરે તે શામાટે સૌથી વધારે પરાક્રમી ગણાતો જોઈએ"

ઈસસ ક્રાઈસ્ટ તથા રામકૃષ્ણ જેવા જન્મસિદ્ધ મહા પુરૂષો વિદ્યાભ્યાસની અપેક્ષા વિનાજ સિદ્ધિ લાભ કરી શકે

છે એ ખરૂં, પરંતુ સાધારણ જનોએ આ વિષયમાં તેઓનું અનુકરણ કરવું નહિ. તેઓએ તો વિદ્યાદ્વારા જ્ઞાનગુણનો સંચય કરી વિવેક સહિત ભક્તિમાર્ગે આગળ વધવું જોઇએ. વિચાર અને અભ્યાસની ખામીને લઇને ભક્તોમાં નાના પ્રકારના ભ્રમપૂર્ણ ભાવોની ઉત્પત્તિ જોવામાં આવે છે. આવા ભાવોથી પોતાનું અને બીજાઓનું ભલું થવાને બદલે અનિષ્ટ થાય છે. આ પ્રકારની બુદ્ધિહીન ભક્તિથી કપટાચારી દુષ્ટ ધર્મગુરુઓની સત્તા કાયમ ટકી રહે છે, માટે આધુનિક યુગમાં ભક્તગણોએ પોતાની બુદ્ધિનો પૂરો ઉપયોગ કરી સત્યાસત્યનો નિર્ણય કરવો ખાસ જરૂરી છે.



## ૨. ઉત્તમ ભક્તનાં લક્ષણ.

ભાગવતમાં ભક્તોના ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ એમ ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે.

કનિષ્ઠ ભક્તઃ-જેઓ શ્રદ્ધાપૂર્વક પ્રતિમામાં પ્રભુપૂજા કરેછે, પણ હરિભક્તો અથવા અન્ય કોઇની પૂજા કરતા નથી, તે પ્રાકૃત ભક્ત છે. તેમાંથી તેમને ધીરે ધીરે ઉત્તમ પ્રકારની ભક્તિનો લાભ થશે. આ વર્ગના ભક્તો સાધારણ રીતે સ્વાર્થપર હોય છે, અને સદ્વિચાર પણ તેમનામાં થોડો હોય છે. સ્વાર્થને ખાતર મંદ કાર્યો કરતાં તેઓ અચકાતા નથી. તેમનામાં કામ, ક્રોધ, લોભાદિ શત્રુઓ પૂર્ણ માત્રામાં વર્તમાન હોય છે. માત્ર ભોગાદિ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છાથી અથવા શત્રુ નાશ માટે તેઓ ભગવાનની ભક્તિ કરે છે.

**મધ્યમ ભક્ત**-જેઓનો ઈશ્વરમાં પ્રેમ હોય છે, ભક્તોમાં મિત્રભાવ હોય છે, મૂર્ખ વ્યક્તિઓ તરફ જેઓ કૃપાદષ્ટિ રાખે છે, તેઓ મધ્યમ ભક્ત છે તેમનામાં ઈશ્વર પ્રત્યે થોડો પ્રેમ ઉત્પન્ન થયો હોય છે, તેથી ઇશ્વરના ભક્તો પ્રત્યે પણ તેમને પ્રેમભાવ હોય છે મૂર્ખો પ્રત્યે પ્રાકૃત ભક્તોમા જે ઘૃણાભાવ જોવામા આવે છે, તેને બદલે આ ભક્તોમાં થોડી કૃપાનો આવિર્ભાવ થયેલો હોય છે પહેલી અવસ્થામા શત્રુ પ્રતિ દ્વેષ તથા હિંસાભાવથી હૃદય પરિપૂર્ણ રહેતુ હતુ, તેને બદલે હવે ઉપેક્ષાબુદ્ધિ રહે છે, પણ હજી સુધી સમભાવ આવેલો હોતો નથી, અને તેથી ભગવત્પ્રેમમાં પૂરેપૂરી રીતે મગ્ન થવાતુ નથી

**ઉત્તમ ભક્ત** –

न यस्य स्व पर इति वित्तेष्वात्मनिवाभिदा।<br>सर्वभूतसम शान्त स वै भागवतोत्तम ॥

જેઓના મનમા પોતાનુ અને પારકું એવો ભેદ નથી, અને વિત્તાદિમા પણ મારૂ અને તારૂ એવુ જ્ઞાન હોતુ નથી, સર્વ ભૂતોમા સમદષ્ટિવાળા, જેઓની ઇન્દ્રિયો અને મન કાબુમા આવી ગયેલ છે, તેઓ ઉત્તમ ભક્ત છે

જેઓ સર્વ ભૂતોમા ભગવાનનુ ઐશ્વર્ય જુવે છે, અને સર્વ પદાર્થોને ભગવાનમા અધિષ્ઠિત જુવે છે, તેઓ ઉત્તમ ભક્ત છે

ઇન્દ્રિય દ્વારા ભોગ્ય વિષયોને ગ્રહણ કરવા છતા પણ, જેનુ મન આનન્દ કે શોકથી છવાતુ નથી, તથા આ બધી ઈશ્વરની માયા છે, એમ જુવે છે, તેઓ ઉત્તમ ભક્ત છે

નથી, અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી, તથા જે હર્ષ ક્રોધ, ભય અને ખેદથી મુક્ત છે–તે મને પ્રિય છે સ્પૃહા વિનાનો, પવિત્ર, દક્ષ, ઉદાસીન, ક્લેશમુક્ત, અને જેણે સર્વ આરંભ છોડી દીધા છે, (જે પોતાની વાસનાની પૂર્તિ માટે કોઇ કામનો આરંભ કરતો નથી) તે મને પ્રિય છે જે હર્ષ કે દ્વેષ કરતો નથી, જે શોક કે ઇચ્છા કરતો નથી, જે શુભ કે અશુભ કર્મફળની અપેક્ષા રાખતો નથી, એવો ભક્તિમાન મને પ્રિય છે. જે શત્રુ તથા મિત્રમાં, માન તેમજ અપમાનમા, શીત તથા ઉષ્ણમા અને સુખદુઃખમાં સમાન રહી સર્વત્ર આસક્તિ વિનાનો હોય છે, જેને નિન્દા અને સ્તુતિ બને સરખા છે, જે થોડુ બોલનારો છે, અને સર્વ દશામા સતોષ માને છે, જે ઘર વિનાનો અને સ્થિર બુદ્ધિ વાળો છે, તે પુરૂષ મને પ્રિય છે જેઓ મનેજ પોતાનું સર્વસ્વ માની ઉપર કહેલા અમૃતતુલ્ય ધર્મને શ્રદ્ધાથી આચરે છે, તેવો ભક્ત મને અત્યત પ્રિય છે"

અહીં એ પ્રશ્ન સહજ ઉભો થાય કે જો ઉત્તમ ભક્તનું લક્ષણ શત્રુમિત્રાદિમા સમબુદ્ધિ રાખવી એ હોય તો શ્રીકૃષ્ણ ભગવાને પોતાના ઉત્તમ ભક્ત અર્જુનને સ્વજનને હણવાનો ઉપદેશ કેમ આપ્યો હશે ?

આ પ્રશ્નનો ટુંકામા જવાબ એ છે કે —

૧ અર્જુન ક્ષત્રિય હતા, અને તેમણે ક્ષાત્રધર્મનું અવશ્ય પાલન કરવું જોઇએ, એ ધર્મથી ભ્રષ્ટ થઇ ભ્રમવશાત્ તેઓ બ્રાહ્મણ ધર્મનું પાલન કરવા જતા હતા

૨. તેમનામાં રજોગુણની પ્રબળતા હતી, અને યુદ્ધ પ્રમાણે ધર્મનું આચરણ કરવું એજ સ્વાભાવિક છે, પણ અર્જુન મોહને લઇને જ સ્વભાવ વિરૂદ્ધ આચરણ કરવા જતા હતા. સ્વભાવ વિરોધી દરેક કર્મ હાનિકારક છે, તેટલા માટે જ બધો ઉપદેશ આપ્યા પછી ગીતાજીના અઢારમા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्य स्यवशोऽपि तत्॥

હે અર્જુન ! પોતાના સ્વભાવજન્ય કર્મથી બંધાયેલો હોવાથી મોહને લીધે જે તું કરવા ઇચ્છતો નથી, તેજ પ્રકૃતિને સ્વાધીન થઇને તારે કરવું પડશે

૩. અર્જુને પહેલેથી લડાઇ માટે દૃઢ સંકલ્પ કર્યો હતો, તથા તેમને પહેલેથી જ ખબર હતી કે લડાઇમાં સ્વજનો, વડિલો તથા ગુરુઓ વિરૂદ્ધ શસ્ત્રો ઉઠાવવાં પડશે, છતાં પણ તેમનામાં લડાઇની તૈયારી કરતી વખતે જરા જેટલા વૈરાગ્યનો પણ ઉદય થયો હતો નહિ, અને લડાઇના મેદાનમાં આવ્યા પછી સ્વજનને સામે ઉભેલા જોઇ જે વૈરાગ્ય ઉત્પન્ન થયો તે ક્ષણિક અને મોહજન્ય જ હતો;-એટલે તે યથાર્થ વૈરાગ્ય ન હતો. કૃષ્ણ ભગવાને આ વાત સમજીને જ અર્જુનને કહ્યું હતું કેઃ—

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्।
अनार्यजुष्ट मस्वर्ग्य मकीर्तिकर मर्जुन॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप॥

હે અર્જુન! આવી ભયભને સ્થિતિમા અધોગતિકારક આ મોહ તને ક્યાથી ઉપન્ન થયો? અનાર્યને યોગ્ય આ મોહથી તારી અપકીર્તિ થશે પાર્થ! આગ નામર્દ ન બન, આ તને શોભતુ નથી હૃદયની આવી નિન્દવા લાયક દુર્બળતા દૂર કરી લડના માટે તૈયાર થા



## ૩ ભક્તિપથમા અતરાય અને તેને દૂર કરવાના ઉપાય

ભક્તિમાર્ગમા અનેક પ્રકારની મુશ્કેલીઓ નડે છે, કેટલીક બહારની છે, અને કેટલીક અદરની છે બાહ્ય અત રાયોમા મુખ્ય કુસગ છે કુસગ એટલે કેવળ દુષ્ટ લોકોની સગત નહિ, તેમા ખરાબ પુસ્તકોનુ પઠન, કુત્સિત ચિત્રોનુ દર્શન, હલકી જાતના સગીતનુ તથા અશ્લીલ શબ્દોનુ શ્રવણ વગેરે બાબતોનો સમાવેશ પણ થાય છે પ્રકૃત ભકત બનવુ હોય તેણે આ સર્વ બાબતોનો ત્યાગ કરવો જોઇએ, કારણ કુસગાદિથી મનમા કુત્સિત ભાવનો ઉદય થાય છે, તેથી મન મલિન થાય છે અને મલિન મનમા શુદ્ધ ભક્તિનુ પ્રતિબિમ્બ પડી શકતુ નથી કુસગ જેવી અનિષ્ટકર બીજી એકે વસ્તુ નથી ઘણા ખરા મનુષ્યોના મોટા ભાગનુ પતન થવાનુ કારણ કુસગ જ છે કુમાર્ગે ચડાવનાર ઘણા મળે છે, પણ સત્પથના યાત્રી વિરલ છે જો કેઇ માણસ ઉચ્ચ જીવનનો અનુગામી થવાની ઇચ્છા કરે છે, તો ઘણુ ખરુ તે જનસમાજની ટીકાને પાત્ર થઇ પડે છે અજ્ઞાન

સામાન્ય પદાર્થોના ચિંતનથી તથા વિષયી લોકોના સંસર્ગથી ભોગવાસના પ્રબળ થાય છે, અને આ વાસના સમૂહ જન્મ મરણના કારણરૂપ બને છે, જેથી માણસ વધારે ને વધારે બંધાતો જાય છે

સત્સંગ, સત્શાસ્ત્રપાઠ, ભગવત્ ચિંતન એ આમાંથી બચવાના ઉપાય છે કામાદિક હીન વૃત્તિઓ શરીરધારી માત્રના અંતરમાં રહે છે જ, પણ સાધારણ માણસો તેને અધીન થઇ જાય છે, જ્યારે મહાત્માઓ તેના વેગને રોકી શકે છે જે પ્રમાણે મદારીઓ સાત સાત સર્પોને મંત્રશક્તિ દ્વારા વશ રાખી તેમની પાસે ધાર્યા ખેલો કરાવે છે, પણ તે સર્પો તેને કરડી શકતા નથી, તેવીજ રીતે મહાત્મા પુરૂષો વિવેક વૈરાગ્યાદિ દ્વારા આ હલકી વૃત્તિઓને કબજામાં રાખે છે, તેથી તેમનું અનિષ્ટ પરિણામ તેમને ભોગવવું પડતું નથી

વિવેક વૈરાગ્યાદિના લાભ માટે સત્સંગાદિનું સેવન કરવું જોઇએ, તથા તે ઉપરાંત આપણા પ્રાચીન ઋષિમુનિઓ માફક કાયમ એવી પ્રાર્થના કરવી જોઇએ કે —

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥

હે પ્રભુ! અમે પ્રાર્થના કરીએ છીએ કે કેવળ શુભ શબ્દો જ અમે સાંભળીએ, અમારી નજરે કેવળ કલ્યાણકારી વસ્તુઓ જ ચડે, સુસ્થિર અવયવો દ્વારા અમે તમારી સ્તુતિ કરીએ, અને અમારૂં આયુષ્ય દેવતાઓને હિતકર રીતે ગાળીએ

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

ઉપભોગ દ્વારા કદી પણ કામની તૃપ્તિ થતી નથી. અગ્નિમાં ઘી નાખવાથી જેમ તેની આગ વધે છે, તેમ ઉપભોગ દ્વારા કામની પ્રવૃત્તિ વધતી જાય છે. એટલા માટે,

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

"હે ભરતકુલભૂષણ! સર્વથી પહેલાં ઇન્દ્રિયોને વશ કરીને તું જ્ઞાન તથા વિજ્ઞાનનો નાશ કરનારા આ પાપી કામને હણી નાખ"

ઇન્દ્રિયોના દમનથી જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને તે દ્વારા કામક્રોધાદિનો નાશ થાય છે, એટલે કે તે સાધકના તાબામાં આવે છે

ગીતાજીના બીજા અધ્યાયમાં કહ્યું છે, કે परं दृष्ट्वा निवर्तते, પરમાત્માના દર્શન થયા પછીજ કામાદિ હીનવૃત્તિઓનો તથા પુનર્જન્માદિનો સંપૂર્ણ નાશ થાય છે. જ્યાં સુધી આવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સાધકે બહુજ સાવધાન રહેવું જોઇએ, કેમકે:—

कज्जलका घरमें जित्ता स्यान होवे ।
थोरा बुंद लागे पर लागे ॥

કાજળની કોટડીમાં જઇએ તો ગમે તેટલી સંભાળ રાખવા છતાં થોડા ઘણા ડાઘ લાગે જ લાગે.

માટેજ ગીતાજીમાં કહ્યું છે કે:—

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

સર્વ ઇન્દ્રિયોને વશ કરીને ભક્તે મારામાં ચિત્ત લગાવીને રહેવું, કારણ જેની ઇન્દ્રિયો વશ છે તેની જ પ્રજ્ઞા સુદૃઢ છે. માટેજ:-

विहाय कामा न्यः सर्वान् पुमां श्चरति निस्पृहः ।

निर्ममो निरहंकारः स शान्ति मधिगच्छति ॥

કામ ક્રોધાદિ દોષ દૂર કરવા માટે બે પ્રકારના ઉપાયોછે, સાધારણ અને વિશેષ.

**સાધારણ ઉપાયોઃ-**

જે દુષ્ટ ભાવો આપોઆપ અંતઃકરણમાં ઉત્પન્ન થતા નથી, તે સર્વનું સહેજે નિવારણ થઇ શકે છે; દૃષ્ટાન્ત તરીકે કેટલીક વસ્તુઓના સ્પર્શથી અને દર્શનથી, કેટલાક શબ્દોના શ્રવણથી મનમાં દુષ્ટ વાસનાઓનો ઉદય થાય છે. આવાં સ્પર્શ અને દર્શનથી દૂર રહીએ તો તે ભાવો ઉત્પન્ન થઇ શકતા નથી

જે દોષો અંતઃકરણમાં જડ ઘાલી બેઠા હોય તેનાથી થતી ખરાબીનું ચિંતન કર્યા કરવું, આવા દોષોથી બીજાઓના થયેલા હાલહવાલનો વિચાર કરવો તથા તે દોષોમાંથી બચાવી લેવા માટે ભગવાનની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરવી, એ પણ એક ઉપાય છે.

કામાદિક દુષ્ટ વાસનાઓની પ્રબળતાથી સ્નાયુ દુર્બળ થાય છે, સ્મૃતિશક્તિ ઘટે છે, શરીરમાંથી ચેતન ઓછું થાય છે, અને મનની પ્રફુલ્લતા નાશ પામે છે; પરિણામે આ લોક તથા પરલોક બન્ને બગડે છે

પાપ કરવાની વૃત્તિનો ઉદય થાય એ વખતે જો મૃત્યુની સ્મૃતિ આવે, તોપણ પાપમાંથી નિશ્ચય બચી જવાય દેહની

નશ્વરતા સબંધી વિચાર કરવાથી વૈરાગ્યવૃત્તિ સબળ બને છે અને તે વખતે પાપનુ પ્રલોભન સામે આવે તો તેને સાધક કાઇસ્ટની માફક જોરથી કહી શકે છે કે –

Get thee behind me, Satan!

શયતાન ! મારાથી દૂર થા

જે વખતે પાપિષ્ઠ માર (કામદેવ) ભગવાન બુદ્ધદેવની વૃત્તિ ચચળ કરવા માટે તેમને પ્રલોભન દેખાડવા લાગ્યો, તે વખતે તેઓ સિંહ ગર્જનથી કહેવા લાગ્યા –

मेरु पर्वतराज स्थाना चलेत् सर्वं जगच्छोभवेत्
सर्वंस्तारकसंघभूमिपतित सज्योतिषेन्द्रो दिव ॥
सर्व सत्वा भवेयुरेकमनय शुष्ये न्महासागरो
न त्वेव द्रुमराजमूलोपगत चाल्येत अस्मद्विध ॥

ललित विस्तर

હે દુષ્ટ માર! આ તારી સામે દેખાતો પર્વતરાજ મેરૂ તેના સ્થાનથી કદાચ ચલિત થાય, આરૂ જગત શૂન્યમા મળી જાય, આકાશમાથી રવિ ચન્દ્ર નક્ષત્રાદિ ટુકડા થઇ જમીન પર પડે, વિશ્વના બધા જીવો એકઠા થઇ મારો વિરોધ કરે, મહાસાગર સુકાઇ જાય, તો પણ તેઓ મને આ વૃક્ષ નીચેથી તલમાત્ર પણ ખસેડી શકશે નહિ, માટે માર ! મારાથી દૂર જા, કારણ મને ચલાયમાન કરવાની તારી બધી કોશીષ નકામી જશે

આવા બળવાન પુરુષો જ કામાદિ શત્રુને જીતી શકે છે, દુર્બળનુ તેમની સામે ફાવતુ નથી ઉપનિષદ્ પોકારીને કહેછે કે

नाय मात्मा बलहीनेन लभ्य ॥

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
પ્રીતમદાસ.

ભગવાનના સર્વવ્યાપીપણા, અંતર્યામીપણા વગેરે ઈશ્વરી ગુણોનો વિચાર કરવાથી પણ કામાદિની ઉત્તેજના દ્વારા પાપમાં પ્રેરાતી મતિ અંકુશમાં આવે છે. "હું ભગવાનનો બાળક છું, અતિ પવિત્ર છું, મારામાં આવી દુષ્ટતા, આવી અધમતા સંભવે જ નહિ."–આવી ભાવના કરવાથી પણ અવશ્ય બળનો સંચાર થશે. પ્રભુ સાથેનું માનવકુળનું સગપણુ ભક્તને મન કેટલું બધું સાચું છે, તેના અનેક દાખલા આપણા તેમજ અન્ય ધર્મના ઇતિહાસમાંથી મળી આવે છે.

સાધના માર્ગે પ્રયાણ કરનારાઓએ પોતાનું શરીર સુદૃઢ બનાવવું જોઈએ, કારણ નબળે શરીરે સાધના થઇ શકતી નથી. શારીરિક બળની પ્રાપ્તિ માટે શુદ્ધ આહાર કરવો, મરચાં જેવી ગરમ ચીજનો ત્યાગ કરવો, વિલાસવૈભવના પદાર્થોનો ત્યાગ કરી શરીરને કસવું, રાત્રે જાગરણ કરવું નહિ, થોડી થોડી મુદતે ઉપવાસ કરી શરીરના રસને ઓછો કરવો તથા નિયમસર ખુલ્લી હવામાં કસરત કરવી:–આ બધાને માફક આવે એવા સાધારણ નિયમો છે

ચંચળતા એ મનની પ્રકૃતિ છે, તે લાંબો વખત સ્થિર રહી શકતું નથી, માટે તેને જપ, ધ્યાનાદિ સુકાર્યમાં નિયુક્ત રાખવું. જો મનને કંઇ કાર્ય સોંપવામાં ન આવે તો તે ભૂતની માફક પોતાના ધણીનો નાશ કરે છે, પણ જો તેને સત્કાર્યની અંદર રોકવામાં આવે તો સ્વામીની બધી ઇચ્છાઓ પૂર્ણ કરેછે.

"शुद्धोऽहम्, बुद्धोऽहम्, मुक्तोऽहम्, पवित्रोऽहम्." આવા શબ્દોના રટણથી પણ વાસનાની સામે થઇ શકાય એવા બળનો સંચાર થાય છે.

બીજા ધર્મોના ગ્રંથોમાંથી પણ આ જાતની સૂચનાઓ મળી આવે છે

Gird up thy loins like a man against the assaults of the devil; bridle thine appetite, and thou wilt soon be able to bridle every inclination of the flesh. Be thou never without something to do; be reading or writing, or praying, or meditating, or doing something that is useful to the community

Imitation of Christ.

(કામાદિ શત્રુઓ રૂપી) શયતાનની સામે થવાને ખરા મર્દની માફક કમર કસ. તારી સર્વ વાસનાઓને રોકતાં શીખ અને એમ કરવાથી તું ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓને રોકી શકીશ. કદી પણ કંઇને કંઇ કામ સિવાય રહેતો નહિ. કંઇ વાંચવું, અગર કંઇ લખવું, પ્રાર્થના કરવી અથવા ધ્યાન ધરવું, કિંવા જનસમાજના કલ્યાણ માટે કંઇ કામ કર્યા કરવું.

ઇમિટેશન ઓફ ક્રાઇસ્ટ.

સંત પોલ પણ કહે છે કે:—

"Know ye not that ye are the temple of *God and that the spirit of God dwelleth in you?"*

આપણે બધાં ઇશ્વરનાં મંદિરરૂપ છીએ અને પરમાત્મા આપણા સર્વના હૃદય-મંદિરમાં વસે છે–આ જાતની ભાવના સતત કર્યા કરવી.

તેજ મહાત્મા બીજી જગ્યાએ કહે છે કેઃ—

"Ye are all the children of light......(and) not of the night, nor of darkness; therefore let us not sleep as do others, but let us watch."

આપણે બધાં અમૃત-જ્યોતિના અંશરૂપ છીએ, અજ્ઞાન-જનની માયાનાં સંતોનો નથી માટે આપણે ઇતર જનો માફક તેની ભૂલભૂલામણીમાં ફસાવું નહિ, પણ સદા જાગૃત રહેવું"

જો કદાચ દુષ્ટ ભાવનાનો ઉદય થાય અને આપણી પાસે કોઇ હોય નહિ, તો ઉચ્ચ સ્વરે ભગવાનનું કીર્તન કરવું અથવા કોઈ સજ્જન પાસે જઇને શાસ્ત્રાદિકની ચર્ચા કરવી, જેથી મન શાંત થશે.

રામકૃષ્ણદેવ કહેતા કેઃ—"કામક્રોધાદિક રિપુઓનો સંપૂર્ણ નાશ થઇ શકતો નથી પણ એમની દિશા ફેરવી શકાય છે. ઇશ્વરને મેળવવાની કામના કરો, સચ્ચિદાનંદની સાથે રમણ કરો; ક્રોધ ન ખસે તો ભક્તિનું તમ લાવો. ભક્તિનું તમ એટલે શું? "હું દુર્ગાનું નામ લઉં છું, શુ મારો ઉદ્ધાર થશે નહિ? હવે મારામાં પાપ ક્યાંથી હોય? બંધન શું હોય?"—આ જાતની ભાવના. ત્યાર પછી ઇશ્વર સાક્ષાત્કારનો લોભ રાખવો, ઇશ્વરના રૂપમાં મુગ્ધ થવું. 'હું ઇશ્વરનો દાસ છું, પુત્ર છું;' જો અહંકાર કરવો હોય તો આવો અહંકાર કરવો. આ રીતે છયે શત્રુઓનાં મોઢાં ફેરવી નાખવાં."

ગીતાર્થ ચંદ્રિકામાં પણ કહ્યું છે કે:—

न मय्यावेशित धियां कामः कामाय कल्पते।
भर्जितः क्वथितो धानः प्रायो बीजाय नेष्यते॥

તેમજ

कामं क्रोधं भयं स्नेह मैक्यं सौहृद मेव च।
नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते॥
न चैवं विस्मयः कार्यः भवता भगवत्यजे।
योगेश्वरेश्वरे कृष्णे यत एतद् विमुच्यते॥



## કામવૃત્તિનું દમન.

કામના પ્રબળ આવેગ વખતે જો કેડ નીચેના શરીરના અર્ધા ભાગને ઠંડા પાણીથી સ્નાન કરાવ્યું હોય તો તેનો આવેગ ઘણો ઓછો થઇ જાય છે.

તે વખતે પોતાની માતાનું ચિંતન કરવું એ ઉપાય પણ લાભકારક છે, કારણ બાળક અને માતાનો સંબંધ અતિ પવિત્ર છે, અતિ મધુર છે. એ પાવનકારી ભાવનાનો ઉદય થવાથી બીજી બધી ભાવના દૂર થશે. એજ રીતે પ્રભુનું પણ માતૃરૂપે ધ્યાન ધરવાથી એ દુષ્ટ ભાવ ભક્તને સતાવી શકશે નહિ, કેમકે તેને મન બધી સ્ત્રી મૂર્તિઓ પરમેશ્વરની પ્રતિકૃતિ રૂપ બની જશે

ઘણાઓની એવી માન્યતા છે, કે ગૃહસ્થાશ્રમમાં સંયમનું પાલન કરવું સંભવિત નથી. આવી ભ્રમમૂલક ધારણાનું કારણ આપણા જીવનની અવ્યવસ્થા છે પૂર્વકાળમાં બ્રહ્મચર્યાશ્રમની વ્યવસ્થા હતી તે અવસ્થામાં વિદ્યાભ્યાસ

તથા ગુરુસેવાની સાથે યમદમાદિ નિયમોનું પાલન કરવું પડતું. આનું પરિણામ એ આવતું, કે પહેલેથી જ ઇન્દ્રિયો પર અંકુશ આવી જતો, અને મન સહેજે ભકિતભાવથી ભરેલું રહેતું. આજે તે વ્યવસ્થાની ખામીને લઇને ગૃહસ્થ તરીકે સંયમી જીવન ગાળવું બહુ મુશ્કેલ થઇ પડ્યું છે. આગળના વખતના ઋષિમુનિઓ માનતા કે, पुत्रार्थे क्रियते भार्या न तु कामाय ॥ પુત્રની ઇચ્છાથી ગૃહસ્થાશ્રમનો અંગીકાર કરવો, નહિ કે વાસનાની તૃપ્તિ માટે. આવી ઉચ્ચ ભાવનાથી ભોગવેલા ગૃહસ્થાશ્રમના ફળ રૂપ સંતાનો પણ અતિ પવિત્ર સ્વભાવવાળાં અને તેજસ્વી થતાં

## ક્રોધ

મહાભારતના વનપર્વમાં યુધિષ્ઠિર દ્રૌપદીને કહે છે કેઃ—

क्रोधमूलो विनाशो हि प्रजाना मिह दृश्यते ।
क्रुद्धः पाप नर कुर्यात् क्रुद्धो हन्याद् गुरूनपि ॥
क्रुद्धः परुषया वाचा श्रेयसोऽप्यवमन्यते ।
वाच्यावाच्येहि कुपितो न प्रजानाति कर्हिचित् ॥
ना कार्यमस्ति क्रुद्धस्य ना वाच्यं विद्यते तथा ।
हिंस्याद् क्रोधादवध्यांस्तु वध्यान् सपूजयेत च ॥
आत्मान मपि च क्रुद्धः प्रेषयेद् यमसादनम् ।
क्रुद्धो हि कार्यं सुश्रोणि न यथावत् प्रपश्यति ॥
न कार्यं न च मर्यादां नरः क्रुद्धोऽनुपश्यति ॥

આ લોકમાં ક્રોધ જીવોના વિનાશનું મૂળ છે, કેમકે ક્રોધને વશ મનુષ્ય પાપ કરે છે, અને ગુરુનો પણ વધ કરી

નાખે છે ક્રોધના આવેશમાં માણસ કઠોર વચનો વાપરી ભલુ કરનારનું પણ અપમાન કરી બેસે છે, ક્રોધને વશ માણસને શું બોલવું અને શું ન બોલવું તેનું પણ ભાન રહેતું નથી ક્રોધી માણસ ન કરે. એવું એકકે કામ નથી, અને ન બોલે એવો એકકે શબ્દ નથી. અવધ્યનો પણ ક્રોધાવેશમાં વધ કરે છે, અને વધ કરવા લાયકને પૂજે છે, તથા ક્રોધથી પોતાને પણ યમસદનમાં પહોંચાડે છે ક્રોધી પુરૂષ કાર્ય કેવી રીતે કરવું તે પણ સમજી શકતો નથી, અને તેને મર્યાદાની તથા કાર્યની વિસ્મૃતિ થઇ જાય છે

મનુસ્મૃતિમાં ક્રોધથી ઉત્પન્ન થતા આઠ દોષો ગણાવ્યા છે:—

> पैशुन्य साहस द्रोह ईर्ष्यासूयार्थ दूषणम् ।
> वाग्दण्ड च पारुष्यं क्रोधजोऽपि गुणोऽष्टक ॥

ક્રોધ ચંડાળ છે તેના પ્રભાવથી મનુષ્યનું મનુષ્યત્વ નષ્ટ થાય છે, અને નાના પ્રકારના રોગ પણ ઉત્પન્ન થાય છે. જેવાં કે ગાંડપણ, મૂર્છા, હૃદયની કમજોરી; અને કેટલીક વખત તો મૃત્યુ પણ થાય છે

**ક્રોધ દમન.—**

૧. ક્રોધ ઉપર વિજય મેળવવાનો એક ઉપાય એ છે, કે મન સાથે વારવાર નિશ્ચય કરવો કે હું કદી ગુસ્સે થઇશ નહિ ક્રોધના આવેશ વખતે આ વાત યાદ આવવાથી તેનો જુસ્સો નરમ પડી જાય છે.

૨ જે મનુષ્ય અથવા વિષયના સંસર્ગથી ક્રોધ ઉત્પન્ન થતો હોય તેનાથી દૂર રહેવું. બાઇબલમાં કહ્યું છે કે:—

"Let not the sun go down upon your wrath"

જો કદાચ ગુસ્સો આવ્યો હોય તો સૂર્યાસ્ત પહેલાં તેને કાબુમાં આણી દેવો. બાઇબલમાં બીજી જગ્યાએ કહ્યું છે કે:—

"Therefore if thou bring thy gift to the altar, and there rememberest that thy brother hath aught against thee;

Leave there thy gift before the altar, and go thy way; first be reconciled to thy brother, and then come and offer thy gift"

જીસસ ક્રાઇસ્ટ કહે છે કે:–"પરમેશ્વરની પૂજાના સ્થાનમાં નૈવેદ્ય લઇને જાઓ, અને તમને યાદ આવે, કે તમારા બંધુઓમાંથી કોઇ તમારા ઉપર અપ્રસન્ન છે, તો તમારૂં નૈવેદ્ય ત્યાંજ રહેવા દઇ પાછા જાઓ, અને પહેલાં તમારા બંધુ સાથે સલાહસંપ કરી પછી પ્રભુને નૈવેદ્ય અર્પણ કરો"

જ્યાં સુધી હૃદયમાં ક્રોધ રૂપી મલિનતાનો વાસ હોય છે, ત્યાં સુધી શુદ્ધ ભાવે પ્રભુની પૂજા થઇ શકતી નથી, માટે એ વખતે આવી મલિનતા જરૂર કાઢી નાખવી પડે. ક્રોધથી મન ચંચળ બને છે, અને ચંચળ મને ભગવાનની ભક્તિ કેવી રીતે થાય? આવી અવસ્થામાં કરેલી પૂજા ભગવાન ગ્રાહ્ય કરતા નથી, માટે સંપૂર્ણ શાંત વૃત્તિનું અવલંબન કરીનેજ ઉપાસના શરૂ કરવી. બંગાળામાં દશેરાને દિવસે અરસપરસના આગલા દોષો ભૂલી જઈ ક્ષમા યાચી

એક બીજાને ભેટવાનો રિવાજ છે; જૈન લોકોમાં પણ પજૂ-સણને છેલ્લે દિવસે ક્ષમા માગવામાં આવે છે. આમ કરવાથી હૃદય ઉપર ક્રોધને લઇને થયેલું દબાણ દૂર થાય છે

જે માણસ ઉપર ક્રોધ આવ્યો હોય, તેની પાસે ક્રોધ શાંત થયા પછી જઇને આત્મદોષ કબૂલ કરવાથી ક્રોધનું દમન થશે. એમ કરવાથી પોતાના આવા સ્વભાવ ઉપર ધિક્કાર ઉત્પન્ન થશે, અને ફરીથી ગુસ્સો ચડવાનો સંભવ ઓછો થશે.

ક્રોધને લઇને પોતાનાથી થયેલ દોષોને યાદ આપનારાં વાક્યો લખીને ઘરની ભીંત ઉપર ચોડી રાખ્યાં હોય, તો તેથી પણ ક્રોધને વશ કરવામાં મદદ મળશે.

ક્રોધનો આવેશ આવે તે વખતે નિર્જન સ્થાનમાં જઇ ચૂપચાપ બેસવાથી પણ ક્રોધની અસર ચાલી જશે

એક મહાત્માને ક્રોધનો આવેશ આવવાથી એકદમ એકાંત જગ્યામાં જઇ તેઓ ચૂપચાપ બેઠા, તેવામાં તેમના જૂના સાથી-એક સાધુ-તેમને મળવા આવ્યા. એ સાધુએ તેમને બે ત્રણ વખત બોલાવ્યા પણ તેમણે જવાબ આપ્યો નહિ. આવનાર સાધુને માઠું લાગ્યું, અને તેઓ બીજા ઓરડામાં જઇ બેઠા. થોડી વારે જ્યારે તે મહાત્મા ક્રોધની અસરને તદ્દન દબાવી શક્યા, ત્યારે પોતાના સાથી પાસે જઇ માફી માગી કહેવા લાગ્યા, કે તમને માઠું તો લાગ્યું હશે, પણ તમે મને બોલાવ્યો તે વખતે ક્રોધરૂપી ચંડાળે મારામાં પ્રવેશ કર્યો હતો, અને હું તેને બહાર કાઢવાની

મહેનત કરી રહ્યો હતો. તે ચંડાળ દૂર થવાથી હવે હું પવિત્ર બન્યો છું.

ક્રોધનાં કારણોની ઉપેક્ષા કરવાથી પણ ક્રોધને વશ કરી શકાય છે. 'કોઇએ મારી નિન્દા કરી હોય તો તેથી મને શું નુકસાન થઇ જવાનું છે?' આવો વિચાર કરી તેના તરફ ધ્યાન નહિ દેવાથી અથવા તેના તરફ કરુણાના ભાવે જોવાથી ગુસ્સો ઉત્પન્ન થઇ શકતો નથી. તે ઉપરાંત ખરેખર પોતાનાથી કંઇ દોષ થયો છે કે નહિ, તે તપાસવા માટે આત્મપરીક્ષણ કરવું, અને એ તપાસને અંતે જો પોતાનો દોષ માલૂમ પડે તો ત કાઢી નાખવા માટે પૂરો પ્રયત્ન કરવો.

જે માણસને દૃઢ વિશ્વાસ છે, કે सत्यमेव जयते नानृतम्, તે માણસ કદિ પણ પોતાની ખોટી નિન્દા સાંભળી વિચલિત થશે નહિ. અહીં તેમજ વિદેશમાં સ્વામી વિવેકાનન્દ વિરુદ્ધ કુત્સિત પ્રવાદ ફેલાવવામાં ક્રિશ્ચીયન મિશનરીઓએ જરા પણ કચાશ રાખી ન હતી, છતાં પણ કદિ સ્વામીજી ક્રોધને વશ થઇ તેમને સામો જવાબ આપવામાં પોતાની શકિતનો ઉપયોગ કરતા નહિ એક વખત તેમના એક મિત્રે જવાબ આપવાનું સૂચવતાં તેમણે કહ્યું, કે સત્યનો જ જય થાય છે એવો જો આપણો દૃઢ વિશ્વાસ હોય, તો પછી આવાં જૂઠાણાંનો જવાબ આપવાની જરૂર જ રહેતી નથી; વળી આ રીતે શક્તિ ખરચી નાખવા કરતાં કોઇ સારા કામમાં તેનો ઉપયોગ કરવો એજ ઇષ્ટ છે.

ક્રોધના આવેગ વખતે મસ્તક પર ઠંડા પાણીની ધાર કરવાથી પણ ફાયદો થાય છે.

જેના ઉપર ક્રોધ ઉપજે છે તેને પણ ક્રોધથી નુકસાન થાય છે. બાળકોના તથા શિષ્યોના અયોગ્ય વર્તન માટે ઘણાં માબાપો તથા ગુરુઓ તેમના પર ગુસ્સે થઇ શારીરિક શિક્ષા કરે છે, તેથી ફાયદો થવાને બદલે ઉલટું નુકસાન થાય છે. બાળક તથા શિષ્યોનો પ્રેમ ઓછો થઇ જાય છે, અને તેને બદલે તેમનામાં કઠોરતા આવે છે; માટે આવા પ્રસંગોમાં તેમની સાથે નરમાશ તથા પ્રેમપૂર્વક કામ લેવામાં આવે તો બન્નેને ફાયદો થાય છે

ગૃહસ્થાશ્રમીઓને કેટલીક વખત ગુસ્સે થવાની ફરજ પડે છે; તેવે વખતે અંતઃકરણમાં ગુસ્સો નહિ રાખતાં, બાહ્ય વર્તનમાં તેનો દેખાવ માત્ર કરવો. આ સબંધમાં રામકૃષ્ણ પરમહંસ સર્પનું દૃષ્ટાન્ત આપતા, તે ધ્યાનમાં રાખવા જેવું છે.

એક ખેતરમાં રાફડાની અંદર એક સર્પ રહેતો હતો તે એવો ક્રોધી હતો, કે તે રસ્તે થઇને જે કોઇ જતું તેને કરડયા વિના રહેતો જ નહિ એક વખત એક બ્રહ્મચારી તે રસ્તે થઇને નીકળ્યો; સર્પ તેને પણ ડસવા માટે દોડયો, પણ તે બ્રહ્મચારી સર્પમંત્ર જાણતા હતા તેથી સાપનું કંઇ ફાવ્યું નહિ, અને તેમની પાસે શાંત થઇ તેને ઉભું રહેવું પડયું. બ્રહ્મચારીએ તેને વિના કારણ બીજાને હાનિ ન કરવાનો બોધ આપ્યો અને કહ્યું, કે આવાં પાપકર્મો માટે તારે પાછળથી સખત સજા ભોગવવી પડશે. સર્પને પણ પોતાની ભૂલ સમજાણી, અને આ પાપોનું પ્રાયશ્ચિત્ત થાય એવો માર્ગ બતાવવા તેણે બ્રહ્મચારીને વિનતિ કરી. તે બ્રહ્મચારીએ તેને

એક મંત્ર શીખવ્યો, અને કહ્યું, કે આ મંત્રનો જપ કરવાથી તારાં પાપનો નાશ થશે; હવેથી કોઇને કરડતો નહિ; જા, તારૂં કલ્યાણ થશે.

બ્રહ્મચારી આમ કહી પોતાને રસ્તે ચાલ્યા અને સર્પ પણ ત્યારથી તેમના ઉપદેશ પ્રમાણે વર્તવા લાગ્યો. સર્પ કરડતો નથી એમ માલૂમ પડવાથી ખેડુનો તે રસ્ને થઇને આવજા કરવા લાગ્યા, અને એક દિવસ તો લાકડી વતી ખૂબ ગાર મારીને તેને મરણતોલ કરી નાખ્યો. તે મરી ગયો છે એમ સમજી તેને ફેંકીને બધા ત્યાંથી ચાલ્યા ગયા. થોડી વારે સર્પને કળ ઉતરી અને મહામુશ્કેલીએ તે પોતાના રાફડામાં પહોંચ્યો. ત્યાર પછીથી ભયનો માર્યો તે માત્ર રાતના જ બહાર નીકળી ફલમૂલાદિનો આહાર કરતો અને દિવસના ભાગમાં રાફડામા જ પડયો રહેતો. ઘણે દિવસે પેલા બ્રહ્મચારી ફરીથી તેજ રસ્તે થઇ નીકળ્યા અને સર્પને બહાર જોયો નહિ, તથી રાફડાની પાસે જઈ મોટે અવાજે તેને બોલાવ્યો સર્પે બ્હીતાં બ્હીતાં બહાર આવી પોતાના ગુરુને નમસ્કાર કર્યા. બ્રહ્મચારીએ તેને ગદઢાલ જેવો જોઇ તેમ થવાનું કારણ પૂછ્યું; એટલે તેણે જવાબ આપ્યો, કે આપના ઉપદેશ પ્રમાણે હું કોઇને ડસતો નથી, તેથી બધા મને હેરાન કરે છે, જેને પરિણામે મારી આવી દુર્દશા થઇ છે. પેલા બ્રહ્મચારીએ કહ્યું, કે મેં તને કરડવાની ના કહી છે એ સાચું, પણ ફુંફાડો મારવાની ના કહી નથી. જો તેં ફુંફાડો માર્યો હોત તો તારા આવા હાલ થાત નહિ.

ગૃહસ્થોને પણ આ ઉપદેશ લાગુ પડે છે કોઇ કોઇ વખત સંસારમાં આ જાતના ફુંફાડા મારવાની જરૂર પડે

છે, માટે તેમ કરવામાં કોઈ પણ જાતનો બાધ નથી, પરંતુ અંતઃકરણની અંદર દ્વેષભાવને સ્થાન હોવું જોઇએ નહિ

## લોભ.

કામક્રોધની માફક લોભ પણ મનુષ્યોનો પરમ શત્રુ છે. લોભને લઈને પણ કામક્રોધાદિની ઉત્પત્તિ થાય છે; કારણ લોભને લઇને વસ્તુપ્રાપ્તિની કામના અને તે મેળવવામાં વિઘ્ન આવે એટલે ક્રોધ જન્મે છે. આ ઉપરથી માલૂમ પડશે કે કામક્રોધાદિ માનવ-શત્રુઓ અરસપરસ સંબંધ રાખવાવાળા છે "લોભથી પાપ અને પાપથી મૃત્યુ થાય છે." થોડો વિચાર કરવાથી આ વાક્યની સત્યતા સમજાશે.

હિતોપદેશમાં કહ્યું છે કેઃ—

लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।

लोभा न्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥

લોભને લઇને માણસ સારાસારનું ભાન ભૂલી જાય છે, અને મોહાંધ થઇને પોતાને હાથેજ પોતાનો નાશ કરે છે. ધન, માનાદિકનો લોભ તેમજ જીભનો સ્વાદ માણસનું અનિષ્ટ કરે છે. ધનના લોભથી માણસ તે મેળવવા ખાતર અનેક પ્રકારના અસત્ ઉપાયોનું અવલંબન કરે છે; પોતાના ભાઇ અથવા માતપિતાનો પણ તે માટે નાશ કરતાં અચકાતો નથી, પોતાનામાં પૂર્ણ વિશ્વાસ રાખનાર મિત્રને પણ દગો દે છે, અને અનાથ બાળક તથા વિધવાની સંપત્તિ પણ હજમ કરી જાય છે

લોભથી પ્રજ્ઞાનો પણ નાશ થાય છે પ્રજ્ઞાના નાશથી લજ્જાનો નાશ અને લજ્જાના નાશથી ધર્મનો નાશ થાય

છે. ધર્મના નાશથી જે કંઇ કલ્યાણપ્રદ હોય તે બધું નષ્ટ થાય છે. લોભથી બુદ્ધિ વિચલિત થતાં અસત્ વિષયો માટે તૃષ્ણા જન્મે છે, અને આવી તૃષ્ણા ઇહલોક અને પરલોક બન્નેમાં દુઃખજ ભોગવાવે છે. આવા ભયંકર શત્રુનો નાશ કરવા બધાએ કટિબદ્ધ થવું જોઇએ.

જીભનો સ્વાદિષ્ટ પદાર્થ ખાવાનો લોભ પણ અતિ હાનિકારક છે. જૂદીજૂદી જાતના સ્વાદિષ્ટ પદાર્થો વધારે ખાવાથી હજમ કરવાની શક્તિ ચાલી જાય છે, અને તેથી શરીર દુર્બળ તથા વ્યાધિગ્રસ્ત થાય છે. દુર્બળ શરીરમાં કામક્રોધાદિ શત્રુઓનું બળ વધારે ફાવે છે, અને મન પણ વિશેષ ચંચળ બને છે. આવાં મનુષ્યો તેનો વેગ રોકી શકતાં નથી, અને એ પ્રવાહમાં ઘસડાઇ અનેક જાતનાં પાપ-કર્મ કરે છે. ભાગવતમાં કહ્યું છે, કે જે જિહ્વાને વશ કરે છે, તેણે અર્ધોઅર્ધ ઇન્દ્રિયગણને વશ કર્યો છે.

વિષય ભોગવવાની લાલસા મનુષ્યને બંધનમાં નાખે છે. હાથી જેવું મહા બળવાન પ્રાણી પણ આ લાલસાને વશ થઇનેજ મનુષ્યના કબજામાં આવે છે. જે જે લાલસા અંતઃકરણમાં ઉત્પન્ન થાય તે તે પ્રત્યે ધિક્કાર ઉપજાવવા માટે કોશીષ કરવાથી અનિષ્ટ પરિણામમાંથી બચી જવાય છે સાંસારિક વિષયો અનિત્ય છે, દુઃખકર છે, આવી ભાવ-નાથી તેમાં અપ્રીતિ જન્મે છે. હંમેશાં વિષયની અનિત્યતાનો વિચાર કર્યા કરવાથી લોભના સકંજામાંથી છૂટી જવાય છે.

કેટલીક વખત યશાદિનો લોભ માણસ પાસે સારાં કામો કરાવે છે, પરંતુ એ જાતની લાલસા પણ તેને બંધનમાં

નાખે છે યશલોભી મનુષ્ય યશાદિની પાછળ દોડતો હોવાથી સારાસારના વિચાર શૂન્ય બને છે, અને જેમાથી યશની પ્રાપ્તિ ન થાય એવા સત્કર્મો કરવાથી દૂર રહે છે યશની ઇચ્છાથી કરેલા કાર્યોમાથી જો કદિ યશ મળતો નથી, તો તેને ક્રોધ ચડે છે, અને તે અનિષ્ટ કરવા સુદ્ધા તૈયાર થઇ જાય છે. કેટલીક વખત તો લોભથી મનુષ્ય એવો અધ થઇ જાય છે, કે દેશદ્રોહી બની જાતીય મહાન આકાક્ષાઓ ફળીભૂત થવામા પણ વિઘ્ન નાખતા તે અચકાતો નથી, અને સ્વધર્મનો પણ ત્યાગ કરે છે

અનેકવિધ અધર્મના મૂળ સ્વરૂપ, બહુપ્રકાર અનિષ્ટ પ્રવૃત્તિઓના જનકરૂપ આ લોભને સર્વદા પોતાનાથી દૂર રાખવાનો દઢ પ્રયત્ન કરવો જોઇએ

### મોહ

મોહ અજ્ઞાનનુ એક રૂપ છે, અનાત્મમા આત્મબુદ્ધિને શાસ્ત્રમા મોહરૂપે વર્ણવી છે શરીરાદિ અનિત્ય વસ્તુઓમા નિત્યજ્ઞાન થવાથી, 'આ બધી વસ્તુ મારી છે, અને તેના કદાપિ નાશ થશે નહિ,' એવો ભ્રમ ઉત્પન્ન થાય છે આવી ભૂલ ભરેલી ધારણાથી વિષયો પ્રત્યે ઉત્પન્ન થતી ગાઢ પ્રીતિનુ નામ મોહ છે આવા મોહમાથી ઘણા ઘણા પાપો જન્મે છે, અને છેવટે અનેક દુખ ભોગવવા પડે છે મોહથી જ વસ્તુ માટે લોભ ઉત્પન્ન થાય છે, અને પછી તેમાથી તે પ્રાપ્તિ માટે કામ એટલે ઇચ્છા જાગે છે, એ ઇચ્છા બધા અનર્થનુ મૂળ છે

આ મારી મા, આ મારા બાપ, આ મારી સ્ત્રી, આ

મારાં બાળકો, આ મારી સંપત્તિ—આ જાતની મમત્વ બુદ્ધિ જ મોહરૂપ છે, અને આવા મોહમાં ફસાયેલો મનુષ્ય કદી પણ ખરું સુખ ભોગવી શકતો નથી. જેમાં મમત્વ બુદ્ધિ બંધાણી છે, એવા પદાર્થોના નાશથી કેટલું બધું દુઃખ થાય છે, એ તો આપણે બધા જાણીએ છીએ, માટે આ મમત્વ જેમ બને તેમ ઓછું કરવું. વિષયની અનિત્યતાનું ચિંતન મોહમાંથી બચવાનો સરળ ઉપાય છે.

ભગવાન શ્રી શંકરાચાર્ય કહે છે કેઃ—

का तव कान्ता कस्ते पुत्रः संसारोऽयं मतीव विचित्रः।
कस्य त्वं वा कुत आयात स्तत्वं चिन्तय तदिदं भ्रातः॥

"ત્હારી સ્ત્રી કોણ? ત્હારો પુત્ર કોણ? આ સંસાર ઘણોજ વિચિત્ર છે. તું કોનો છે? કયાંથી આવ્યો છે? હે ભાઈ! એ તત્ત્વનો તું વિચાર કર"

આવા વિચારોથી વિષય પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને વૈરાગ્ય દ્વારા સત્ય જ્ઞાનનો ઉદય થઇ પરમાત્મા પ્રત્યે ભક્તિ જન્મે છે.

અનિત્ય પદાર્થોની વાસનાનો ક્ષય થવાથી ચિત્તવિકાર નાશ પામે છે, અને તેથી સંસારમોહરૂપી વાદળ ઉડી જાય છે. તે મોહવાદળનો નાશ થવાથી શરદ્ઋતુના આકાશ માફક હૃદય નિર્મળ બને છે, અને તેમાં અદ્વિતીય બ્રહ્મનો પ્રકાશ પડે છે.

મનુષ્ય ગમે ત્યાં જાય, પણ તેને વિષયોની વચ્ચે જ રહેવું પડે છે, તેથી કેવી રીતે વર્તવાથી વિષયોનો મોહ

અમર કરી શક્તો નથી, તે સમજાવતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે—

तस्मा दसक्त सतत कार्य कर्म समाचर।
असक्तो ह्याचरन् कर्म पर माप्नोति पूरुष ॥

તેટલા માટે હે અર્જુન! આસક્તિ રહિત થઇને તુ બધા કર્મો કર, કારણ કે આસક્તિ વિના કર્મ કરવાથી મનુષ્ય પરમ પદને મેળવે છે

યોગવાસિષ્ઠમા પણ કહ્યુ છે કે—

त्यक्तवाहकृति राश्वस्तमति राकाशशोभन।
अगृहीत कलकाको लोके विहर राघव ॥

'હે રાઘવ! હુ કરૂ છુ એ અભિમાન છોડીને તથા કાર્યના ફળાફળ સબધમા ઉદાસીન થઇને શાનચિત્તે અને જેમ આકાશ સર્વત્ર શોભા પામે છે, અને કોઇ કલક દ્વારા કલકિત થતુ નથી, તે પ્રમાણે તુ સસારમા બધા કામ કર”

જનકાદિ જીવન્મુક્તોએ પણ અનાસક્ત રહી સસારમા લોકકલ્યાણ માટે કર્મ કર્યા હતા, તથી જ્ઞાની પુરૂષે પણ ઉત્તમ કર્મોનું આચરણ કરી સર્વસાધારણને દૃષ્ટાન્ત રૂપ થવુ જોઇએ

ગીતાજીમા કહ્યુ છે કે—

कर्मणैव हि ससिद्धि मास्थिता जनकादय।
लोकसग्रह मेवापि सपश्यन् कर्तु मर्हसि ॥

જનક વગેરે મહાપુરૂષોએ કર્મ દ્વારાજ પરમ સિદ્ધિની પ્રાપ્તિ કરી હતી તે પ્રમાણે હે અર્જુન! લોકસગ્રહ માટે,

એટલે કે લોકોને ધર્મપથ પર ચલાવવા માટે તારે પણ કર્મ કરવાંજ જોઈએ; કારણ કે શ્રેષ્ઠ પુરૂષોનું આચરણ સાધારણ વર્ગને દૃષ્ટાન્ત રૂપ થાય છે.

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥

ભગવાન કહે છે કેઃ- 'હે પાર્થ! મારે ત્રણ લોકમાં કંઈપણ કર્તવ્ય નથી, કોઇ અપ્રાપ્ત વસ્તુ મેળવવાની નથી, છતાં પણ હું કર્મ કર્યા કરૂં છું, કેમકે જો હું કર્મ ન કરૂં તો બધાં મનુષ્યો એ માર્ગનું અનુસરણ કરે અને તેમ થવાથી બધાંનો નાશ થાય"

સંસારમાં આસક્ત થયા વિના કેવી રીતે રહી શકાય એ સમજાવતાં શ્રી રામકૃષ્ણદેવે કહ્યું છે કેઃ—

"ધનવાન પુરૂષના ઘરમાં જેવી રીતે દાસી રહે છે, તેવી રીતે આપણે બધાંએ સંસારમાં રહેવું જ્યાં સુધી શેઠની નોકરી કરતી હોય છે ત્યાં સુધી એ દાસી શેઠનાં બધાં છોકરાંને "મારો રામ, મારો હરિ," એમ કહીને બોલાવે છે, પણ તેનું દિલ તો તેના પોતાનાં છોકરાં ઉપર જ ચોંટેલું હોય છે. તેવીજ રીતે સંસારનાં બધાં કર્મો કરતાં છતાં પોતાનું દિલ તો ભગવાનના ચરણમાં રાખવું."

વસિષ્ઠ ભગવાન પણ રામચંદ્રજીને આ જ ભાવે સંસારમાં રહેવાની શીખામણ આપે છે.

अन्तःसंत्यक्तसर्वाशो वीतरागो विवासनः।
बहिः सर्वसमाचारो लोके विहर राघव॥

હે રાઘવ! સર્વ આશા, આસક્તિ અને વાસના રહિત થઈને બહારનાં બધાં કામો કર, એટલે કે ભગવાનમાં ચિત્ત જોડીને સમાજમાં વિચરણ કર

સાધારણ જન-સમાજ પ્રેમ અને મોહનો ભેદ સમજી શકતો નથી, તે તો મોહને પ્રેમરૂપે ઓળખે છે પણ મોહમા જે સંકુચિત ભાવ છે, તે પ્રેમમાં નથી પ્રેમ તો અતિ વિશાળ અને પવિત્ર છે, મોહમાં મલિનતા ભરી છે; પ્રેમ સુખકારક છે, મોહ દુખનું મૂળ છે, પ્રેમ મુક્તિનું કારણ છે, મોહ બંધનમાં નાખનાર છે

પોતાનાં સગાં સંબંધી અને સંપત્તિ પ્રત્યે સ્વાર્થયુક્ત પ્રેમને મોહ કહે છે માતાનો પોતાના બાળક પ્રત્યે પ્રેમ એ મોહ છે. પરંતુ જો તેવોજ ભાવ બીજાના સંતાનો પ્રત્યે પણ હોય તો તે પ્રેમરૂપ થાય છે માતાપિતા પોતાના સંતાનોમા મારાપણાના ભાવથી જે આસક્તિ રાખે છે, તે મોહરૂપજ છે, અને તેમાથી દુઃખ જન્મે છે. પણ જો ઉદાર ભાવથી વિશ્વના બધા બાળકો પ્રત્યે તેવો જ પ્રેમ થાય તો એ મમતા પ્રેમસ્વરૂપ બને છે, અને તેથી પરમસુખની પ્રાપ્તિ થાય છે

अयं बन्धुरयं नेति गणना लघुचेतसाम्।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्॥

"આ મારો બન્ધુ, તે મારો બંધુ નથી," હલકા મનવાળાં મનુષ્યો જ આ જાતની ભાવના રાખે છે ઉદાર પ્રકૃતિવાળા માણસો તો દુનિયાનાં બધાં માનવોને પોતાનાં કુટુમ્બીઓ જ માને છે, અને તે પ્રમાણે વ્યવહાર પણ કરે છે"

ઉપરના ઉપદેશનું પાલન કરનાર ખરેખર મહાત્મા જ ગણાય. કદાચ એવી શંકા ઉત્પન્ન થાય, કે દુષ્ટ અને અનીતિપરાયણ વ્યક્તિઓને પણ પોતાના બંધુ તરીકે ગણવી ? તેનો જવાબ એ છે, કે સત્ય, ધર્મ, અને નીતિની પ્રતિષ્ઠા માટે તેમની વિરુદ્ધ આચરણ કરવું, પણ અંતરમાં તેમના પ્રત્યે કોઇપણ જાતનો દ્વેષભાવ રાખવો નહિ. આપણો વિરોધ દુર્ગુણ સાથે જ છે, વ્યક્તિ સાથે નથી. માટે એ વ્યક્તિ પોતાનો દુષ્ટ સ્વભાવ છોડે કે તરત જ પોતાના બંધુ માફક તેની સાથે વ્યવહાર રાખવો.

ઉપરોકત ભાવ સાધવાથી મોહ દૂર થઇ સાર્વજનિક પ્રેમનો ઉદય થાય છે. ભગવાન બુદ્ધે સંસારત્યાગ કર્યો ત્યારે પોતાનાં સ્ત્રીપુત્રનો મોહ છોડતી વખતે જે ભાવનું અવલંબન કર્યું હતું, તેનો વિચાર કરવાથી ખરા પ્રેમનું સ્વરૂપ સમજાશેઃ—

"I loved thee most, because I loved so well all living souls."

(Light of Asia)

"બ્રહ્માંડમાં વસતા સમસ્ત જીવો પર મને આટલો બધો પ્રેમ હતો, તેથી જ હું તને અત્યંત પ્રેમથી ચાહી શક્યો છું."

જે વખતે સારથિ છન્દકે બુદ્ધદેવને કહ્યું, કે તમે તો વિશ્વપ્રેમ ખાતર તમારાં સ્ત્રી, પુત્ર, બંધુ, બાંધવ, રાજ્ય સંપત્તિ આદિનો ત્યાગ કરીને જાઓ છો, પણ તમારા જવાથી તે બધાંને કેટલું કષ્ટ થશે તેનો કંઇ વિચાર કર્યો ? તેમને

આવુ કષ્ટ આપવુ એ શુ તમારા પ્રેમની નિશાની છે ?

આ પ્રશ્નનો જવાબ આપતા બુદ્ધદેવ કહે છે કે —

' Friend, that love is fal e
' Which clings to love for selfish sweets of love
'But I, who love these more than joys of mine-
' Yea more than joy of theirs-depart to save
" Them and all flesh if utmost love avail

' ભાઇ ! જે પ્રેમ પોતાની સુખલાલસાની તૃપ્તિ માટે પોતાના પ્રેમાસ્પદને વળગી રહે છે, તે પ્રેમ ખરો પ્રેમ નથી હુ તો મારા કુટુમ્બીઓને મારા પોતાના સુખ કરતા, અરે ! એટલુ જ નહિ, પણ તેમના સુખ કરતા પણ વધારે ચાહુ છુ, માટે જ તે બધાને અને જગતના બીજા જીવોને દુઃખમાથી મુક્ત કરવા માટે હુ જાઉ છુ, જો પ્રેમની પરાકાષ્ઠા દ્વારા તેમ થઇ શકતુ હોય તો ”

આવી રીતે વિશ્વપ્રેમી બુદ્ધદેવે પોતાના ક્ષુદ્ર સસારનો ત્યાગ કરી નિષ્કામ સેવા અને પ્રેમદ્વારા સમગ્ર સસારને પોતાનો બનાવી દીધો આવા મહાત્માઓને પગલે ચાલનારનુ કલ્યાણ જ થાય એમા સદેહ નથી આવા પ્રેમના સચાર માટે પ્રેમસ્વરૂપ પરમાત્માની નિરતર પ્રાર્થના કર્યા કરવી, કે “પ્રભુ ! મારો મોહાધકાર દૂર કરીને મારા હૃદયના તારી નિર્મળ જ્યોતને પૂર્ણ જોસમા પ્રકાશવા દે. ”

### મદ

मदोऽष्टादशदोष स्यात् पुरा य प्रकीर्तित, ।
लोकद्वेष्य प्रतिकूल्य मभ्यसूया मृषा वच ॥
कामक्रोधौ पारतन्त्र्य परिवादोऽथ पैशुनम् ।

अर्थहानिर्विवादश्च मात्सर्यं प्राणिपीडनम् ॥
ईर्षा मोहोऽतिवादश्च संज्ञानाशोऽभ्यसूयिता ।
तस्मा त्प्राज्ञो न माद्येत सदा ह्येतद् विगर्हितम् ॥

महाभारत.

( ઉદ્યોગ પર્વ-સનત્સુજાત અને ધૃતરાષ્ટ્ર સંવાદ )

મદમાં અઢાર પ્રકારના દોષ રહેલા છે. મદાંધ મનુષ્ય લોકોના વિદ્વેષનું કારણ થઇ પડે છે. અભિમાનવશ થઇ નાના પ્રકારની કલ્પના કરી તે બીજાઓને ન ગમે તેવું આચરણ કરે છે, બીજાના ગુણની પ્રશંસા સાંભળી શકતો નથી, પોતાની શ્રેષ્ઠતા બતાવવા માટે બીજાઓ સંબંધી ખોટા પ્રવાદો ફેલાવે છે, જે વસ્તુ સંબંધી પોતાનો અહંકાર હોય છે, તે વસ્તુમાં તેને ઘણી આસક્તિ રહે છે, અને જો તેમાં કંઇ પણ વિરોધ આવે તો એકદમ ગુસ્સે થઈ જાય છે; જેઓ તેની પ્રશંસા કરે તેનો તે દાસ થઇ જાય છે, બીજાની નિન્દા કરવા તેની જીભ લલચાય છે, કૂડ કપટ કરવાની તેને જરૂર પડે છે, પોતાના અહંકારની તૃપ્તિ માટે તે ઘણો પૈસો બગાડે છે, બીજાની સાથે વાદવિવાદ કર્યા કરે છે, બીજાની લક્ષ્મી જોઇ અંતઃકરણમાં બળી જાય છે, પ્રાણીઓને પીડવામાં તેને આનંદ આવે છે, ઇર્ષા તેના પ્રાણમાં ઘર કરી બેસે છે, ચિત્ત મોહગ્રસ્ત થાય છે, અને અહંકારવશાત્ લોકમર્યાદા ઓળંગી જઇને વાક્યપ્રયોગ કર્યા કરે છે, સદસદ્ જ્ઞાનનો લોપ થઇ જાય છે, અને બીજાનો દ્રોહ કરવાની તેને ટેવ પડે છે. ડાહ્યા પુરૂષોએ કદી અહંકાર કરવો નહિ. કારણ તે અતિ હાનિકારક છે.

"Blessed are the poor in spirit, for theirs is the kingdom of heaven."

(Sermon on the mount.)

"નિરહંકારી નમ્રાત્માઓને ધન્ય છે, કારણ સ્વર્ગનું રાજ્ય તેમને માટે જ છે."

અહંકાર જન્મ મૃત્યુના કારણરૂપ હોવાથી તેના પર જરૂર વિજય મેળવવો જોઇએ. અહંકારની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થાય છે. ધન, માન, બુદ્ધિનો અહંકાર-એ બધું ટુંકી બુદ્ધિનું પરિણામછે. જો આપણે આપણાથી વધારે યશસ્વી ધનાઢય, અને બુદ્ધિમાન વ્યક્તિનો વિચાર કરીએ તો આ પ્રકારનો અહંકાર આપોઆપ ગળી જાય છે. ભગવાનના સામર્થ્યનો વિચાર કરવાથી પણ અહંકાર ટકી શકતો નથી. ભગવાનની મહાશક્તિનો પાર નથી, તેની પાસે આપણું શું ગજું ? જીસસ ક્રાઇસ્ટ કહેતા, કે એક કાળા વાળને પણ ધોળો કરવાનું આપણામાં બળ નથી, તો પછી અહંકાર શેનો ?

ઉપનિષદ્‌માં પણ આ વિષય વાર્તા દ્વારા સમજાવ્યો છે:-

એક વખત દેવતા અને અસુરો વચ્ચે યુદ્ધ થયું, તેમાં દેવતાઓ જીત્યા દેવતાઓ ફુલાવા લાગ્યા કે પોતાના જ બળથી તેઓ જય પામ્યા છે. તેઓ ભૂલી ગયા કે પરમેશ્વરની કૃપાથીજ તેમની જીત થઈ હતી અંતર્યામી પરમાત્માએ તેમનું આ વૃથાભિમાન જોઈ તે દૂર કરવાનો નિશ્ચય કર્યો. તેઓ એક અદ્‌ભુત રૂપ ધારણ કરી દેવો સમક્ષ ઉભા રહ્યા. દેવો તેમને ઓળખી શક્યા નહિ, તેથી બધાએ

મળી અગ્નિદેવને કહ્યું કે, "હે જાતવેદ! આપણી સમક્ષ ઉભી રહેલી આ પૂજ્ય વ્યક્તિ કોણ છે? તેની તમે તપાસ કરો."

અગ્નિ તેમની પાસે ગયા, એટલે તે વ્યક્તિએ અગ્નિને પૂછ્યું કે, "તમે કોણ છો?"

અગ્નિએ જવાબ આપ્યો કે "હું અગ્નિ છું, જાતવેદ છું."

તે વ્યક્તિએ ફરી પૂછ્યું કે, "તમારામાં શી શક્તિ છે?"

અગ્નિએ કહ્યું કે, "હું પૃથ્વીની બધી વસ્તુઓને બાળી શકું."

આ સાંભળી તે વ્યક્તિએ તેની સામે એક તણખલું મૂક્યું, અને અગ્નિને કહ્યું કે, "સર્વને બાળનાર અગ્નિ! જરા આને તો બાળો." પરંતુ અગ્નિ પોતાની બધી શક્તિનો ઉપયોગ કરતાં છતાં પણ તેને બાળી શકયા નહિ. તે પાછા ફર્યા અને દેવતાની પાસે આવી કહેવા લાગ્યા કે, "હું એ વ્યક્તિને ઓળખી શકતો નથી."

પછી વાયુ ગયા, તે પણ તે તણખલાને ઉડાડી શકયા નહિ; તેય નાસીપાસ થઈ પાછા આવ્યા દેવતાઓએ ભેગા મળી ઇંદ્રને તપાસ કરવા મોકલ્યા, પણ તેને આવતા જોઇ તે મૂર્તિ અંતર્ધાન થઇ ગઇ, અને તેની જગ્યાએ વિદ્યારૂપિણી ઉમાદેવી આવી ઉપસ્થિત થયાં તેમને જોઇ ઇદ્રે વિનય સહિત પૂછ્યું કે, "હમણાં અંતર્ધાન થઇ ગયા તે મહાપુરૂષ કોણ હતા?"

ઉમાદેવીએ જવાબ આપ્યો:—

*सा ब्रह्मेति होवाच, ब्रह्मणो वा एतद् विजये महीयध्वमिति ततो हैव विदांचकार ब्रह्मेति ॥* (કેનોપનિષદ)

"તે બ્રહ્મ હતા, તેના જ બળથી તમે જયયુક્ત થઇને મહિમાવાન થયા છો." આ ઉપરથી ઇંદ્રને ખબર પડી કે તે બ્રહ્મ હતા.

દેવોનો બધો અહંકાર ગળી ગયો, અને તેમને સમજાયું કે તેમનો વિજય તેમની શક્તિને લઇને થયો ન હતો, પણ તે તો પરમેશ્વરની કૃપાનું જ પરિણામ હતું.

અહંકારી પુરૂષ ધારે છે, કે તેના જેટલા માનને પાત્ર બીજો કોઇ નથી. સાધારણ વાતમાં પણ તેને અપમાન લાગી જાય છે બીજાઓ પણ તેનો આ સ્વભાવ જાણી જઇ ચીડવવા ખાતર તેને માન આપતા નથી, અને આમ પોતાનો અહંકાર તેને મહા દુઃખનું કારણ થઇ પડે છે બીજાને માન પામતા જોઇને પણ તેના દિલમાં દાઝ થાય છે, તે ઇર્ષાને લઇને તેમની સાથે નિષ્કારણ વેર બાંધે છે કોઇ સભામાં તે હાજર હોય તો તેનું ચિત્ત પોતાને કોણ માન આપે છે અને કોણ નથી આપતું, તેના ઉપર જ લાગ્યું રહે છે, અને ઘણી વખત તો ખોટી કલ્પનાઓ કરીને પણ સુખ દુઃખ ભોગવે છે

જેનું મન ઇશ્વર તરફ વળેલું છે, તે સાંસારિક માનાપમાનથી ચલાયમાન થતો નથી બીજી વ્યક્તિઓના ગુણ તરફ નજર રાખવાથી, અને પોતાના દોષોનો વિચાર કર- [illegible] અહંકાર ઓગ[illegible]ય છે જે [illegible]ચો પો[illegible]ના

દોષ જુવે છે, તેને બીજાના અવગુણનો વિચાર કરવાનો વખત જ મળતો નથી, અને તેથી નમ્રતા, સુજનતા આદિ ગુણો તે વ્યક્તિમાં સ્વાભાવિક રીતે જ વાસ કરે છે.

અહંકારના વિષયોના વિનાશીપણાનો વિચાર કરવાથી પણ આપણું તે વિષયો માટેનું અભિમાન મોળું પડે છે.

અહંકારથી છૂટવા માટે નિરંતર પ્રાર્થના કરવી કે, "અંતર્યામી ! મારા અંતઃકરણનો અહંકાર દૂર કરી તેને ઉદારતા, વિનય, પ્રેમ આદિ ઉચ્ચકોટિના સદ્‌ગુણોનું નિવાસસ્થાન બનાવો."

## માત્સર્ય.

બીજાની લક્ષ્મી, સૌંદર્ય, સદ્‌ગુણાદિ જોઈને તેની ઈર્ષા કરવી એનું નામ માત્સર્ય.

સંકીર્ણ બુદ્ધિ જ માત્સર્યનું પ્રધાન કારણ છે. બીજાને સુખ સંપત્તિ ભોગવતાં જોઈને, "મને એ કેમ નહિ ?" અથવા, "મને છે પણ તેને કેમ ?"—આવી બુદ્ધિથી માત્સર્યવાળો માણસ તેના તરફ ઈર્ષાભાવ બતાવે છે.

બીજાનાં દોષદર્શન તથા દોષકીર્તન એ માત્સર્યના સહચર છે. જેના હૃદયમાં આવી જાતની અદેખાઈનો વાસ છે, તે કદાપિ સુખી થઈ શકતો નથી; તેના મનમાં કાયમ અસંતાપ રહે છે, અને તેની તબીયત પણ સારી રહેતી નથી. ઈર્ષાથી જેનું ચિત્ત બળ્યા કરે છે તેને અન્નપચાવ સારી રીતે થતો નથી, અને તેની મુખમુદ્રા હિંસક પશુના જેવી થઈ જાય છે. આવા મહાશત્રુને દમવો, એ દરેક મનુષ્યની ફરજ છે.

જે માણસની ધનસંપત્તિ આદિ જોઇને અદેખાઇ ઉત્પન્ન થતી હોય તેના તરફ પ્રેમબુદ્ધિ કરવી અને એમ વિચારવું કે, "બીજાની પાસે ધનસંપત્તિ છે એ ઘણું સારૂં છે, હજી પણ તેમની ધનસંપત્તિમાં વધારો થાય એમ હું ઇચ્છું છું, મારાથી પણ તે વધારે સુખી થાય એમ હું ચાહું છું."

બીજાનાં દોષદર્શન અને દોષકીર્તનને બદલે તેમના સદ્ગુણો તરફ ધ્યાન આપવાથી અને તેમની પ્રશંસા કરવાથી વિરોધીભાવ દૂર થશે. "દરેક માણસમાં દોષ અને ગુણ બને છે, કોઇનામાં દોષ વધારે હોય, તો કોઇનામાં ગુણ વધારે હોય, પણ એ બધું કંઇ કાયમ ટકી રહેતું નથી સ્વાભાવિક રીતે બધામાં કંઇને કંઇ દોષ રહેલા છે, મારામાં પણ થોડા દોષ હોવા જ જોઇએ," આવા વિચારોથી પણ ઇર્ષાબુદ્ધિનો લોપ થાય છે

જે સૌંદર્ય, ઐશ્વર્યાદિ જોઇને બીજાઓને આનંદ થાય છે, તેજ વિષય ઇર્ષાપરાયણ વ્યક્તિને દુઃખરૂપ થાય છે, તેથી તે તે વિષયોમાં બીજાઓના આનન્દમા ભાગ લઇ, તેઓનું સુખ તે પોતાનું જ સુખ છે, એવો ઉદારભાવ ગ્રહણ કરવાથી ઇર્ષાભાવ આપોઆપ મરી પડશે, અને તેને બદલે પ્રેમ અને પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થશે.

મન અને તનની દુર્બળતા પણ ઇર્ષાભાવનુ કારણ છે શારીરિક દુર્બળતા કસરત કરવાથી દૂર થાય છે, તથા ઉચ્ચ વિચારોના સેવનથી અને ઉચ્ચ માનસિક બળવાળી વ્યક્તિઓના સમ્સર્ગ, તેમજ તેઓનુ સતત ચિંતન કરવાથી મનની નિર્બળતા દૂર થાય છે.

પોતાનામાં ઈર્ષાભાવ છે, અને તે અતિ અનિષ્ટકર છે, એમ સમજી તે દૂર થાય એટલા માટે ભગવાનની દયાયાચના કરવી એ પણ સરળ અને ઉત્તમ ઉપાય છે.

## ઉછાંછળાપણું

મન નિયમવશ ન હોય તો ઉછૃંખળતા જન્મે છે ઉછૃંખળતા દૂર કરવા માટે બધાં કામ નિયમસર કરવાં. નિયમ પ્રમાણે ખાવાથી, પીવાથી, કસરત કરવાથી, પ્રાર્થના કરવાથી, ઉછાંછળાપણું ચાલ્યું જાય છે. કપડાં જ્યાં ત્યાં ફેંકવાં, ઘરની બધી ચીજો અવ્યવસ્થિત રાખવી, ઉંઘવા તથા ઉઠવાના વખતમાં અનિયમિત રહેવું, કોઇ સાથે વાત કરવા બેઠા તો પાર જ ન આણવો, એટલે કે જેને કર્તવ્યાકર્તવ્ય બોધ નથી– આ બધી અનિયમિતતા ઉછૃંખળતાની નિશાની છે જેમ સેનાપતિ પોતાની સેનાને શૃંખલાબદ્ધ ન રાખે, સર્વ સૈનિકોને પોતપોતાના કામમા નિયોજિત ન કરે, અને તેમના અયોગ્ય વર્તનને સહન કરી લે, તો સૈનિકો ઉપર તેનો દાબ નહિ હોવાથી ચોક્કસ તેની હાર થાય છે, તેવી જ રીતે મનુષ્ય જો ઇન્દ્રિયગણને વશ ન રાખે, તેમના દોષો પ્રતિ દુર્લક્ષ કરે, અને મનને કબજામા રાખે નહિ તો જીવનસંગ્રામમાં અવશ્ય તેનો પરાજય થાય છે પ્રકૃતિના રાજ્યમાં પણ સઘળા પદાર્થો–સૂર્યચંદ્રાદિ ગ્રહો, તારાઓ નિયમને અધીન જ વર્તે છે, અને તેથી જ જગતના વ્યવહારમાં કોઇ પણ જાતની અડચણ આવતી નથી, પણ જો તેમા કોઇ કારણથી ફેરફાર થઈ જાય તો દુનિયાનો નાશ થાય કઠોપનિષદ્‌માં પણ કહ્યુ છે કેઃ—

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ॥
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥

ઈશ્વરના ભયથી જ અગ્નિ, સૂર્ય, ઇન્દ્ર, વાયુ અને મૃત્યુ આદિ દેવો નિયમ પૂર્વક પોતપોતાનાં કામો કરી રહ્યા છે, અને તેથી જ સંસારના બધા વ્યવહારો સારી રીતે ચાલે છે. મનુષ્યોએ પણ ઇશ્વરનો ડર રાખી નિયમોનું પાલન કરવું જોઇએ. જો ટુંકા જીવનમાં અલભ્ય લાભ સાધી લેવો હોય તો અવશ્ય એ જીવનને નિયમવશ રાખવું, જેથી ઉચ્છૃંખલતાને લઇને ઉત્પન્ન થતી બધી અનિયમિતતા દૂર થઇ કલ્યાણકારી પ્રવૃત્તિને માટે પૂરતો સમય મળે, કારણ ભગવાન કર્માનુસાર જ ફળ આપે છે.

જો સ્વાદિષ્ટ રસોઇ બનાવવી હોય તો પહેલેથી જ બધી સામગ્રી એકઠી કરી રાખવી જોઇએ, રસોઇ કરવા બેઠા પછી બધી ચીજો લેવા દોડાદોડ કરે તો રસોઇ જરૂર બગડે છે, એટલું જ નહિ પણ વખતસર તૈયાર પણ થતી નથી; તેવી જ રીતે જો જીવનની લગામ ઉચ્છૃંખલતાના હાથમાં સોંપી તો એકે કાર્ય યોગ્ય રીતે કે ધારેલે વખતે થઇ શકતું નથી, અને પછી દોડાદોડ કરી મૂકવાથી કંઇ પણ ફાયદો થતો નથી. માટે પહેલેથી જ આપણો ઉદ્દેશ્ય મુકરર કરી તેને પહોંચી વળવા માટે સર્વ સાધનોને યથાયોગ્ય એકત્ર કરવાં જોઇએ, તો અવશ્ય લક્ષ્ય સ્થાને પહોંચી શકાશે. શ્રીમદ્ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે, योग कर्मसु कौशलम्–અહીં યોગ શબ્દથી ચિત્તની એકાગ્રતા જ લક્ષ્ય કરી છે, એટલે કે જે વખતે જે કર્મનું અનુષ્ઠાન કરવું હોય તે વખતે તેમાં સંપૂર્ણ મન પરોવવું, જેથી તે કર્મ

સુંદર રીતે સંપન્ન થાય છે; અને જો તે કાર્યમાં કંઇ વિઘ્ન આવી પડે તો તે ઓળંગવાની શક્તિ પણ આપણામાં આવે છે એકાગ્રતા પૂર્વક કર્મ કરવું એજ કર્મ કરવાનું કૌશલ છે.

## નકામી સાંસારિક ચિંતાઓ.

સંસારમાં ધનનો અભાવ, અન્નનો અભાવ, રોગાદિ આપત્તિઓ ચિન્તાનાં કારણ થઇ પડે છે જો આ અભાવો તરફ ધ્યાન આપ્યા વિના ઉદાસીન વૃત્તિથી સંસારમાં રહી પોતાનું કર્તવ્ય બજાવવામાં આવે તો દુઃખ ઘણું ઓછું થઇ જાય છે નિર્ધન જો ધનવાન તરફ લક્ષ્ય કરે તો તેને ધનના અભાવનું દુઃખ વધારે લાગે છે, પરંતુ પોતાનાથી પણ વધારે નિર્ધન તરફ દૃષ્ટિ રાખે તો એ દુઃખ સહેલાઇથી સહન કરી શકાય છે.

એક માણસ એટલો ગરીબ હતો. કે પગમાં પહેરવાને પગરખા પણ ન હતા, અને તેનું તેને બહુ દુઃખ થતુ; પણ જ્યારે તેણે બે પગ વિનાના એક માણસને જોયો, ત્યારે તેનુ દુઃખ ઘણું મોળું પડી ગયું.

એક વખત શિયાળાની કડકડતી ઠંડીમાં એક માણસ જંગલમાં આવી ચડયો, તેના શરીર પર વસ્ત્ર ન હતુ, અને ઠંડી એટલી બધી લાગતી હતી કે આખુ અંગ કળી પડતુ હતું. એક ઝાડ નીચે બેસી તે મોટે અવાજે રડવા અને પોતાના ભાગ્યને ધિક્કારવા લાગ્યો. તે ઝાડની પાછળ એક કુવો હતો તેમાં એક આંધળો પડી ગયો હતો, તે આ અવાજ સાંભળી બોલ્યોઃ-

"ભાઇ, મારી સ્થિતિનો તો વિચાર કર એક તો હું આંધળો છું, તેમાં વળી આવી ઠંડીમાં આ કુવામાં પડી ગયો છું અને ગળા સમાણા પાણીમાં ડુબું ડુબું થાઉં છું, મહા મહેનતે હાથ ટેકવી ઉભો છું. મારા આવા બુરા હાલ સાથે સરખામણીમાં તારૂં દુઃખ ઘણું જ ઓછું છે."

આ સાંભળી તે માણસને ધીરજ આવી અને તેણે તે આંધળાને કુવામાંથી બહાર કાઢયો આ પ્રમાણે પોતાનાથી વધારે નબળી સ્થિતિવાળા માણસોનો વિચાર કરવાથી આપણને આશ્વાસન મળે છે, અને દુઃખ સહન કરવાનું બળ પ્રાપ્ત થાય છે

જેઓને દૃઢ વિશ્વાસ થઇ ગયો છે, કે પરમાત્માને કોઇના પ્રત્યે દ્વેષ, તેમજ કોઇના પ્રત્યે ખાસ પ્રેમ નથી, તેમની નજરમાં તો બધાંયે સરખાં છે, અને સંસારનાં સુખદુઃખ પોતપોતાનાં કર્મને જ આભારી છે, તે પોતાની અવસ્થા માટે કોઇને દોષ નહિ આપતાં પોતાનાં કર્મો પર જ લક્ષ્ય આપશે, અને તે દ્વારા જ પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરશે; ખાલી અફસોસ કરી માથે હાથ દઇ બેઠા રહેશે નહિ.

પોતાની અથવા પોતાનાં સ્વજનોની બિમારીમાં પણ કુદરતના નિયમોનો ભંગ એજ તેનું કારણ છે એમ સમજી તે દૂર કરવા કોશીષ કરવી, પરંતુ નકામી હાયવોય કરવી નહિ દેહની સાથે રોગ લાગેલા જ છે, તે સહન કર્યા વિના છુટકો જ નથી, તેથી તે માટે ચિંતા કરી વધારે દુઃખી થવું ઠીક નથી.



અંતઃકરણપૂર્વક પાપનો ત્યાગ કરવો એજ ખરૂં તીર્થસ્નાનછે.

ઉદારબુદ્ધિ મહાપુરૂષોના જીવનપ્રસંગોની આલોચના તથા ચિંતન કરવાથી ધર્મના વિષયમાં આવી હિસાબી બુદ્ધિ રાખવાની ટેવ દૂર થશે. જેમ પારસમણિના સ્પર્શથી લોઢું પણ કાંચન થાય છે, તેમ મહાત્માઓના પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધથી આવી બુદ્ધિ આત્મનિષ્ઠ બને છે અને મનુષ્ય પવિત્ર તથા શુદ્ધ થાય છે.

## કુતર્કની ટેવ

કુતર્ક કરવાની ટેવ પણ ઘણી હાનિકારક છે. શંકાના સમાધાન અથવા તત્ત્વના અનુસંધાન માટે તર્ક નહિ. પણ કેવળ તર્ક ખાતર તર્ક કર્યા કરવા તેનું નામ કુતર્ક છે. नाय मात्मा प्रवचनेन लभ्य. તર્ક કર્યા કરવાથી ઈશ્વિર સાક્ષાત્કાર થતો નથી, તેઓ તો તર્કથી બહુ દૂર છે, नैषा तर्केण मति रापनेया કુતર્ક જાળમાં ફસાઇ જવાથી માણસો બુદ્ધિભ્રષ્ટ થાય છે, અને સત્ય તત્ત્વનું ગ્રહણ સરળ રીતે કરી શકતા નથી; હરેક વસ્તુ ઉંધી દૃષ્ટિએ જોવાથી તેમની સમજણ પણ ઉલટ પાલટ થઇ જાય છે. પરમ તત્ત્વ સમજવા માટે પરસ્પર આલોચના અથવા વિચારની જરૂર છે, સાધારણ સત્ય સમજવા માટે પણ એજ રીતિનું અવલંબન કરવું જોઇએ; પણ કુતર્ક કરવાથી કંઇ ફાયદો નથી

નારદભક્તિસૂત્રમાં પણ કહ્યું છે, કે ધર્મના વિષયમાં ખોટો વાદવિવાદ ન કરવો. સદ્‌વિષયોની આલોચના તથા સત્યને સરળ અને ઉદારભાવે ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવાથી વૃથા વાદવિવાદ કરવાની ઇચ્છા દૂર થાય છે.

## ધર્માડંબર

ધર્મ માર્ગે પ્રયાણ કરવામાં આડંબર, ડોળ, અથવા ઢોંગ મહાવિઘ્ન રૂપ છે. એ બધાં અહંકારનાં સ્વરૂપ છે. એક આના જેટલી સાધના કરી માણસો સોળ આના જેટલો આડંબર કરે છે. અંતરમાં ધર્મભાવ હોય કે ન હોય, પણ બહારથી ઘણા માણસો ટીલાંટપકાં તાણી, પીતાંબર પહેરી, હાથમાં માળા લઇ પોતાની ધાર્મિકતાના આડંબરથી દુનિયાને આંજી દેવા ખૂબ મહેનત કરે છે. જે ખરેખરો ધાર્મિક છે, તે કદી આવો ડોળ કરતો નથી, એટલુંજ નહિ પણ પોતે જે સાધના કરતો હોય છે, તેની બીજાને જરા પણ કળ પડવા દેતો નથી રામકૃષ્ણ પરમહંસ પણ કહેતા, કે ધ્યાન ધરવું હોય તો 'મને, વને, કોણે,' મનમાં, વનમાં કે ઘરના ખૂણામાં ( નિરાળી જગ્યામાં ) ધરવું. જે કંઇ સાધન ભજન કરવું તેની દાંડી પીટાવવી નહિ

ઇસુસ ક્રાઇસ્ટ પણ કહે છે કે:—

"And when thou prayest, thou shalt not be as the hypocrites are: for they love to pray standing in the synagogues and in the corners of the streets, that they may be seen of men. Verily I say unto you, they have their reward.

But thou when thou prayest, enter into thy closet, and when thou hast shut thy door, pray to thy Father which is in secret; and thy Father which seeth in secret, shall reward thee openly."

"અને જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે ધર્મઢોંગીઓ માફક વર્તતો નહિ; એ લોકો તો મંદિરોની અંદર અને રસ્તા ઉપર બધાંના દેખતાં પ્રાર્થના કરવાનું પસંદ કરે છે, એવી ઇચ્છાથી કે બધાં તેમને પ્રાર્થના કરતા જુવે, અને તેમને ધાર્મિક ગણી માન આપે. ચોક્કસ તેમને તેમની ભકિત અનુરૂપ ફળ મળેછે"

"પણ જ્યારે તું પ્રાર્થના કરે, ત્યારે તારા ઘરની અંદર બેસીને તેનું બારણું બંધ કરી તારા અલક્ષ્ય પિતાની પ્રાર્થના કરજે અને તે પિતા જે છૂપી રીતે બધું જુવે છે, તે તને ખુલ્લી રીતે તેનો બદલો આપશે."

ઉદ્ધવી સંપ્રદાયના ભક્ત કવિ બ્રહ્માનન્દ કહે છે કે:-

સુણતેં એક બ્રહ્મ બનાય કહે, નિજ અંતરમાંહિ વિકાર ભરેહેં;
જ્યું ઠગ ગોબર કુંપી ભરી, ઉપરિ ઘૃત દોઉક સેર ધરે હેં.
જ્યું કોઉ પ્યાજસેં પાત્ર ભરા, ચિયરા કર્પૂરકો ઢાંકી ધરે હેં;
બ્રહ્મમુનિ કહે યા જગકે, બ્રહ્મજ્ઞાનીહુંસે મન માર ડરે હેં

ભીતર ભરી અસંતતા, બાહર જેસે સંત;
કહત તેહી દૃષ્ટાંત કરી, સમજ લેહુ બુદ્ધિવંત.
સમજ લેહુ બુદ્ધિવંત, દેખી અંતરકો આસે;
હોત વિવેકો જોગ, તજે તેહિ રૂપ પ્રકાસે
દાખત બ્રહ્માનન્દ, નમે જેહિ ચોર રૂ ચીતર;
બાહર જેસે સંત, કુટિલતા ભરી હે ભીતર.
એસે સાધુ જકતમેં, ફિરત હિ ભેખ બનાય;
ઉદર ભરનકે કારને, લોકનકું ભરમાય.
લોકનકું ભરમાય, નહિ જાનત હરિ લેસા;
પરધન પરત્રિય કાજ, ફરત રહે જત્ન હમેસા

દા ખ ત બ્રહ્માનન્દ, ધ્યાન ધરહે બગ જૈસે;
ફિરત હે ભેખ બનાય જગતમેં સાધુ એસે.

(બ્રહ્માનન્દ કાવ્ય)

આ ઉપરથી એમ નથી ધારવાનું કે બધા સાધુ સંતો ઉપર જણાવ્યા પ્રમાણે પાખંડી હોય છે, પણ બહારના વેશથી અથવા તો વાકચાતુર્યથી ભોળવાઇ ન જતાં સાધુઓની પૂરી પરીક્ષા કર્યા પછી જ તેમના પર વિશ્વાસ મૂકવો. શ્રીરામકૃષ્ણ પરમહંસ પણ કહેતા, કે સાધુને દિવસે પણ જોવો અને રાત્રે પણ જોવો જો રહેણી કહેણી એક જોવામાં આવે નહિ, તો એવા સાધુને દૂરથી નમસ્કાર કરવામાં જ લાભ છે.

ખરા સંત કેવા હોય તેનુ વર્ણન કરતાં બ્રહ્માનન્દસ્વામી કહે છે કે:—

પ્રભુપદ બાઢે પ્રીત, ચિત્ત વિષયન તે છૂટે,
દેશ-ગેહ-અરૂ દેહ, નેહ સબહુસે તૂટે
હૃદય શુદ્ધ હો જાય, બુદ્ધિ નિર્મલતા પાવે,
ભ્રમે ન કાહુ ઠૌર, અચલ મનકુ ઠહરાવે.
શુન ચરિત્ર નવલ ગોવિંદકે સુંદર વચન સુનાવહિ,
કહે બ્રહ્મમુનિ સંગ સંતકો, પુન્યવાન નર પાવહિ
એસેં સંત સુજાન, મિલે કમી કાહુ રૈ હે;
જ્યું પારસમનિ પાય, કલ્પના સર્વ ગૈ હે
પરાપાર પરબ્રહ્મ, અગમ સોઇ સુગમ બતાવે;
શીતલતા કરી શાંત, સબહિ મન ભ્રાંત મિટાવે
જગ ઉદધિ અપાર વિકાર, જલ દેખાવન પારકે;
કહે બ્રહ્મમુનિ વચનકમ, સંત નાવ સંસારકે.

## લોકનિન્દાનો ડર

ભક્તિ પથના યાત્રાળુએ લોક નિન્દાનો ડર પણ દૂર કરવો જોઇએ. ઘણી વખત એવું બને છે, કે લોકનિંદાથી ડરી જઇ ભગવાનનું ભજન કીર્તન કરતાં આપણે અટકી પડીએ છીએ. પ્રભુ ભજન વખતે તો તન અને મન બન્ને એકતાન થઇ જવાં જોઇએ; પણ એ વખતે " લોકો શું કહેશે ? " એવા ખ્યાલથી આપણે તેમાં તલ્લીન થઇ શકતા નથી. સત્કર્મ કરવામાં અને ભગવાન ભજવામાં આ જાતની લોકલજ્જાને તિલાંજલિ આપવી ઘણી જરૂરની છે, નહિતો ભક્તિ પથે અગ્રેસર થઇ શકાતું નથી. શ્રીરામકૃષ્ણ કહેતા, કે જ્યાં સુધી લજ્જા, ઘૃણા અને ભય રહે ત્યાં સુધી પ્રકૃત ભક્તિનો ઉદય થતો નથી.

જે માણસ સત્કર્મ કરવાનો પ્રયત્ન કરે છે, તે હમેશાં દુનિયાની ટીકાનો ભોગ થઇ પડે છે; ભક્તોના જીવન-કાલમાં દુનિયાએ તો તેમને ક્રોસથી, કે અગ્નિ ચિતાઓથીજ સત્કાર્યા છે, અથવા તો તેમની ગણત્રી ગાંડાઓમાં જ કરી છે. જીસસ ક્રાઇસ્ટ, નરસિંહ મહેતા, મીરાંબાઇ, આદિ ભક્તોને લોકોએ સતાવવામાં જરા પણ બાકી રાખી નથી; છતાં ભક્તો તો એમ જ ગાય છે કેઃ-

" એવા રે અમો એવા રે એવા, તમે કહોછો વળિ તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે "

ભગવાનનો ખરો ભક્ત મોતને શરણ થાય છે, પણ ભગવદ્ભક્તિ છોડતો નથી; જીસસ ક્રાઇસ્ટે હસતે મ્હોંયે ક્રોસનો સ્વીકાર કર્યો પણ અસત્ય વાત કબૂલ કરી નહિ.

હાલના સમયમાં કેળવાયેલા માણસો કેટલીક વખત પોતે આધુનિક કેળવણી લીધી છે, એમ બતાવવાને માટે કેટલીક બુરાઇઓનો અંગીકાર કરે છે. જો હું આમ નહિ કરૂં તો સુધરેલો સમાજ મારે માટે કેવા હલકા વિચાર બાંધશે !-આ ભયે કેટલાય માણસો અધઃપતનને માર્ગે આગળ વધે છે. આવી દુર્બળતાનો ત્યાગ કરી ધર્મ અને સત્યની ખાતર પ્રાણની પણ આહુતિ આપવા માટે સાધકે તત્પર રહેવું જોઇએ, તથા મનમાં એવો દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ કે-यतो धर्म स्ततो जयः। सत्य मेव जयते नानृतम् ॥



## ૪ ભક્તિમાર્ગમાં સહાય.

શ્રી રામાનુજાચાર્યે વેદાન્તભાષ્યમાં લખ્યું છે, કે "વિવેક, વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ, અનવસાદ અને અનુદ્ધર્ષથી ભક્તિલાભ થાય છે."

શ્રી રામાનુજાચાર્યના મત પ્રમાણે વિવેક એટલે ખાદ્યા ખાદ્યનો વિચાર. ખાદ્ય દ્રવ્યોમાં ત્રણ પ્રકારની અશુદ્ધિ હોઇ શકે છે.

૧. જાતિદોષ એટલે ખાદ્ય પદાર્થનો પ્રકૃતિગત દોષ; લસણ, ડુંગળી, ઈત્યાદિ પદાર્થો સ્વભાવથી જ અશુદ્ધ છે.

૨. આશ્રય દોષ એટલે પતિત અથવા અભિશસ્ત માણસના હાથનું ખાવું તે. (દુષ્ટ રસ્તે મેળવેલું અન્ન પણ આ વિભાગમાં આવી જાય છે.)

૩. નિમિત્ત દોષ એટલે બીજી કોઈ અપવિત્ર વસ્તુ જેવી કે ધૂળ, વાળ ઇત્યાદિના સમ્પર્શથી ઉત્પન્ન થતો દોષ શ્રુતિમા કહ્યુ છે કે –

આહાર શુદ્ધૌ સત્વશુદ્ધિ સત્વશુદ્ધૌ ધ્રુવા સ્મૃતિ ॥

શુદ્ધ આહારથી ચિત્ત શુદ્ધ થાય છે અને ચિત્ત શુદ્ધ થવાથી ભગવાનનુ સર્વદા સ્મરણ થઈ શકે છે (છાંદોગ્ય) ખાદ્યાખાદ્યનો વિચાર ભક્તિમાર્ગના અનુયાયીઓમા અતિ અગત્યનો વિષય ગણવામા આવે છે સાખ્ય દર્શનના મત પ્રમાણે સત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણ છે તેમની સામ્યાવસ્થા પ્રકૃતિ કહેવાય છે, અને તેના વિષમતા થવાથી જગત્ ઉત્પન્ન થાય છે સત્વ, રજસ્ અને તમસ્ એ પ્રકૃતિના ગુણ તેમજ ઉપાદાન પણ છે, તેમાથી જ નરદેહ ઉત્પન્ન થાય છે એ ત્રણ ગુણોમાથી સત્વનુ પ્રાધાન્ય આધ્યાત્મિક ઉન્નતિ માટે અતિ આવશ્યક છે આહાર દ્વારા શરીરમા આ ગુણે જે ઉપાદાન ગ્રહણ કરીએ છીએ, તેમાથી આપણા મનના ગઠનમા પણ સહાયતા મળે છે તેથી ખાદ્યાખાદ્ય તરફ અવશ્ય દૃષ્ટિ નાખવી જોઈએ તે સાથે એ પણ યાદ રાખવુ, કે સાધનમાર્ગના ખાદ્યાખાદ્યની શુદ્ધિનો વિચાર ગૌણ છે, મુખ્ય નથી ઉપર જણાવેલા શ્રુતિ વાક્યનો ભગવાન શ્રી શકરાચાર્ય પોતાના ભાષ્યમા નીચે પ્રમાણે અર્થ આપે છે —

'જે આહૃત થાય છે તે આહાર શબ્દાદિ વિષયોનુ જ્ઞાન ભોક્તા એટલે કે આત્માના ઉપભોગ માટે અદર આહૃત થાય છે (ભોક્તુ ભાગાયાહ્રિયત). આ વિષયોની અનુભૂતિરૂપ જ્ઞાનની શુદ્ધિને જ આહારશુદ્ધિ કહેવામા

આવેછે, તેથી આહારશુદ્ધિનો અર્થ આસક્તિ, દ્વેષ, વા મોહશૂન્ય થઇ વિષયનું વિજ્ઞાન. આ પ્રમાણે જ્ઞાન અથવા 'આહાર' શુદ્ધ થવાથી વ્યક્તિનું સત્વ એટલે અંતઃકરણ શુદ્ધ થાય છે; અને સત્વ શુદ્ધ થવાથી અનન્ત પુરૂષના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન તથા અવિચ્છિન્ન સ્મૃતિ થાય છે."

આ બન્ને પ્રકારની વ્યાખ્યા ઉપલક દૃષ્ટિએ વિરોધી માલુમ પડે છે, પણ બન્નેમાં સત્ય રહેલું છે, અને બન્નેની આવશ્યકતા છે. સૂક્ષ્મશરીર અથવા મનનો સંયમ દેહના સંયમથી ઉચ્ચતર કાર્ય છે, એમાં સંદેહ નથી; પરતુ સ્થૂલ શરીરનો સંયમ એ પણ ઉપેક્ષાનો વિષય નથી. તેથી ગુરુના ઉપદેશ પ્રમાણે શરૂઆતમાં આહાર ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. પરંતુ આજકાલ કેટલાક સંપ્રદાયોનાં આહાર સંબંધી એવાં બંધનો તથા આડચો જોવામાં આવે છે, કે એમજ લાગે કે બધો ધર્મ રસોડામાંજ પૂરાઇ ગયો છે ધર્મનો મહાન સત્યસમૂહ હવે જલ્દી એ જગ્યાએથી નીકળી આ ધ્યાત્મિક સૂર્યના પ્રકાશથી પ્રદીપ્ત થાય તો સારૂં કેવળ રસોડીઓ ધર્મ એ એક પ્રકારનો જડવાદ જ છે; એ જ્ઞાન પણ નથી, તેમજ ભક્તિ કે કર્મ પણ નથી એતો એક પ્રકારની ઘેલછા છે, ગાંડપણ છે; અને જે લોકો આવા ખાદ્યાખાદ્યના ગ્રીગુવટભર્યા વિચારનેજ જીવનનું સાર કાર્ય માને છે, તેઓની બ્રહ્મલોકમાં ગતિ થવાને બદલે ગાંડાખાનામાં ગતિ થશે એમ લાગે છે.

૨. વિમોક એટલે ઇંદ્રિયોની વિષયાભિમુખી ગતિ રોકી તેમનો સંયમ કરી તેમને પોતાના તાબામાં

લાવવી. આ જાતનો સંયમ સર્વ પ્રકારના ધર્મસાધનના પાયા રૂપ છે.

૩ અભ્યાસ એટલે આત્મસંયમ તથા આત્મત્યાગનો અભ્યાસ પરમાત્માનો પોતાના આત્મામાં અનુભવ કરવો, તથા તેની સાથે તૃપ્તિ અનુભવવી, એ વાત સાધકની પ્રબળ ચેષ્ટા તથા સંયમના અભ્યાસ વિના બની શકતી નથી. મનમાં સદા ઇશ્વર સંબંધી વિચાર જ ચાલવા જોઈએ. શરૂઆતમાં આમ કરવું ઘણું કઠણ માલૂમ પડે છે, પણ ધૈર્ય સહિત પ્રયત્ન કરવાથી ચિંતન શક્તિ ધીમે ધીમે વધની જાય છે ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છે કે.—

अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

હે કૌન્તેય ! અભ્યાસ અને વૈરાગ્ય દ્વારાજ આ લભ્ય છે

૪ ક્રિયા એટલે યજ્ઞ પંચ મહાયજ્ઞનું નિયમિત રીતે અનુષ્ઠાન કરવું જોઇએ.—

૧ ભૂતયજ્ઞ ૨. મનુષ્યયજ્ઞ ૩. પિતૃયજ્ઞ ૪ દેવયજ્ઞ ૫ બ્રહ્મયજ્ઞ. ભૂતયજ્ઞ એટલે પ્રાણીઓને અન્નદાન, મનુષ્ય યજ્ઞ એટલે અતિથિ તથા અભ્યાગતની અન્નાદિ વડે સેવા, પિતૃયજ્ઞ એટલે પિતૃઓનું તર્પણ, દેવયજ્ઞ એટલે હવનાદિથી દેવની પૂજા અને બ્રહ્મયજ્ઞ એટલે વેદોનું અધ્યયન.

૫ કલ્યાણ એટલે પવિત્રતા. આ એક જ પાયા ઉપર ભક્તિરૂપી મહેલનું ચણતર થયેલું છે બાહ્ય શૌચ અને ખાદ્યાખાદ્ય સંબંધી વિચાર એ બન્ને સહેલ છે, પણ અંતઃશુદ્ધિ વિના એનું જરાપણ મૂલ્ય નથી શ્રી રામાનુજાચાર્ય અંતર્શુદ્ધિ માટે નીચે જણાવેલાં સાધનો ગણાવે છે.—

૧ સત્ય ૨ સરલતા ૩ દયા ૪. દાન ૫ અહિંસા
અનભિધ્યા, એટલે બીજાના દ્રવ્યની ઇચ્છા ન કરવી તે,
વિચારોથી દૂર રહેવું અને બીજાઓએ કરેલ અનિષ્ટનો
ાર ન કર્યા કરવો.

૬. અનવસાદનો અર્થ શક્તિ છે, એ પણ ભક્તિ-
ાનું પ્રધાન સાધન છે મુંડક ઉપનિષદમાં કહ્યું છે કેઃ–
मात्मा बलहीनेन लभ्यः ॥ આત્મા બલહીન વ્યક્તિથી
ી શકાતો નથી. અહીં બલહીનતા શબ્દથી શારીરિક
ા માનસિક બન્ને પ્રકારની દુર્બળતા લક્ષિત થઇ છે. દુર્બળ
ાજીર્ણ વ્યક્તિ સાધન ભજન કરી શકતી નથી, કારણ
યોગાભ્યાસ કરતાં કરતાં જે અદ્ભુત શક્તિ જાગૃત થાય
તેને ધારણ કરવાનું સામર્થ્ય કમજોર માણસમાં હોતુ
ી. શારીરિક, માનસિક, તેમજ સ્નાયવિક દુર્બળતાને
ે શક્તિને ધારણ નહિ કરી શકવાથી સાધક ઘણી વખત
ાસ્ત બને છે, સ્વસ્થકાય સબળ વ્યક્તિ જ બધા પ્રકા
ા સાધનમાં સિદ્ધિ મેળવી શકે છે. ઇન્દ્રિયસંયમની પ્રતિ-
ા પણ નિર્બળ શરીરવાળા સહન કરી શકતા નથી
ે ખાસ યાદ રાખવું જોઇએ, કે ઇચ્છાપૂર્વક શરીરને દુર્બળ
ાવવું એ ભક્તિ કે જ્ઞાનલાભના માર્ગમાં આવશ્યક નથી

૭. અનુદ્ધર્ષ એટલે અતિ મોજમજાહમાં સમય વ્યતીત
કરવો તે. એમ કરવાથી ગંભીર વિચાર કરવાનુ સામર્થ્ય
ા પામે છે; કારણ મોજમજાહમાં જ બધી માનસિક શક્તિનો
ા થઇ જાય છે. જેની ઇચ્છાશક્તિ જેટલા પ્રમાણમાં દૃઢ
તેટલા પ્રમાણમાં તે નાનાવિધ ભાવોથી ઓછો ચાલન

થાય છે. અતિ દુઃખજનક ગંભીરભાવ જેમ સાધકને માટે નુકસાનકારક છે, તેમજ અધિક હાસ્યકૌતુક પણ તેને માટે હાનિકર છે. મન સ્થિર, શાંત ભાવવાળું હોય ત્યારે જ સર્વ પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિ થઇ શકે છે

## આત્મચિંતન

ભક્ત એકાન્તમાં બેસીને ઘણી વખત વિચારે છે:— હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? મૃત્યુ પછી ક્યાં જવાનું છે ? આ સુંદર પૃથ્વી, સૂર્યચંદ્રાદિનો કર્તા કોણ ?

આવા વિચારો તેને તત્ત્વના અન્વેષણમાં દોરે છે, અને ધીરેધીરે જે પરમશક્તિમાંથી આ જગત્ કાર્યરૂપે ઉદ્ભવ્યું છે, તેની તે ઉપલબ્ધિ કરે છે. તે વખતે તેને સમજાય છે, કે જગત્‌નો નિયામક એક મહાપુરુષ છે, જે સર્વનો ઇશ્વર છે, અને જેની ઇચ્છાથી જ જગત્‌ના સર્વ કાર્યો થાય છે. આ વિચારો દૃઢ થયા પછી સાધકનું મન સહેજે ભગવાન તરફ વળે છે, અને ભક્તિભાવથી પ્રભુમાં પ્રીતિબદ્ધ થાય છે

શરૂઆતમાં સાધારણ અર્થાર્થી ભક્ત તો તેને જે જે ચીજોનો અભાવ જણાય તેને માટે ભગવાન પાસે પ્રાર્થના કરે છે, એમ સમજીને કે તે વસ્તુઓ પ્રાપ્ત થવાથી તેને શાંતિ મળશે, પણ જ્યારે એ વસ્તુઓ મળવા છતાં તેને શાંતિ થતી નથી, ત્યારે એ વિચારમાં પડે છે, અને જે વસ્તુના લાભથી બધો અભાવ દૂર થાય તે વસ્તુની શોધમાં લાગી જાય છે, છેવટે ખરૂં આત્મજ્ઞાન થતાં તેને પૂર્ણ શાંતિ મળે છે ધ્રુવના ધાર્મિક જીવનની શરૂઆત અર્થાર્થી ભક્ત

તરીકે થાય છે, પણ ભગવાનનું દર્શન થવાથી તેની સર્વ અભિલાષા પૂર્ણ થાય છે, અને તે ખરો જ્ઞાની ભક્ત બને છે.

જેમ જેમ આત્મચિંતન વધતું જાય છે, તેમતેમ અજ્ઞાનાંધકાર દૂર ખસતો જાય છે, મનના વિધવિધ નાચ પણ બંધ થાય છે, અને છેવટે ભક્તના હૃદયમાં પરમ શાંતિનું સિંચન થાય છે. ગીતાજીમાં આ સ્થિતિનું જ બ્રાહ્મી સ્થિતિના નામથી વર્ણન કર્યું છે:—

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाण मृच्छति ॥

(અ ૨, શ્લોક ૭૨)

## સત્સંગ

સત્સંગ પણ ભક્તિનો પ્રિય બંધુ છે. સાધુઓના સહવાસથી ભગવાન પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે, અને તેમના પવિત્ર ઉપદેશથી મલિનતા દૂર થાય છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે.-

सतां प्रसंगान्ममवीर्यसंविदो भवन्ति हृत्कर्णरसायना कथा ।
तज्जोषणा दाश्वपवर्ग वर्त्मनि श्रद्धारतिर्भक्ति रनुक्रमिष्यति ॥

(ભાગવત)

ભગવાન કહે છે કે:—

સાધુઓના સંગમાં મારી શક્તિની વાર્તાઓ થાય છે, જે હૃદય અને કર્ણને સુખદાયી છે; વાર્તાઓના ઉપભોગથી મુક્તિના રસ્તા પ્રત્યે શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ જન્મે છે

વળી ભાગવતમાં એમ પણ કહ્યુ છે કે:-જ્યાં સુધી વિષયના અભિમાનથી રહિત સાધુઓની પદરજથી પવિત્ર ન

થવાય ત્યાં સુધી મનુષ્યની મતિ સંસારવાસનાના નાશ સ્વરૂપ ભગવાનના ચરણપદ્મમાં સ્થિર થતી નથી

સાધુસેવનથી કેવું ફળ પ્રાપ્ત થાય છે તે સંબંધી વ્યાસ ભગવાનને નારદજી કહે છે કેઃ—

तत्रान्वहं कृष्णकथाः प्रगायतां मनुग्रहेणा शृणवं मनोहराः ।
ताः श्रद्धयामेऽनुपदः विशृण्वतः प्रियश्रवस्यं गममाभवद् रुचि ॥
(ભાગવત)

ઋષિ મુનિઓએ કહેલી સુંદર કૃષ્ણકથા હરરોજ શ્રદ્ધા સહિત સાંભળવાથી મારામાં તે પ્રિય ભગવાન માટે રુચિ ઉત્પન્ન થઈ.

આવા મહાત્માઓનાં વચનોના શ્રવણથી રજસ્તમનાશિની ભક્તિનો જન્મ થાય છે, માટે સદાસર્વદા સંતપુરૂષો પાસેથી આવી કથાઓ સાંભળતા રહેવું. સત્સંગના મહિમાનું વર્ણન કરતાં સ્વામી બ્રહ્માનન્દ પણ કહે છે કેઃ—

તીન તાપકી ઝાલ, પર્યો પ્રાની કોઉ આવે,
તાકુ શીતલ કરત, તુરત દિલ દાહ મિટાવે
કહિ કહિ સુંદર વેણ, રેન અજ્ઞાન નિકાસે;
પ્રગટ હોત પહિચાન, જ્ઞાન ઉર ભાન પ્રકાસે.
વૈરાગ ત્યાગ રાજત વિમલ, ભવ દુઃખ કાટત જંતકો;
કહે બ્રહ્મમુનિ યા જગતમેં, સંગ અનુપમ સંતકો.
સંત સમાગમ કરત, ટરત ભવભય તતકાલા;
કર્મ ભર્મ સબ કટત, છૂટત મનકૂકા ચાલા.
જંત બહે ભવ જાહી, તાહિ ગહિ બાંહ ઉધારે;
પ્રલય કરે સબ પાપ, શોક સંતાપ નિવારે

નિર્વિઘ્ન કરત, દિલ હરત દુ:ખ, ફેર પરત નહિ ફંદમેં;
કહે બ્રહ્મમુનિ તેહિ સંગતે, હોત પ્રીત ગોવિંદમેં.

જેના સંગથી આપણું ચરિત્ર સુધરે નહિ, શઠતા, પ્રપંચ, અસત્ય ઇત્યાદિ દુર્ગુણો ટળે નહિ, દયા, સંયમ, પવિત્રતા ઇત્યાદિ ગુણોની વૃદ્ધિ થાય નહિ, તો જાણવું કે તેનો સંગ એ સાધુનો સંગ નથી.

## ઇષ્ટનિષ્ઠા અને ઇષ્ટસેવા.

नाम्नामकारि बहुधा निजसर्वशक्ति
स्तत्रार्पिता नियमितः स्मरणे न कालः ।
एतादृशी तव कृपा भगवन् ममाऽपि
दुर्दैव मीदृश मिहाजनि नानुरागः ॥

શ્રી કૃષ્ણ ચૈતન્ય.

"લોકો તમને વિવિધ નામથી બોલાવે છે, જાણે કે તેમણે તમારી સર્વ શક્તિના નાના ભાગલા કેમ પાડી નાખ્યા ન હોય; પરંતુ એ પ્રત્યેક નામમાં તમારી પૂર્ણ શક્તિ વર્તમાન છે. જે ઉપાસક જે ભાવથી ઉપાસના કરવા ઇચ્છે છે, હે ભગવન્! તમે પણ તેની પાસે તે ભાવદ્વારા પ્રકાશિત થાઓ છો. તમારા તરફ આત્માનો એકાંતિક અનુરાગ હોય તો તમને બોલાવવા માટે કોઈ નિર્દિષ્ટ કાળ કે સ્થાનની જરૂર નથી. તમને માણસો આટલી બધી સહેલાઇથી પહોંચી શકે છે, પણ એ અમારૂં દુર્દૈવ છે કે તમારા તરફ અમારો અનુરાગ જ ઉત્પન્ન થયો નથી."

જે ભક્ત થવા ચાહે છે, તેણે જાણવું જોઇએ કે "જેટલા મત તેટલા પથ." વિભિન્ન સંપ્રદાયોમાં એ એકજ

ભગવાનના મહિમાના જુદીજુદી જાતના વિકાસની ઉપાસના કરવામાં આવે છે. ભક્તોએ અન્ય સંપ્રદાયોના સંસ્થાપક તેજસ્વી મહાપુરૂષો પ્રત્યે પણ માનની દૃષ્ટિએ જોવું જોઇએ. ઉદાર દૃષ્ટિ અને ગભીર પ્રેમ પ્રકૃત ભક્તનાં મુખ્ય લક્ષણ છે. સર્વ સંપ્રદાયોમાં કંઇ ને કંઇ ખામી તો રહેલી હોય છે જ, માટે ભક્તોએ તો મધુમક્ષીની વૃત્તિનું અવલંબન કરી દરેક ધર્મની સાર વસ્તુનું ગ્રહણ કરી અસાર વસ્તુને છોડી દેવી. જેમ સમ્પ્રદાયોમાં ખામી હોય છે, તેમ દરેક વ્યક્તિમાં પણ કંઇને કંઇ દોષ હોય છે, કારણ No man is perfect who is born of a woman જન્મગ્રહણ કરેલ કોઇ માણસ સર્વાંશે સંપૂર્ણ હોઇ શકતો નથી, એક માત્ર ઇશ્વરજ પૂર્ણ છે આ સત્યને હંમેશાં દૃષ્ટિ સમીપ રાખીને જ ભક્તોએ મનુષ્ય તેમજ સમાજ પ્રત્યે તુલનાદૃષ્ટિ કરવી જોઇએ.

આવો ઉદાર ભાવ તથા ગભીર પ્રેમ મેળવવાનો એક માત્ર રસ્તો ઇષ્ટનિષ્ઠા છે સનાતન વૈદિક ધર્મે ભગવાનના મંદિરમાં પ્રવેશ કરવા માટે અનન્ત દ્વારો ખોલ્યાં છે, એટલે કે પ્રભુ પ્રાપ્તિ માટે માનવજાતિને અગણિત આદર્શો બતાવ્યા છે. પ્રત્યેક આદર્શ એ અનન્ત સ્વરૂપ ભગવાનના એક એક વિકાસરૂપ છે, આમ સમજી સાધકે પોતાના ઇષ્ટની ઉપાસના કરવી.

ઇષ્ટનિષ્ઠાનો અર્થ એ છે, કે પોતાના ઇષ્ટ પૂર્ણ ભગવાન સ્વરૂપ છે, અને તે સિવાયનાં બીજા રૂપો છે, તે પણ એમણે જ ધારણ કર્યા છે એવી ભાવના કરવી. આવી ઉદાર ભાવનાથી પોતાના ઇષ્ટમા નિષ્ઠા વધતી જાય છે, અને અન્યાશ્રય થવાતું નથી

ભારતવર્ષમાં ધર્મનું ખરૂં રહસ્ય ભૂલી જવાયાથી સાધારણ રીતે જૂદાજૂદા સંપ્રદાયો વચ્ચે વિરોધ જોવામાં આવે છે, અને ખાસ કરીને દક્ષિણમાં શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયો વચ્ચે તો કાયમ ઝગડાઓ ચાલ્યા જ કરે છે. નૈષ્ઠિક ભક્તિની સાધના કરવા જતાં ઇષ્ટની વિવિધતાને લઇને ભ્રમવશાત્ સાધકો પરસ્પર વિદ્વેષ કરે છે. નૈષ્ઠિક ભક્તિ વિના ઇશ્વરદર્શન થતું નથી, એ ખરૂં, પણ તેથી બીજાના ઇષ્ટ દેવોની નિન્દા કે ઘૃણા કરવાની જરૂર નથી. બધા ઈષ્ટદેવો પરમાત્માનાં જ સ્વરૂપો છે, અને ભગવાનજી ભક્તોના ભાવ અને વિશ્વાસ અનુસાર તે તે સ્વરૂપમા તેમની સમક્ષ પ્રકટ થઇ દર્શન આપે છે મહાભારતમાંથી ઉપમન્યુનું ઉપાખ્યાન અહીં આપવાથી આ વાત વિશેષ સ્પષ્ટ થશે

એક વખત ઉપમન્યુ નામના ઋષિકુમાર બાળકો સાથે રમતા હતા, તેવામાં ગાય દોવાતી જોઇને તેમને દૂધ પીવાની ઇચ્છા થઇ. ઘેર જઇ તેમણે માતા પાસે દૂધ માગ્યુ, પણ ગરીબાઈને લઇને દૂધ ઘરમા હતુ નહિ, તેથી તેમની માએ ચોખાને ધોઇને તેનું ધોણુ પાણી દૂધ તરીકે તેમને પીવા આપ્યું, પણ તે પીતાં જ ઉપમન્યુએ માને કહ્યુ કે, "આ દૂધ નથી કારણ તેના જેવી મીઠાશ આમા નથી. એક વખત પિતાશ્રી સાથે હું યજ્ઞમા ગયો હતો ત્યાં મેં દૂધ પીધું હતું, એટલે તેનો સ્વાદ હું જાણુ છુ."

માતાએ જવાબ આપ્યો:-આપણે ગરીબ છીએ તેથી દૂધ ક્યાંથી કાઢીએ? તમે ભૂતનાથ મહાદેવની ઉપાસના કરો તો બધું મળે

ઉપમન્યુએ સવાલ પૂછ્યો કે તેમનાં દર્શન કેવી રીતે થાય ?

માતાએ જવાબ આપ્યો કે વનમાં જઈને તપશ્ચર્યા કરો તો તમને મહાદેવનાં દર્શન થશે.

ઉપમન્યુ ઘર છોડી વનમાં ગયા અને તેમણે ઘોર તપશ્ચર્યા શરૂ કરી શિવજી પ્રસન્ન થઇ ઇન્દ્રનું રૂપ ધારણ કરી તેમની સમક્ષ પ્રકટ થયા અને વરદાન માગવાનું કહ્યું

ઉપમન્યુએ કહ્યું કે, "તમે તો દેવરાજ ઇન્દ્ર છો; હું તો શિવદર્શનની ઇચ્છાથી તપ કરૂં છું. શિવ ભગવાન સિવાય બીજાની પાસેથી વરદાન માગવાની મારી ઇચ્છા નથી તમને નમસ્કાર કરૂં છું, તમે તમારે સ્થાનકે પધારો ભૂતપતિ શંકરની આજ્ઞા થાય તો હું કીડા અથવા ઝાડ રૂપ થવાને પણ તૈયાર છું. પરંતુ બીજાના અનુગ્રહથી ત્રણ ભુવનનું રાજ્ય ભોગવવા પણ ઇચ્છતો નથી "

ભક્તની આવી એકાન્તિક ભક્તિ જોઇને ભૂતપતિ શંકર પ્રસન્ન થયા અને તેમણે ઇન્દ્રરૂપ છોડી પોતાના સ્વરૂપમાં દર્શન આપ્યું ઉપરના દૃષ્ટાન્ત પરથી એકનિષ્ઠ ભક્તિનો મહિમા સમજાય છે. આવાં ઘણા દૃષ્ટાન્તો પુરાણોમાંથી મળી આવે છે

આ પ્રકારની નૈષ્ઠિક ભક્તિ ઉત્તમ ફળ આપનારી છે, કારણ આમાં બીજા ઇષ્ટ દેવોની નિન્દા નથી; કેવળ પોતાના ઇષ્ટ પ્રતિ પરમ અનુરાગ છે.

તેથી ઉલટું ઘંટાકર્ણ ઋષિના ઉપાખ્યાનમાં પોતાના ઇષ્ટ પ્રત્યે અનુરાગ અને બીજાના ઇષ્ટ પ્રત્યે તિરસ્કાર જોવામાં આવે છે

ઘંટાકર્ણ શિવજીનો પરમ ભક્ત હતો એક વખત મહાદેવ તેના ઉપર પ્રસન્ન થયા, અને બધા દેવો એક પરમ

દેવાધિદેવનાં સ્વરૂપો છે એમ તેને સમજાવવા માટે હરિહરનું (અર્ધ હરિ અને અર્ધ હરનું) સ્વરૂપ ધારણ કરીને પ્રકટ થયા; પણ મૂઢમતિ ઘંટાકર્ણ એ વાત સમજ્યો નહિ. તેણે પોતાના હાથ વડે તે મૂર્તિના વિષ્ણુવાળા અર્ધા ભાગની આંખ તથા નાસિકા છિદ્ર બંધ કરી આરતિ ઉતારી અને ભોગ ચડાવ્યો, એમ સમજીને કે જો વિષ્ણુસ્વરૂપની દૃષ્ટિ એ ભોગ પર પડશે, અથવા તો તે ભોગની સુવાસ પણ તેની નાસિકામાં જશે, તો તે ઉચ્છિષ્ટ થઇ જશે અને શંકર ભગવાન તે ગ્રહણ કરશે નહિ

વિચારહીન એકનિષ્ઠ ભકિતનું આવું હાસ્યજનક પરિણામ આવે છે. આજકાલના આચાર્યોમાં આ જાતનુ ગાંડપણ વિશેષ પ્રમાણમાં દેખાય છે, જેથી તેમના ભકતગણો ભક્તિનું ખરૂં સ્વરૂપ ભૂલી અન્યનો વિરોધ કરવામાં સમય ગુમાવે છે. ખરી ભક્તિ એટલે અન્યના ઇષ્ટદેવોનો વિરોધ નહિ, પણ પોતાના ઇષ્ટદેવ પ્રત્યે પરમ અનુરાગ.

ભકિતશાસ્ત્રે ભગવત્ પ્રાપ્તિ માટે જે જૂદા જૂદા ઉપાયો બતાવ્યા છે, એ સર્વ આવશ્યક છે, તેમજ તેમાંનો એકકેય સ્વીકાર માટે અયોગ્ય નથી પણ આ સબંધમાં શ્રીરામકૃષ્ણ દેવનો ઉપદેશ ધ્યાનમાં રાખવા જેવો છે, તેઓ કહેતા કે જ્યાં સુધી ઝાડ નાનું હોય ત્યાં સુધી તેની ચારે તરફ વાડ કરી લેવી જોઇએ, પરન્તુ એ ઝાડ મોટું થયા પછી તે વાડ કાઢી નાખવી જોઇએ, નહિતો તેની બરાબર વૃદ્ધિ થતી નથી. ભકિતભાવના સાધનમાં પણ એમજ સમજવું જ્યાં સુધી સાધક એક ભાવમા પાકો થયો નથી ત્યા સુધી તેણે બીજા

ભાવો તરફ વધારે ખ્યાલ આપવો જોઇએ નહિ; કેમકે તેમ કરવાથી પોતાના અપરિપકવ ભાવને હાનિ પહોંચે છે; પરંતુ પોતાના ભાવમાં દૃઢ સ્થિતિ થયા પછી બીજા બધા ભાવોનો આસ્વાદ લેવો જોઇએ. સ્વામી વિવેકાનંદ કહેતા કે:–

It is good to be born in a church, but not to die there.

સાધનાની શરૂઆતમાં એકનિષ્ઠા હોવી જ જોઇએ. શ્રી હનુમાનની માફક સાધકે સમજવું જોઇએ કે:—

श्रीनाथे जानकीनाथे अभेदः परमात्मनि ।

तथापि मम सर्वस्वो रामः कमललोचनः ॥

તેમજ તુલસીદાસ કહે છે તે પણ યાદ રાખવું:—

સબસેં બસિયે, સબસેં રસિયે, સબકા લીજે નામ;
હાંજી, હાંજી કરતે રહિયે, બેઠી અપના ઠામ.

ભકત જો પવિત્ર તથા સરળ સ્વભાવવાળો હશે તો ગુરુએ આપેલા બીજમંત્રના પ્રભાવથી જ તેને પરાભકિત તેમજ પરમ જ્ઞાનનો લાભ થશે, અને તેના સમજવામા આવશે, કે તેના પોતાના જ ઇષ્ટદેવ વિભિન્ન સંપ્રદાયમાં વિભિન્ન નામ તથા આકારમાં ઉપાસત થઇ રહ્યા છે.

## ઇષ્ટસેવા.

અહીં ઇષ્ટસેવા એટલે ઇષ્ટ મૂર્ત્તિની સેવા એમ સમજવાનું છે. ઇષ્ટસેવા સંબંધી ભાગવતમાં કહ્યું છે કે:—

स वै मन. कृष्णपदारविन्दयो
र्वचांसि वैकुंठगुणानुवर्णने ।
करौ हरे र्मन्दिरमार्जनादिषु
श्रुतिं चकाराच्युत सत्कथोदये ॥

मुकुन्दलिङ्गालयदर्शने दृशौ
तद्भृत्यगात्रस्पर्शेऽङ्ग संगमम् ।
घ्राणं च तत्पादसरोजसौरभे
श्रीमत्तुलस्या रसनां तदर्पिते ॥
पादौ हरेः क्षेत्रपदानुसर्पणे
शिरो हृषीकेशपदाभिवन्दने ।
कामं च दास्ये न तु कामकाम्यया
यथोत्तमश्लोक जनाश्रया रतिः ॥

કૃષ્ણપદારવિંદના ચિંતનમાં મન, વૈકુંઠના ગુણકીર્તનમાં વાણી, હરિનાં મંદિર સાફસુફ કરવામાં હાથ અને પ્રભુની કથા સાંભળવામાં તેણે કાનને નિયુકત કર્યા. ભગવાનની મૂર્તિનાં દર્શનમાં બે આંખો, તેના ભકતના ગાત્રસ્પર્શમાં અંગ, તેમના શ્રીપાદપદ્મમાં અર્પિત તુલસીની સુગંધ લેવામાં નાસિકા, અને તેમને ધરાવેલ અન્નનો પ્રસાદ ગ્રહણ કરવામાં જિહ્વાનો ઉપયોગ કર્યો હરિક્ષેત્રોમાં ભ્રમણ કરવાને માટે પગનો, ભગવાનના ચરણની વન્દના કરવા માટે મસ્તકનો, અને તેની સર્વ ઇચ્છાનો કેવળ પ્રભુની સેવામાં (ભોગાદિની તૃપ્તિ માટે નહિ) યોગ કર્યો ઉત્તમ ભકતોનો આશરો લઇને રહેનારી ભકિત માટે તેનામાં આવો પ્રગાઢ અનુરાગ ઉત્પન્ન થયો, અને આ અનુરાગને લઇને સર્વ વિષયો પ્રત્યે તેને અભાવ આવ્યો.

જેને મૂર્તિમાં વિશ્વાસ બેસતો ન હોય તેઓ પ્રકૃતિના જુદાજુદા રૂપ દ્વારા ભગવાનની ઉપાસના કરી શકે છે. વૈદિક ઋષિઓ ઇંદ્ર, વરુણ, સૂર્ય, અગ્નિ ઇત્યાદિ પ્રાકૃતિક શકતઓની દેવરૂપે પૂજા કરતા.

खं वायुमग्निं सलिलं महीं च
ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।
सरित् समुद्रांश्च हरेः शरीरम्
यत्किं च भूतं प्रणमेदनन्य. ॥

(ભાગવત)

આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિ, ભૂતો, દિશાઓ, વૃક્ષો, નદી, સમુદ્ર, અને બીજું જે કંઇ છે તે સર્વ હરિના શરીરરૂપ હોવાથી તેને પ્રણામ કરવા

ઉપનિષદોમાં પણ આ પ્રકારની ઉપાસનાનો ઉલ્લેખ છે

કોઈપણ મૂર્તિની અથવા પ્રકૃતિના સ્વરૂપની બ્રહ્મભાવે ઉપાસના કરવાથી અવશ્ય ભક્તિલાભ થાય છે આ પ્રકારની ભક્તિ ગૌણી ભક્તિ છે, મુખ્યા નથી પણ આગળ વધતા વધતા જ્યારે સર્વત્ર ભગવાનનાં દર્શન થાય ત્યારેજ શ્રેષ્ઠ ભક્તિનો લાભ થયો એમ સમજવું.

## સ્વાધ્યાય

ધર્મગ્રંથોનો પાઠ એ પણ ભક્તિમાર્ગમાં ઉપયોગી સાધન છે. ભગવાનના સ્વરૂપનું વર્ણન, લીલાકીર્તન, અને ભક્તોનાં ચરિત્ર વગેરેનો પાઠ કરવાથી ચિત્ત સહેજે ભગવાનમાં જોડાય છે. જેઓને સત્સંગનો સુયોગ ન મળતા હોય તેઓએ ધર્મગ્રંથોના અભ્યાસ દ્વારા આ અભાવ પૂર્ણ કરવો.

## નામસાધન

નામકીર્તન, શ્રવણ, જપ વગેરે સાધનોનો ઉપયોગ કરવાથી ભગવત્ પ્રેમનો ઉદય થાય છે, અને ચિત્તની બધી મલિનતા દૂર થાય છે

एतन्निर्विद्यमानानां इच्छता मकुतोभयम् ।
योगिनां नृप निर्णीतं हरेर्नामानुकीर्तनम् ॥

૧-૧૧-૨

"હે ભક્ત! ફલાકાંક્ષીઓને માટે હરિનું નામ તે તે ફળના સાધનરૂપ છે, મુમુક્ષુઓ માટે મોક્ષનું સાધન તથા જ્ઞાનીઓને માટે જ્ઞાનના ફલસ્વરૂપ છે, માટે સાધક અને સિદ્ધ એ સર્વને માટે તે પરમ મંગલકારક છે"

આપણા શ્રેષ્ઠભકત નરસિંહ મહેતા પણ નામસંકીર્તનને ભક્તિનું પ્રધાન અંગ ગણતા અને ભજનકીર્તન માટે ચંડાળને ત્યાં જતાં પણ અચકાતા નહિ, કારણ ભક્તિશાસ્ત્રમાં કહ્યું છે કે, જ્યાં ભગવાનના નામનું કીર્તન થાય છે, ત્યાં સર્વ તીર્થ તથા દેવોનો આવિર્ભાવ થાય છે, અને ભજનમાં ભાગ લેનાર અતિ પાપી કે અશુદ્ધ હોય તોપણ તત્કાળ પવિત્ર દેવ સ્વરૂપ થાય છે; આથી ભક્તિમાર્ગમાં જાતિનો પ્રતિબંધ નથી સર્વ મનુષ્યો પ્રભુનાં બાળક હોઇ પ્રભુની દૃષ્ટિમાં સમાન છે

ભગવાનના નામનો જપ પણ ચિત્તશુદ્ધિ માટે ઉપકારક છે. આ નામ અથવા મંત્ર ગુરુદ્વારા પ્રાપ્ત થાય છે, ઉપયુકત ગુરુ પાસેથી મંત્ર મેળવી અંતઃકરણપૂર્વક જપ કરવાથી શીઘ્ર ભક્તિરૂપી ફળ મળે છે. જે મંત્રનો જપ કરવામાં આવે તેનો અર્થ પણ જાણવો જોઇએ, અને જપ કરતી વખતે તે મંત્રનો અર્થ ધ્યાનમાં રાખી સાથે સાથે ઇષ્ટદેવનું ચિંતન કરવુ જોઇએ

યોગશાસ્ત્રમા કહ્યુ છે કેઃ—

तज्जपस्तदर्थभावनम् ।

મંત્રનો જપ તથા તેના અર્થનું ચિંતન ( સમાધિ લાભનો ઉપાય છે ) કોઇ એવો પ્રશ્ન કરે, કે વારંવાર ઉચ્ચારણ કરવાથી શો ફાયદો ? તેનો જવાબ એ છે, કે પૂર્વ જન્મના તેમજ આ જન્મના સંસ્કારોનો સમૂહ મનમાં અવસ્થિત છે. એ સંસ્કારો સૂક્ષ્મ અવ્યકત આકારમાં રહે છે, અને તેમને ઉદ્દીપક કારણ મળવાથી જાગ્રત થાય છે. નામ જપ કરવાથી સૂક્ષ્મ ધર્મસંસ્કારો શીઘ્ર જાગૃત થાય છે, અને તેથી એ આન્તરિક સત્સંગરૂપ છે. આ જપના ફળથી ધીમેધીમે અન્તર્દૃષ્ટિ વિકાસ પામે છે, અને માનસિક તથા શારીરિક વિઘ્નસમૂહ દૂર ચાલ્યાં જાય છે નામકીર્તનની માફક નામજપથી પણ ચિત્ત ભગવાનના ધ્યાનમાં એકાગ્ર થાય છે. જપ કરતી વખતે વાત કરવી કે શરીર હલાવવું એ ઠીક નથી તેમ કરવાથી ચિત્તમાં વિક્ષેપ થાય છે સ્થિર શાંત, ગંભીર તથા દૃઢ ચિત્ત થઇ જપ કરવા બેસવું. બીજી બધી વાતનો વિચાર તે વખતે દૂર કરવો શરૂઆતમાં મુશ્કેલી જણાશે પણ અભ્યાસથી બધું ઠીક થઇ જશે.

જપ ત્રણ પ્રકારે થઇ શકે છે, (૧) જોરથી બોલીને, (૨) ધીમે અવાજે, જેમાં માત્ર હોઠ જ ફફડે છે, (૩) કેવળ મનમાં જ. ત્રીજા પ્રકારનો જપ શ્રેષ્ઠ છે.

જપને માટે ઉત્તમ સમય (૧) બ્રાહ્મ મુહૂર્ત ( રાતના સાડાત્રણથી સૂર્ય ઉદય થતાં સુધીનો વખત. ) (૨) પ્રદોષ ( સંધ્યાનો સમય ) (૩) નિશીથ કાળ ( રાતના બાર વાગ્યા પછીનો વખત, જ્યારે બધાં નિદ્રામાં પડયા હોય. )

જપને માટે યોગ્ય સ્થાનઃ—

पुण्यक्षेत्रं नदीतीरं गुहा पर्वतमस्तकम् ।
तीर्थप्रदेशा सिन्धूनां सगम पावन वनम् ॥
उद्यानानि विविक्तानि बिल्वमूल तट गिरे ।
देवतायतन कूल समुद्रस्य निज गृहम् ॥
साधनेषु प्रशस्तानि स्थानान्येतानि मन्त्रिणाम् ।
अथवा निवसे तत्र यत्र चित्त प्रसीदति ॥

(કુલાર્ણવતંત્ર)

પુણ્યક્ષેત્ર, નદીતીર, ગુફા, પર્વતનું શિખર, તીર્થસ્નાન, નદીસંગમ પવિત્ર વન, નિર્જન બગીચો બિલીના ઝાડનું મૂળ, પર્વતની તળેટી, દેવમંદિર, સમુદ્રનો કાંઠો, પોતાનું ઘર, અથવા જ્યાં ચિત્ત પ્રસન્ન થાય તેવી બીજી કોઈ જગ્યા, (આ બધા સ્થાનો મંત્રના જપ માટે ઉત્તમ છે)

જ્યાં દુષ્ટ, ધર્મદ્વેષી લોકો રહેતા હોય અથવા સર્પાદિ હિંસક જંતુઓનો વાસ હોય તે સ્થાનથી દૂર રહેવું

### તીર્થવાસ

પવિત્ર તીર્થોમાં નિવાસ તથા ભ્રમણ કરવાથી હૃદયમાં ભકિતની દૃઢતા થાય છે ભકિતશાસ્ત્રના મત પ્રમાણે જે જગ્યામાં ઈશ્વરનું સદા નામકીર્તન થતું હોય, જ્યાં પ્રખ્યાત દેવસ્થાન હોય, જ્યાં પવિત્ર નદીઓનો સંગમ થતો હોય, અને જ્યાં ધર્માત્માઓનો નિવાસ હોય, જ્યાં કોઈ અવતારી પુરુષો થઈ ગયા હોય, આવા બધા સ્થાનો તીર્થરૂપ ગણાય છે

શ્રીમદ્ ભાગવતમાં નીચેની જગ્યાઓને તીર્થસ્થાન તરીકે ગણાવેલ છે

अथ देशान् प्रवक्ष्यामि धर्मादिश्रेय आवहान् ।
स वै पुण्यतमो देशः सत्पात्रं यत्र लभ्यते ॥
बिम्बं भगवतो यत्र सर्वमेतच्चराचरम् ।
यत्र ह ब्राह्मणकुलं तपोविद्यादयान्वितम् ॥
यत्रयत्र हरेरर्चा स देशः श्रेयसां पदम् ।
यत्र गंगादयो नद्यः पुराणेषु च विश्रुताः ॥
सरांसि पुष्करादीनि क्षेत्राण्यर्हाश्रितान्युत ।
कुरुक्षेत्रं गयशिरः प्रयागः पुलहाश्रमः ॥
नैमिषं फल्गुनं सेतुः प्रभासोऽथ कुशस्थली ।
वाराणसी मधुपुरी पम्पा बिन्दुसरस्तथा ॥
नारायणाश्रमो नन्दा सीतारामाश्रमादयः ।
सर्वे कुलाचला राजन् महेन्द्रमलयादयः ॥
एते पुण्यतमा देशा हरेरर्चाश्रिताश्च ये ।
एतान्देशान्निषेवेत श्रेयस्कामो ह्यभीक्ष्णशः ॥
धर्मो ह्यत्रेहितः पुंसां सहस्राधि फलोदयः ॥

હવે કલ્યાણકારક દેશો ગણાવું છું. જ્યાં સત્પાત્રનો મેળાપ થાય, તે પુણ્યતમ દેશ છે. જ્યાં આ સર્વ સ્થાવર જંગમ ભગવાનનું બિમ્બ છે, જ્યાં તપ વિદ્યાદિવાળા બ્રાહ્મણોનું કુળ છે, જ્યાં શ્રીહરિની પૂજા થાય છે, અને જ્યાં પુરાણોમાં પ્રસિદ્ધ ગંગાદિ નદીઓ છે, તે દેશ શ્રેયનું સ્થાન છે. હે રાજન્! પુષ્કરાદિ સરોવરો, સત્પુરુષોથી સેવાયેલાં ક્ષેત્રો, કુરુક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહાશ્રમ, નૈમિષારણ્ય, ફલ્ગુન, સેતુ પ્રભાસ તેમજ દ્વારકા, કાશી, મથુરા, પંપા તથા

બિંદુસર, નારાયણાશ્રમ, નંદા,સીતા ને રામનો આશ્રમ, મહેંદ્રાદિ કુલાચલો અને જે શ્રીહરિની પ્રતિમાવાળા છે, તે પુણ્યતમ દેશો છે. શ્રેયની ઇચ્છાવાળાએ આ દેશોને તુરત સેવવા કેમકે ત્યાં કરેલો ધર્મ પુરૂષને સહસગણું ફળ આપનારો થાય છે.

(ભાગવત)

## આત્માર્પણ

આત્માર્પણ એ પણ ભક્તિનું પ્રધાન અંગ છે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ભગવાન અર્જુનને કહે છે —

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

જે કંઇ કર્મ કરો, જે કંઇ ખાઓ, જે કંઇ હવન કરો, જે કઇ દાન કરો, તપશ્ચા કરો, તે બધુ હે અર્જુન! મને અર્પણ કરો.

ભાગવતમાં પણ કહ્યુ છે કે.—

मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा
निवेदितात्मा विचिकीर्षितो मे ।
तदामृतत्व प्रतिपद्यमानो
मयात्मभूयाय च कल्पते वै ॥

૧૧-૨૯-૩૪

માણુસ જ્યારે સમસ્ત કર્મોનો ત્યાગ કરી દઇને આત્મનિવેદન કરે છે, ત્યારે મને જે ગમે છે તે તે કરતો હોવાથી અમૃતત્વ મેળવીને મારા સ્વરૂપમાં મળી જવાને યોગ્ય થાય છે.

ઘણા સમજે છે, કે ભગવાનને આવું સ્વાર્પણ કરવું બહુ સહેલું છે; પણ ખરી રીતે એ ધારીએ છીએ તેટલું સહેલું નથી. સાધારણ રીતે મનુષ્ય સ્વાભાવિક પ્રેરણાઓનો (instincts) દાસ છે, તેથી ધર્મકર્મ કરતી વખતે પણ તે સહેલાઇ તરફ ધ્યાન રાખે છે. સંસારસુખ અને બ્રહ્માનન્દ એ બન્ને સાથે ભોગવી શકાય તો બહુજ સારૂં, એમ તેને લાગે છે. સંસારસુખ તેને એવું મીઠું લાગે છે, કે તે છોડવાની વાત સાંભળી તેને ચક્કર આવી જાય છે. આ કારણથી જ્યારે તેના સાંભળવામાં આવે છે, કે આધ્યાત્મિક વિષયમાં ભગવાનને સ્વાર્પણ કરવાથી, એટલે કે તેમના ઉપર બધો ભાર નાખવાથી ભગવાન તેના કલ્યાણ માટે બધી સંભાળ રાખે છે, ત્યારે તે આનન્દથી નાચવા લાગે છે. તે ધારે છે કે સ્વાર્પણ કરવાથી "બન્ને હાથમાં લાડુ" મળવા જેવું થાય છે, તો પછી કંઇપણ ત્યાગવાની શી જરૂર! તે સમજે છે કે મેં આત્માર્પણ કર્યું છે, એટલે હવે હું કોઇ પણ કામ કરૂં તેની જવાબદારી મારે શિર નથી! પણ આ તો તેના દુષ્ટ મનની દગલબાજી છે. આવા સમર્પણથી કર્મના ફલભોગમાંથી મુક્ત થવાતું નથી, છેવટે તો કૃત કર્મનાં માઠાં પરિણામો ભોગવવાં જ પડે છે. ખરા સ્વાર્પણમાં તો ઘણી જહેમત ઉઠાવવી પડે છે. જ્યારે સંસારના દુઃખોથી ત્રાસ પામી જઇ સાધકને વિષયભોગ તરફ વિરક્તિ જન્મે છે, અને ભગવાનના દર્શન માટે તે સાધન ભજનમાં ચિત્ત જોડે છે, તથા આ સાધના કરતાં કરતાં જ્યારે તેને સમજાય છે, કે ભગવાનની કૃપા વિના સાધન ભજન ફળતાં નથી,

ત્યારે તે અંતઃકરણપૂર્વક ભગવાનનું શરણ લે છે અને અર્જુન સાથે સ્વર મેળવી કહે છે કેઃ—

શિષ્ય સ્તેઽહમ્ શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥

"હું તમારો શિષ્ય છું, તમારે જ શરણે આવ્યો છું. મને ખરો ઉપદેશ આપો" આવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જ ભગવાન ભક્તોનો ભાર ઉપાડે છે. ભગવાન સિવાય મારો આરો નથીઃ આવી ભાવના દૃઢ થઇ જવી જોઇએ. દુષ્ટ મનની છેતરપીંડીથી ભોળવાઇ જાય એવા ભોળા ભગવાન નથી. આવી દગલબાજીથી તો "ઇતો નષ્ટ સ્તતો ભ્રષ્ટઃ" થઇ જવાય છે. આ વાત વિશેષ સ્પષ્ટ કરવાને શ્રી રામકૃષ્ણ પરમહંસ નીચેનું દૃષ્ટાન્ત આપતાઃ—

એક બ્રાહ્મણે ઘણી મહેનત ઉઠાવી એક સુંદર બગીચો બનાવ્યો હતો. તેની અંદર તેણે અનેક જાતનાં ફળફુલનાં ઝાડ વાવેલાં હતાં પોતાના બગીચાની શોભા જોઇ બ્રાહ્મણને ઘણો આનંદ થતો. એક દિવસ એવું બન્યું કે એક ગાયે બગીચામાં ઘુસી જઇ ઘણું નુકસાન કર્યું. તે ગાયને જોઇ બ્રાહ્મણને એટલો બધો ગુસ્સો ચડયો કે હાથમાં મોટી ડાંગ લઇ, તે તેની પાછળ દોડયો અને એટલા જોરથી ફટકો લગાવ્યો, કે તે ગાય તમ્મર ખાઇ નીચે પડી તથા તરત જ મરણ પામી. ગાયને મરણ પામેલી જોઇ તે બ્રાહ્મણ ગભરાઇ ગયો એક તો બ્રાહ્મણ, તેમાં વળી ગૌહત્યારૂપી પાપ !

પણ તેણે થોડાઘણા શાસ્ત્રગ્રંથો વાંચ્યા હતા; તેમાં એક જગ્યાએ તેના વાંચવામાં આવેલું, કે અમુક અમુક દેવોની શકિતથી અમુક અમુક ઇન્દ્રિયો કામ કરે છે, સૂર્યદેવની

શક્તિથી ચક્ષુ જુવે છે, વાયુદેવની શક્તિથી કાન સાંભળે છે, વિષ્ણુદેવની શક્તિથી પગ ચાલે છે, ઇન્દ્રદેવની શક્તિથી હાથ કામ કરે છે–ઇત્યાદિ બ્રાહ્મણને તે યાદ આવ્યું અને વિચારવા લાગ્યો કે ખરું જોતાં તો મેં ગૌહત્યા કરી નથી, મારા હાથ દ્વારા ઇન્દ્રદેવેજ આ ગૌહત્યા કરી છે. આ ભાવમાં દૃઢ થઇ તે નિશ્ચિન્ત બન્યો. ગૌહત્યારૂપી પાપ જ્યારે તે બ્રાહ્મણ પાસે આવ્યું, ત્યારે તેના જોવામાં આવ્યું કે બ્રાહ્મણ તો આ પાપ ઇન્દ્રે કર્યું છે, એવી ભાવનામાં દૃઢ હતો. એટલે તે પાપ ઇન્દ્ર પાસે પહોંચ્યું, અને કહેવા લાગ્યું કે "તમે ગૌહત્યા કરી છે એમ તે બ્રાહ્મણ ધારે છે, તો આ પાપનું ફળ કોને ભોગવવાનું છે ?"

ઇન્દ્રે તેને કહ્યું કે, "તું જરા અહીં રોકાઇ જા, હમણાંજ હું તે વાતનો નિકાલ કરી આવું છુ" એમ કહી ઇન્દ્રે મનુષ્યરૂપ ધારણ કર્યું, અને બગીચામાં આવી તેની શોભાના વખાણ કરવા લાગ્યા એટલામા તે બ્રાહ્મણ ત્યાં આવી પહોચતાં ઇન્દ્રે તેને પૂછ્યુ, "મહાશય! આ મનોહર બગીચો કોનો છે? આવાં અલૌકિક વૃક્ષો કોણે વાવ્યા છે?"

બ્રાહ્મણ આ પ્રશંસા સાભળી ખૂબ ફુલાઇ ગયો અને કહેવા લાગ્યો કે, 'આ બગીચો મારો છે, આ બધાં ઝાડો મેં વાવ્યા છે, ચાલો મારી સાથે, હુ તમને આખો બગીચો બતાવું"

બગીચામાં ફરતાં ફરતાં બંને જણા ગાયના મડદા પાસે પહોંચ્યા. બ્રાહ્મણ તો આ વાત ભૂલી જ ગયો હતો. ઇન્દ્રદેવ મરેલી ગાયને જોઈ ચમકયા, અને બોલી ઉઠયા, "રામરામ! અહી આ ગાયની હત્યા કોણે કરી છે?"

અત્યાર સુધી તો બ્રાહ્મણ બધી વાતમાં "મેં કર્યું છે" "મેં કર્યું છે," એમ કહેતો હતો, પણ આ સવાલનો જવાબ તે આપી શક્યો નહિ તેના મ્હોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. તે વખતે ઇન્દ્રે પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કર્યું, અને તે બ્રાહ્મણને કહ્યું, "પાખંડી! અત્યાર સુધીની બધી સારી વાતો તેં કરી છે, અને આ ગૌહત્યા મેં કરી છે, કેમ? બદમાશ! આ પાપ પણ તારે જ ભોગવવું પડશે" એમ કહીને તે અંતર્ધાન થઈ ગયા અને ગૌહત્યાના પાપે તે બ્રાહ્મણને પકડયો

ખરા સ્વાર્પણમાં ભક્ત પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરી દે છે, પછી બીજાને અર્પણ કરવા જેવું તેની પાસે કંઇ રહેતું જ નથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતામા સ્વાર્પણનું ખરૂં સ્વરૂપ સમજાવતાં ભગવાન કહે છે કેઃ—

> यस्य नाहंकृतोभावो बुद्धि र्यस्य न लिप्यते
>
> हत्वापि स इमाँल्लोकान् न हन्ति न निबध्यते ॥

'હું કરૂં છું' એવું જેને અભિમાન નથી, અને સર્વ કર્મ ભગવાનમાં અર્પણ કરવાથી જેની બધી આસક્તિ ચાલી જાય છે, એવો માણસ આખી દુનિયાને મારી નાખે તો પણ તે કોઇને મારતો નથી, તેમજ કોઇપણ જાતનાં બંધનોમાં બંધાતો નથી.'

આવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી જ ભગવાન ભક્તના કર્મોનો ભાર ઉપાડે છે, અને ભક્તને પોતાના કર્મોનાં ફળ ભોગવવાં પડતાં નથી



# ત્રીજું પ્રકરણ



## ૧. ગુરુનું પ્રયોજન

જીવ માત્ર પૂર્ણતા પ્રાપ્ત કરશે, અને સર્વ કોઇ સિદ્ધાવસ્થા મેળવશે. આપણી હાલની અવસ્થા ભૂતકાળનાં કાર્ય તથા વિચારોના ફલસ્વરુપ છે, અને આપણાં હાલનાં કાર્યો તથા વિચારો આપણા ભવિષ્ય જીવનના કારણરૂપ થશે. એ ખરૂં છે, કે આપણે પોતે જ આપણું અદૃષ્ટ રચીએ છીએ; પણ તેથી આપણને બીજા કોઇની સહાયતાની જરૂર નથી એમ ન માનવું; એથી ઉલટું ઘણી વખત આવી સહાયતાની જરૂર પડે છે. આવી સહાયતા મળવાથી આત્માની ઉચ્ચતર શક્તિઓ પારસ્ફુટ થાય છે, અને આધ્યાત્મિક જીવનમાં જલ્દી ઉન્નતિ મેળવી સાધક શુદ્ધ સ્વભાવવાળો અને સિદ્ધ બને છે.

આ જાતની સંજીવિની શકિત ગ્રંથો દ્વારા મળી શકતી નથી. એક આત્મા બીજા આત્મા દ્વારા આવી શકિત મેળવે છે; બીજા કોઇ પણ ઉપાયથી આવો લાભ મળતો નથી પુસ્તકોના અભ્યાસથી બુદ્ધિવૃત્તિ ઘણી તીક્ષ્ણ થાય છે એમાં સન્દેહ નથી, પણ તે સાથે આધ્યાત્મિક ઉન્નતિયે થાય છે, એમ સમજવાનું નથી.

પુસ્તકાદિના પાઠથી મર્ય કોઈ આધ્યાત્મિક શબ્દોના વ્યવહારમાં સુનિપુણ બને છે, પણ યથાર્થ ધાર્મિક જીવન ગાળવામાં તેનો ઘણો જ થોડો ઉપયોગ થઈ શકે છે. એ પરથી માલૂમ પડે છે, કે જીવાત્માની શક્તિઓ જાગૃત કરવા માટે બીજા આત્મામાંથી શક્તિનો પ્રચાર થવાની જરૂર છે. જે વ્યક્તિના આત્મામાંથી બીજા આત્મામાં શક્તિનો સંચાર થાય છે, તેને ગુરુ કહે છે; જે આત્મામાં શક્તિનો સંચાર થાય છે તેને શિષ્ય કહે છે. દરેક ગુરુમાં આ પ્રમાણે શક્તિનો સંચાર કરવાનું સામર્થ્ય હોવું જોઈએ, નહિ તો તે ગુરુપદને લાયક નથી, તેમજ શિષ્યમાં પણ આ શક્તિ ગ્રહણ કરવાનું બળ હોવું જોઈએ, નહિ તો એ પણ શિષ્ય થવાને લાયક નથી બીજ સારું જોઈએ, તેમજ જે ક્ષેત્રમાં બી વાવવામાં આવે તે પણ સારું જોઈએ. બંને ઉત્તમ હોય તો ધર્મનો અદ્‌ભુત વિકાસ થાય છે आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा ॥ શ્રુતિમાં કહ્યું છે, કે ધર્મનો વક્તા અદ્‌ભુત હોવો જોઈએ, અને તેનો શ્રોતા પણ સુનિપુણ હોવો જોઈએ.

આત્માની ધર્મપિપાસા પ્રબળ થવાથી પ્રકૃત ગુરુ અવશ્ય આવી મળે છે, પણ કેટલીક વખત ક્ષણસ્થાયી ભાવોચ્છ્‌વાસને યથાર્થ ધર્મપિપાસા તરીકે ગણવાની ભૂલ થઈ જાય છે. જ્યાંસુધી આવો ભ્રમ રહે, ત્યાં સુધી ધાર્મિક જીવન માટે ખરી વ્યાકુળતા પેદા થતી નથી, અને ઉત્તમ શક્તિ સંચાર કરનાર ગુરુની પ્રાપ્તિ પણ થતી નથી ખરી ધર્મપ્રેરણા ઉત્પન્ન થયા વિના જ જે ગુરુપ્રાપ્તિ માટે ઉતાવળ કરે છે, તે ઘણું કરીને અજ્ઞાની ગુરુના પંજામાં ફસાઈ પડે છે,

કારણ દુનિયામાં એવા ઘણા માણસો છે, જે સ્વયં અજ્ઞાન હોવા છતાં અહંકારવશાત્ પોતાને સામર્થ્યવાન ધારે છે, અને ગુરુપણાનો અતિ ગુરુભાર ઉઠાવવાને તૈયાર થઇ જાય છે. એવા ગુરુઓના સંબંધમાં શાસ્ત્રો કહે છે કે:—

अविद्यायां मन्तरे वर्तमानाः स्वयं धीराः पंडितं मन्यमानाः ।
जंघन्यमानाः परियन्ति मूढाः अन्धेनैव नीयमाना यथान्धाः ॥

( મુંડક ઉપનિષદ )

અજ્ઞાનથી આચ્છિન્ન અતિ નિર્બુદ્ધિ હોવા છતાં પણ પોતાને તેઓ મહાપંડિત ગણે છે, અને આંધળાને દોરનાર આંધળાની માફક એ મૂઢ પુરૂષો આમતેમ ઠગાતા ઠગાતા દુનિયામાં ભમે છે.

## ૨. ગુરૂ તથા શિષ્યનાં લક્ષણ.

શિષ્યોમાં નીચે જણાવેલા ગુણોની આવશ્યકતા છે: પવિત્રતા, યથાર્થ જ્ઞાન માટે પિપાસા અને અધ્યવસાય અશુદ્ધાત્મા પુરૂષ કદાપિ ખરો ધાર્મિક થઇ શકતો નથી. કાય, મન તથા વાક્ય સંપૂર્ણ રીતે પવિત્ર ન હોય ત્યાં સુધી યથાર્થ ધર્મપ્રાપ્તિ અસંભવિત છે ધર્મપ્રાપ્તિ માટે આતરિક વ્યાકુળતા મેળવવી ઘણી મુશ્કેલ છે; આધુનિક ધર્મધ્વજીઓ (ધર્મની ધ્વજા ધારણ કરનારાઓ ) ધર્મપ્રાપ્તિ જેટલી સહજ દર્શાવે છે, તેટલી તે સહજ નથી. કેવળ ધાર્મિક કથાઓના શ્રવણથી અથવા ધર્મ સંબંધી પુસ્તકો વાંચવાથી હૃદયમા ધર્મભાવ ઉત્પન્ન થતો નથી; સાધના વિના તેની પ્રાપ્તિ સંભવતી જ નથી. જ્યાં સુધી અંતઃકરણમાં ખરી વ્યાકુળતા જાગૃત ન થાય, અને પોતાની પ્રવૃત્તિ ઉપર જય મેળવી ન

શકાય, ત્યાં સુધી સાધકને પોતાની પ્રકૃતિ ઉપર જય મેળ-વવા માટે સંગ્રામ કરવો પડે છે. કોઇને જલ્દી સિદ્ધિ મળે છે, અને કોઇને લાંબા વખત સુધી ધૈર્ય ધારણ કરી વાટ જોવી પડે છે. આવી રીતે અડગ થઇ જે સાધનામાં લાગ્યો જ રહે છે, તેને ચોક્કસ સિદ્ધિ મળે છે.

ગુરુ શાસ્ત્રના મર્મનો વેત્તા હોવો જોઇએ; ધર્મગુરુઓ પોતપોતાના સંપ્રદાયના ધર્મગ્રંથોમાં આસક્ત હોય છે, પણ પુસ્તકો તો શબ્દોના સમૂહમાત્ર છે. જે શક્તિમાન હોય તેજ એમાંથી શક્તિનો સંગ્રહ કરી શકે છે, બીજાઓ તો શબ્દ-જાળમાં જ ફસાઇ પડે છે. જે ગુરુ કેવળ શબ્દાર્થમાં જ મશગૂલ રહે છે, અને પોતાને શબ્દશક્તિ અનુસાર જ ચલા-વવા માગે છે, તે ખરો ભાવ ગુમાવે છે. વિવેક ચૂડામણિમાં કહ્યું છે કે—

शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।

तथा

वाग्वैखरी शब्दझरी, शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां तद्वद् भुक्तये न च मुक्तये ॥

વિવેક ચૂડામણિ ૬૦-૬૨

શબ્દજાળ મહા અરણ્યના જેવી છે, તે ચિત્તભ્રમના કારણરૂપ છે. શબ્દયોજના, સુંદર ભાષામાં વ્યાખ્યાન, શાસ્ત્રની વ્યાખ્યામાં નાના પ્રકારનું કૌશલ, તેમજ પંડિતોની પંડિતાઇ: એ બધી ભોગની સામગ્રી છે, તે દ્વારા મુક્તિ મળતી નથી.

જે ગુરુઓ ઉપદેશ આપતી વખતે ઉપર જણાવેલી

પદ્ધતિનું અવલંબન કરે છે, તેઓ પોતાની પંડિતાઈ બતાવવા માટે જ પ્રયત્ન કરે છે, અને તેમના હૃદયમાં મહાન પંડિત ગણાવાની જ લાલસા હોય છે. દુનિયાના મહાન ધર્માચાર્યોએ શાસ્ત્રનો ઉપદેશ કદી પણ આ રીતે આપ્યો નથી. તેઓ તો હૃદયસ્પર્શી, સરળ, સહજ ભાષા દ્વારા જ ઉપદેશ કરી ગયા છે.

ગુરુ તદ્દન નિષ્પાપ હોવો જોઇએ. ઘણી વાર એવો ભ્રમપૂર્ણ ઉપદેશ અપાતો સાંભળવામાં આવે છે, કે ગુરુ કહે તેમ કરવું, પણ કરે તેમ ન કરવું; એટલે કે ગુરુનાં ચરિત્રાદિ તરફ ન જોવું, પણ આ ઉપદેશ યથાર્થ નથી. પદાર્થ વિજ્ઞાન અથવા રસાયન શાસ્ત્રના શિક્ષકના ચરિત્ર તરફ ધ્યાન ન આપવાથી કદાચ ચાલ્યું જાય, કારણ એ વિદ્યાઓમાં કેવળ બુદ્ધિવૃત્તિનું ચાલન જ આવશ્યક છે; પરંતુ આધ્યાત્મિક વિજ્ઞાનમાં જો આચાર્ય અશુદ્ધ ચિત્તવાળો હોય તો જરાપણ ધર્મલાભ થતો નથી. સ્વયં આધ્યાત્મિક સત્ય ઉપલબ્ધ કરવાનો અને બીજામાં એ સત્યનો સંચાર કરવાનો એકમાત્ર ઉપાય હૃદય અને મનની પવિત્રતા જ છે. જ્યાં સુધી ચિત્ત શુદ્ધ ન થાય ત્યાં સુધી ભગવાનનાં દર્શન અથવા અતીન્દ્રિય સત્તાની ઉપલબ્ધિ થઇ શકતી નથી. માટે પહેલેથી ધર્માચાર્યોના ચરિત્રની પરીક્ષા કરવી જ જોઇએ, ત્યાર પછી જ તેઓના ઉપદેશ તરફ ધ્યાન આપવું. શુદ્ધ ચરિત્ર થયા વિના શુદ્ધ વિષયો સંબંધી અસરકારક ઉપદેશ આપી શકાતો જ નથી. ગુરુનુ મન એવી આધ્યાત્મિક શકિતથી પરિપૂર્ણ હોવું જોઇએ, કે પોતાની ઈચ્છામાત્રથી ઉપયુક્ત

શિષ્યમાં ધાર્મિક શક્તિનો સંચાર કરી શકે. કેવળ શાસ્ત્રોનો અભ્યાસ કરાવી શિષ્યોની બુદ્ધિને તીક્ષ્ણ કરાવવી એજ માત્ર ગુરુઓનું કામ નથી. હાલના જમાનામાં મોટે ભાગે ગુરુઓ પોતાની ફરજ આવી જ સમજે છે.

ગુરુના ચરિત્રના સંબધમાં એક બીજી વાત પણ યાદ રાખવી જોઇએ. ગુરુ અર્થ, નામના, અથવા બીજી કોઇ સ્વાર્થ સિદ્ધિ માટે ઉપદેશ કરનારો હોવો ન જોઇએ. તેનાં બધાં કામોનો ઉદ્દેશ્ય સમગ્ર માનવજાતિનું કલ્યાણ તથા તેમની પ્રત્યે પવિત્ર પ્રેમ—એજ હોવો જોઇએ, કારણ આધ્યાત્મિક શક્તિનો સંચાર પવિત્ર પ્રેમ દ્વારા જ થાય છે. જો કોઇ જાતનો સ્વાર્થપૂર્ણ ઉદ્દેશ્ય હશે, તો આ પવિત્ર પ્રેમતંત્ર ક્ષણમાં જ છિન્નભિન્ન થઇ જશે. ભગવાન પ્રેમસ્વરૂપ છે અને જે તેમને પ્રેમ સ્વરૂપે ઓળખે છે, તે જ બીજાઓને શુદ્ધ થવા માટે તથા પ્રેમસ્વરૂપ ઈશ્વરની પ્રાપ્તિ માટે યથાર્થ ઉપદેશ આપી શકે છે. ગુરુમાં જો આ લક્ષણો નહિ હોય તો તે શિષ્યમાં સાધુભાવનો સંચાર કરવાને બદલે, ઉલટો અસાધુભાવ પ્રકટાવશે. વિવેકચૂડામણિમાં કહ્યું છે કેઃ—

श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ॥

શ્રુતિમાં પારંગત, નિષ્પાપ, કામગંધહીન, અને બ્રહ્મને ઉત્તમ રીતે જાણનાર જ યથાર્થ સદ્‌ગુરુ છે.

ધર્મ કંઇ વેચવાની કે વેચાતી લેવાની ચીજ નથી, એ તો અંતરમાં અનુભવવાની વસ્તુ છે; પણ આજ કાલ ધર્મ પણ વ્યાપારની ચીજ ગણાય છે! ગુરુજીને જેટલા પ્રમાણમાં ભેટ ધરવામાં આવે તેટલા પ્રમાણમાં ધર્મલાભ

થાય છે, એવું ઉંધુંચતું સમજાવવામાં આવે છે. ધનવાન અને ગરીબ શિષ્યો પ્રત્યે સાધારણ ગુરુઓનું વર્તન તદ્દન જૂદા જ પ્રકારનું જોવામાં આવે છે. ભગવાનની મૂર્તિ સમક્ષ પણ આવો ભેદ પાડવામાં આવે છે. ધનવાનને પ્રસાદિમાં લાડુ મળે છે, અને ગરીબને બિચારાને પૌંવા પણ મહામુશ્કેલીએ મળે છે! કહેવાનો ઉદ્દેશ્ય એટલો જ છે કે આ યથાર્થ ધર્મ નથી. પ્રભુ તથા ગુરુની દૃષ્ટિમાં સમાનતા છે, અને જો ભેદ હોય તો તે આધ્યાત્મિક સ્થિતિના ઉચ્ચનીચ ભેદાનુસારેજ હોઇ શકે, સાંસારિક સ્થિતિના ભેદ પ્રમાણે નહિ

અંતમાં;કહેવાનું એટલું જ કે જે કોઇ પ્રેમયુક્ત અને શ્રદ્ધાવાન થઇને સત્યનું અનુસંધાન કરે છે, તેની પાસે પરમ કલ્યાણમય સત્ય સ્વરૂપ ભગવાન પોતાને પ્રકટ કરે છે.



## ૩. મંત્ર અને દીક્ષા

મંત્ર એટલે શું ? ભારતવર્ષના દર્શનશાસ્ત્રોના મત પ્રમાણે સમસ્ત જગત્ નામરૂપાત્મક છે મનુષ્યના ચિત્તમાં એવા કોઇ ભાવતરંગ ઉદ્ભવી શકતા નથી, જે નામરૂપાત્મક ન હોય. જો એ ખરૂં હોય કે પ્રકૃતિ સર્વત્ર એક નિયમથી નિર્મિત છે, તો આ નામરૂપાત્મક સારા બ્રહ્માંડના નિયમ પણ એક સરખા જ હોવા જોઇએ જેવી રીતે એક માટીના પિંડને જાણવાથી બધી માટીનો સ્વભાવ જાણવામાં આવી જાય છે, તેવી જ રીતે આ દેહપિંડને સમજવાથી સમગ્ર બ્રહ્માંડ સંબંધી જ્ઞાન થઇ શકે છે. રૂપ વસ્તુના બહારના આવરણ સ્વરૂપ છે

અને નામ તેની અંદર રહેલ બીજ સ્વરૂપ છે શરીર-રૂપ, અને મન અથવા અંતઃકરણ-નામ

બૃહત્ બ્રહ્માંડમાં બ્રહ્મા, હિરણ્યગર્ભ અથવા સમષ્ટિ-મહત પહેલા પોતાને નામાકારથી અને પછી રૂપાકારથી એટલે કે આ પરિદૃશ્યમાન જગતરૂપે અભિવ્યક્ત કરે છે આ વ્યક્ત ઇંદ્રિયગ્રાહ્ય જગત્ એ રૂપછે, અને તેની પાછળ અનન્ત અવ્યક્ત સ્ફોટ છે સ્ફોટ એટલે સમગ્ર જગતની અભિવ્યક્તિનુ કારણ શબ્દબ્રહ્મ ભગવાન આ શબ્દબ્રહ્મ દ્વારાજ જગતનુ નિર્માણ કરે છે, ભગવાન પહેલા પોતાને સ્ફોટ રૂપમા અને પછી તેના કરતા વધારે સ્થૂળ રૂપમા એટલે પરિદૃશ્યમાન જગતના રૂપમા પોતાને પરિણત કરે છે આ સ્ફોટનો એકમાત્ર વાચકશબ્દ ૐ છે ભાવથી શબ્દને કોઇપણ રીતે કોઇ પૃથક્ કરી શકતુ નથી. તેવી જ રીતે ૐકારની સાથે નિત્ય સ્ફોટનો નિત્ય સંબંધ વર્તમાન છે, એ અલગ થઇ શકતો નથી, માટે જેઓ એમ કહે છે, કે ૐકાર જ નામરૂપ તથા જગતના જનક સ્વરૂપ છે તેઓ એક રીતે ખરૂ જ કહે છે કોઇ એવો પ્રશ્ન ઉઠાવે, કે શબ્દ અને ભાવનો નિત્ય સંબંધ છે એ ખરૂ પણ એક ભાવના વાચક અનન્ત શબ્દ હોઈ શકે છે, માટે આ નામરૂપાત્મક જગતની અભિવ્યક્તિનુ કારણ ૐ કારજ છે એમ કેવી રીત કહી શકાય? તેનો જવાબ એ છે કે ૐકારજ એક માત્ર સર્વવ્યાપી વાચક શબ્દ છે, તેની તુલ્ય બીજો કોઇ શબ્દ નથી, કારણ સ્ફોટ જ સર્વ ભાવના ઉપાદાન કારણરૂપ છે, પણ એ કોઇ વિશેષ ભાવના પૂર્ણ વિકાસ સ્વરૂપ નથી, એટલે કે વિભિન્ન ભાવો વચ્ચે જે

પ્રભેદ જોવામાં આવે છે, એ પ્રભેદ દૂર કરવાથી એક માત્ર સ્ફોટ જ બાકી રહે છે. બીજા કોઇ શબ્દનો સ્ફોટના વાચક રૂપે વ્યવહાર કરવામાં આવે તો સ્ફોટ એટલો વિશિષ્ટ થઇ જાય કે પછી તેનું સ્ફોટત્વજ નાશ પામી જાય, તેથી જે શબ્દ દ્વારા સૌથી થોડા પરિમાણમાં તેનામાં આવો વિશેષ ભાવ આવે એ શબ્દ જ સર્વ કરતાં તેનો શ્રેષ્ઠ વાચક છે. કેવળ માત્ર ૐ કારજ આવો શબ્દ છે, બીજો કોઇપણ નથી.

"अ, उ, म् " આ ત્રણ અક્ષરો એક સાથે બોલવાથી "अउम्" એવો ઉચ્ચાર થાય છે સર્વ શબ્દોમાં अ સૌથી થોડા પ્રમાણમાં વિશેષ ભાવવાળો છે, એ કારણથી જ ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં કહ્યું છે કે:—

अक्षराणां मकारोऽस्मि અક્ષરોમાં હું अ કાર છું अ નો ઉચ્ચાર કંઠમાંથી થાય છે અને म એ શેષ ઓષ્ઠ શબ્દ છે, તથા उ જિહ્વાના મૂળથી શરૂ થઇને ઓષ્ઠમાં પૂરો થાય છે યથાર્થ રીતે ઉચ્ચાર કરવામાં આવે તો આ ૐ કાર સર્વ શબ્દના ઉચ્ચારણની ક્રિયા સંપાદન કરે છે. બીજા કોઇ શબ્દમાં આવી શકિત નથી, માટે જ ૐ કાર સ્ફોટનો યોગ્ય વાચક શબ્દ છે, અને વાચકવાચ્ય વચ્ચે ભેદ નહિ હોવાથી ૐ અને સ્ફોટ બંને એક જ પદાર્થ છે, એમ સિદ્ધ થયુ प्रणव तस्य वाचकः એક માત્ર પ્રણવ જ તેનો વાચક છે.

ઉપાસકના મનમા જ્યારે જે તત્ત્વ પ્રબળ થાય છે, ત્યારે તેના મનમાં તે ભાવનો ઉદય થાય છે. તેનું ફળ એ થાય છે, કે એક જ બ્રહ્મ ભિન્નભિન્ન રૂપે તથા ભિન્નભિન્ન ગુણના

પ્રાધાન્યયુક્ત દેખાય છે, તેમજ આ જગત્ પણ નાનારૂપે દેખાય છે આ બધા ભાવોના અલગ અલગ વાચક શબ્દો છે. મહાપુરુષોની ગભીર આધ્યાત્મિક અનુભૂતિમાથી ઉત્પન્ન થયેલો આ વાચક શબ્દસમૂહ યથાસભવ ભગવાન અને જગત્ સબધી જે વિશેષ વિશેષ ભાવો છે, તેઓને પ્રકાશે છે જેમ ૐકાર અખડ બ્રહ્મવાચક છે, તેમ બીજા મત્રો પણ પરમપુરુષના ખડખડ ભાવોના વાચક છે એ બધા ભગવાનનુ ધ્યાન ધરવામા તથા પ્રકૃત જ્ઞાન મેળવવામા સહાય રૂપ છે

## દીક્ષા

તત્ર શાસ્ત્રોમા ત્રણ પ્રકારની દીક્ષાની વાત છે શાભવી, શાક્તી અને માન્ત્રી

શાભવી દીક્ષામા શ્રીગુરુના દર્શન, સ્પર્શન, અને સભાષણાદિ માત્રથી જ જીવમા જ્ઞાનનો ઉદય થાય છે

શાક્તી દીક્ષામા જ્ઞાનચક્ષુ ગુરુ દિવ્ય જ્ઞાનની સહાયતાથી શિષ્યની અદર પોતાની શક્તિનો પ્રવેશ કરાવી તેનામા ધર્મભાવ જાગૃત કરી દે છે

માન્ત્રી દીક્ષામા મડળઅકિત ઘટસ્થાપન, તેમજ દેવતાની પૂજા પૂર્વક શિષ્યના કાનમા મત્રોચ્ચારણ કરવામા આવે છે

રુદ્રયામલ તત્રમા કહ્યુ છે કે, શાભવી અને શાક્તી દીક્ષા "સદ્યોમુક્તિવિધાયિની" છે

शाक्ती च शाम्भवी चान्या सद्योमुक्तिविधायिनी ।

× × ×

मिर्ध्य स्वशक्ति माछोक्य तया केवलया दिशो. ।
निरुपायं कृता दीक्षा शाक्तेयी परिकीर्तिता ॥
अभिसन्धि विनाचार्यशिष्ययोरुभयो रपि ।
देशिकानुग्रहेणैव शिवताव्यक्तिकारिणी ॥

" સિદ્ધ પુરુષો કોઈ જાતના બાહ્યિક ઉપાયની મદદ વિના જ કેવળમાત્ર પોતાની આધ્યાત્મિક શકિત દ્વારા શિષ્યની અદર દિવ્ય જ્ઞાનોદય કરાવે છે, તેને શાકતી દીક્ષા કહે છે "

" શાંભવી દીક્ષામા આચાર્ય અને શિષ્યના મનનાં દીક્ષાપ્રદાન અથવા દીક્ષા ગ્રહણનો સંકલ્પ પહેલેથી હોતો નથી એક બીજાના દર્શન માત્રથી આચાર્યના હૃદયમાં સહસા કરુણાનો ઉદય થાય છે, અને શિષ્ય ઉપર તેઓ કૃપા કરે છે, આથી શિષ્યની અદર અદ્વૈતવસ્તુ સબંધી જ્ઞાનોદય થાય છે, અને તે શિષ્યત્વ સ્વીકારે છે "

આવી દીક્ષામાં શાસ્ત્રનિર્દિષ્ટ કાલાકાલ વિચારની આવશ્યકતા નથી

તંત્રમા આવા ગુરુઓને દિવ્યભાવયુકત કહીને વર્ણવ્યા છે તેઓ કૃપા, અથવા ઇચ્છા કે સ્પર્શ દ્વારાજ ધર્મ શકિતનો સચાર કરીને શિષ્યને ક્ષણમા સમાધિસ્થ કરાવી શકે છે, અથવા આંશિક ભાવમાં એ શકિત જાગૃત કરીને એક જ જન્મમા શિષ્યને પૂર્ણ ઉપલબ્ધિ થાય અને તે કૃતકૃત્ય થાય એવી વ્યવસ્થા કરે છે.

:::::::::

## ૪ અવતાર

ઉપરોક્ત ગુરુઓથી પણ વધારે ઉન્નત બીજા એક પ્રકારના ગુરુ છે શાસ્ત્રમાં આવા મહાપુરુષોને ઇશ્વરાવતાર તરીકે વર્ણવવામાં આવ્યા છે આવા ગુરુઓ સ્પર્શદ્વારા અથવા ઇચ્છામાત્રથી બીજાઓનાં અંતરમાં ભગવદ્ ભાવનો સંચાર કરી શકે છે. તેઓની ઇચ્છા થતાં જ અતિ દુરાચારી વ્યક્તિ પણ એક ક્ષણમાં પરમ સાધુપુરુષ બને છે. આવા આત્માઓ ગુરુઓના પણ ગુરુ છે, અને મનુષ્ય શરીરમાં ભગવાનના સર્વશ્રેષ્ઠ આવિર્ભાવરૂપ છે આવા ગુરુઓની મદદ મળવાથી ભગવાનની ઉપલબ્ધિ ઘણી શીઘ્ર થાય છે આવા મહાત્મન્ ગુરુઓને નરરૂપધારી ઇશ્વર કહેવામાં જરા પણ ખોટું નથી સાધારણ મનુષ્યો ઇશ્વર સંબંધી આથી વિશેષ કલ્પના બાંધી શકતા નથી; અને કદાચ જો તેઓ તેમ કરવા જાય છે, તો ઇશ્વરના અપ્રાકૃત તથા અસંભવિત રૂપની કલ્પના કરી બેસે છે. નીચેના દૃષ્ટાંત પરથી આ વાત વધારે સ્પષ્ટ થશે

એક અજ્ઞાન માણસ શિવજીની મૂર્ત્તિ બનાવવા બેઠો, પણ મૂર્ત્તિ પૂરી થઇ તો જોવામાં આવ્યું, કે શિવજીને બદલે એક વાંદરાની મૂર્ત્તિ તૈયાર થઇ છે આ ઉપરથી બોધ લેવાનો કે અવતારી પુરુષો દ્વારાજ ઇશ્વરની ઉપાસના કરવી એ સાધારણ બુદ્ધિવાળા મનુષ્યો માટે સહજ તેમજ ફલપ્રદ છે જ્યાં સુધી મનુષ્ય "માનવસ્થિતિમાં" હોય છે, ત્યાં સુધી તેણે મનુષ્ય દ્વારાજ ઇશ્વરની ઉપાસના કરવી જોઇએ. આ સ્થિતિ ઓળંગ્યા પછી એટલે કે દેવસ્થિતિ પ્રાપ્ત

થયા પછી તે પોતાનું ખરું સ્વરૂપ સમજી શકે છે.

[ મનુષ્યના ત્રણ વર્ગ છે. (૧) પશુમાનવ (૨) માનવ (૩) દેવ-માનવ. અધિકાંશ લોક પહેલી સ્થિતિમાં જ વર્તમાન છે, અને તેમનું મન પશુવત્ ઇન્દ્રિયાદિના ભોગમાં રચ્યું પચ્યું રહે છે. બીજી સ્થિતિમાં પશુભાવ ઓછો થાય છે, અને બુદ્ધિવૃત્તિ પ્રબળ બને છે. ત્રીજી સ્થિતિમાં બુદ્ધિવૃત્તિ પ્રબળ તો થાય છે જ, તે સાથે તેનામાં દેવભાવ પ્રકટે છે અને ભોગો તરફ લક્ષ જ રહેતું નથી. ]

ઘણા લોકો ઈશ્વરાવતારની વિરુદ્ધમાં દલીલ કરે છે. એ લોકોને એમ પૂછવું જોઈએ, કે ઇશ્વર સંબંધી તમારી ધારણા શી છે? સર્વશક્તિમત્તા, સર્વવ્યાપિતા ઇત્યાદિ જે મોટા મોટા શબ્દોનો ઉપયોગ તેઓ કરે છે, એ શબ્દોની માત્ર જોડણી સિવાય તેઓ બીજું શું સમજે છે? આ શબ્દના કેવળ ઉપયોગથી હૃદયમાં કોઇપણ જાતનો ભાવ જાગતો નથી. આવા શબ્દોનો વ્યવહાર કરનાર અનુભવશૂન્ય પંડિતો અને નિરક્ષર મૂર્ખ વચ્ચે શો તફાવત છે? હા, એટલો તફાવત જરૂર છે, કે નિરક્ષર મૂર્ખ વધારે શાંતપ્રકૃતિ છે અને તે દુનિયાની શાંતિનો ભંગ કરતો નથી, પણ આ મોટા કહેવાતા પંડિતો તો દુનિયામાં અશાંતિ પેદા કરે છે. પ્રત્યક્ષ અનુભૂતિ સિવાય ધર્મ એ ધર્મ નામને યોગ્ય નથી. આડંબરી વાક્ય પ્રયોગોથી માત્ર સમયનો દુરુપયોગ થાય છે. અંતરાત્માના ગભીરતમ પ્રદેશમાં જે અનુભવ થાય છે, તેને જ પ્રત્યક્ષાનુભૂતિ કહેવામાં આવે છે.

બે પ્રકારનાં મનુષ્યો ભગવાનની મનુષ્યરૂપે ઉપાસના

કરતા નથી (૧) એક તો નરપશુઓ, જેમને કોઇપણ જાતનું ધર્મ જ્ઞાન નથી, અને (૨) બીજા પરમહંસો જેઓ, મનુષ્ય સુલભ બધી જાતની દુર્બળતા ઓળંગી જઇ માનવપ્રકૃતિની સીમા બહાર ચાલ્યા ગયા છે. સમગ્ર પ્રકૃતિ તે લોકોની નજરમા આત્મસ્વરૂપ પ્રતિભાત થાય છે કેવળ એ લોકો જ ભગવાનની સ્વ-રૂપમાં ઉપાસના કરી શકે છે આવા જીવન્મુકત પુરુષોને બીજી સ્વતંત્ર ઉપાસનાની આવશ્યકતા નથી

ભગવાન મનુષ્યોની દુર્બળતા સમજે છે, અને તેથી જ મનુષ્યોના હિત માટે નર રૂપ ધારણ કરી અવતરે છે.

यदायदा हि धर्मस्य ग्लानि र्भवति भारत
अभ्युत्थान मधर्मस्य तदात्मान सृजाम्यहम् ॥
परित्राणाय साधूना विनाशाय च दुष्कृताम्
धर्मसस्थापनार्थाय सभवामि युगे युगे ॥
अवजानन्ति मा मूढा मानुषीं तनुमाश्रितम्
पर भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥

(ભગવદ્ ગીતા અ ૪ શ્લોક ૭, ૮ અને અ ૯ શ્લોક ૧૧.)

"જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અને અધર્મનું અભ્યુત્થાન થાય છે, ત્યારે ત્યારે હું સાધુઓની રક્ષા માટે, દુષ્ટતાનો નાશ કરવા માટે અને ધર્મની પુનઃ સ્થાપના કરવા માટે યુગે યુગે અવતાર લઉ છુ. અજ્ઞ લોકો મારૂં પરમ સ્વરૂપ જાણતા નથી, તેથી જ્યારે હું મનુષ્યરૂપ ધારણ કરૂં છું ત્યારે તેઓ મારો ઉપહાસ કરે છે"

### અવતારી પુરુષોનું આચરણ

સાધારણ રીતે માણસોનું એવું ધારવુ હોય છે, કે

અવતારો મનુષ્ય દેહ ધારણ કરીને અદ્ભુત કાર્યો જ કરે છે, અને તેમનો વ્યવહાર અસાધારણ પ્રકારનો જ હોય છે. આવી માન્યતા ભૂલ ભરેલી છે. "નરલીલા વખતે અવતારો પણ સાધારણ મનુષ્ય જેવો જ વ્યવહાર કરે છે. નરદેહ ધારણ કરવાથી ભગવાનને પણ સુખદુઃખ ભોગવવાં પડે છે અને મનુષ્યોની માફક ઉદ્યમ અને તપસ્યા દ્વારા બધા વિષયોમાં સફળતા મેળવવી પડે છે," એમ રામકૃષ્ણ પરમહંસ કહેતા, અને જગતનો આધ્યાત્મિક ઇતિહાસ પણ એ સત્યની સાક્ષી પૂરે છે

તે ઉપરાંત સાધારણ જનસમાજ એમ ધારે છે, કે ભગવાન અવતાર લઇને સત્યલાભ માટે તપશ્ચર્યા આદિ કરે છે, તે દેખાવ માત્ર છે આ અભિપ્રાય પણ બરાબર નથી. જો ભગવાન નરદેહ ધારણ કરે, પણ નરના જેવો વ્યવહાર ન કરે તો પછી નરદેહ ધારણ કરવાની કઇ સાર્થકતા રહેતી નથી

ભગવાન મનુષ્યદેહ ધારણ કરી મનુષ્ય લીલા કરે છે, એ વખતે અનેકાંશે સાધારણ માણસની જેમ તેમનામા પણ દૃષ્ટિહીનતા, અલ્પજ્ઞતા આદિ ખામીઓ નજરે પડે છે, અને સાધારણ માણસોની માફક સાધનાદિ ઉદ્યમ કરીને જ તેમને પણ તે ખામીઓ દૂર કરવાનો રસ્તો શોધી કાઢવો પડે છે જ્યાં સુધી આ માર્ગ તેઓ શોધી કાઢતા નથી, ત્યાં સુધી તેમના અંતઃકરણમાં પોતાના દેવસ્વરૂપનો આભાસ વખતે વખતે થયા કરે છે, પણ ફરી ફરી તે માયારૂપી આવરણથી ઢંકાઇ જાય છે. અનેક મનુષ્યોના કલ્યાણ અર્થે જ માયાના આવરણનો સ્વીકાર કરી, ભગવાન આપણી માફક

'આલોક અંધાર' ના રાજ્યમાં રસ્તો શોધી કાઢવા પ્રયત્ન કરે છે; પરંતુ સ્વાર્થ સુખની લેશમાત્ર પણ ગંધ તેમનામાં નહિ હોવાથી તેઓ આપણા કરતાં એ માર્ગ પર વિશેષ પ્રકાશ જુવે છે, અને અંતરની સમગ્રશક્તિને એકમુખી કરીને ટુંક વખતમાં જ તેઓ જીવનસમસ્યાનો ઉકેલ આણે છે; ત્યાર પછી લોકોનું કલ્યાણ સાધવામાં પોતાને જોડી દે છે. આધ્યાત્મિક ઈતિહાસ તપાસવાથી આ વાતના અનેક પુરાવા મળશે.



## ૫. સાચી ભક્તિ અને મહાપુરુષો

રામકૃષ્ણ પરમહંસ કહેતા કે:—જેનામાં ખરી ભક્તિનો ઉદય થયો છે તેને સામાન્ય વસ્તુના દર્શનથી પણ દિવ્ય ભાવનું ઉદ્દીપન થાય છે. "મૃદંગ આ માટીમાંથી બને છે," એમ સાંભળી ચૈતન્યદેવને સમાધિ થઇ ગઇ હતી તેમના મનમાં એવી વિચારસંકલના ચાલી કે આ માટીમાંથી મૃદંગ બને છે, એ મૃદંગ વગાડીને પ્રભુનામ કીર્તન થાય છે, એ પ્રભુ સર્વ પ્રાણીઓના પ્રાણસ્વરૂપ છે, અને સુંદરમાં સુંદર છે, આવા વિચારોથી તેમનું ચિત્ત એકદમ સ્થિર થઇ ગયું યથાર્થ ભક્તોમાં આવી રીતે ઘણી સહેલાઇથી ભાવનું ઉદ્દીપન થાય છે

### સકામ ભક્તિ હાનિકારક છે

સકામ ભક્તિ એટલે કે પોતાની જરૂરીઆત પૂરી થાય એવી ઇચ્છાથી કરેલી ભક્તિ ભક્તને સત્યદૃષ્ટિની ઉચ્ચ અવસ્થામાં લઇ જતી નથી. સ્વાર્થપરના સંબંધો ભયકારક

છે, અને એ ભય મનુષ્યને દુર્બળથી પણ દુર્બળ બનાવે છે, સ્વાર્થલાભથી માનવમનમાં અહંકાર ઉત્પન્ન થાય છે, તેમજ તે ઘણીવાર આળસને ઉત્તેજન આપી મનુષ્યદૃષ્ટિને સત્યવસ્તુ તરફ જોતાં અટકાવે છે ખરી ભક્તિ ભક્તને ઉપાસ્ય અનુરૂપ બનાવે છે. સર્વ જાતિઓના ધર્મગ્રંથોમાં આ વાત સુપ્રસિદ્ધ છે. ક્રોસથી વિદ્ધ ઇસુખ્રિસ્ત ક્રાઇસ્ટની મૂર્તિમાં જે ભક્ત ચિત્ત સમાહિત કરે છે, તેના હાથપગમાંથી પણ લોહી નીકળવા માંડે છે; શ્રીમતી રાધિકાના વિરહ દુઃખાનુભવમાં નિમગ્નચિત્ત શ્રી ચૈતન્યદેવના શરીરમાં ભયંકર દાહ ઉત્પન્ન થતો અને કેટલીક વખત તેમની અવસ્થા મૃત જેવી પણ થઇ જતી. ધ્યાનસ્તિમિત બુદ્ધદેવની મૂર્તિ નિહાળીને બૌદ્ધ ભક્તો લાખો વખત સ્થિરચિત્ત થઈ ધ્યાનમાં બેસી શકે છે આ પણ સાધારણ અનુભવની વાત છે, કે કોઈ વ્યક્તિમાં અત્યંત પ્રીતિ ઉત્પન્ન થવાથી મનુષ્ય અજાણ્યે પોતાના પ્રેમાસ્પદ અનુરૂપ બાહ્ય આચારાદિ કરવા લાગે છે, તથા વિચારપ્રણાલિકા પણ તેના જેવી જ થઇ જાય છે.

ધર્મ જગતમાં પ્રત્યેક મહાપુરુષનું જીવન એક બીબા જેવું છે. તેમની શિષ્યપરંપરા એ બીબામાં પોતાનું જીવન ઢાળી તદ્રૂપ બનવાની કોશીષ કરે છે માનવની શક્તિ અલ્પ છે, તે જીંદગીભર મહેનત કરતાં છતાં પણ બરાબર એ બીબાનો આકાર ધારણ કરી શકતો નથી; સુભાગ્યે કોઇ જો જરાપણ તેના જેવો થઇ જાય તો આપણે સિદ્ધપુરૂષ કહી તેનું સન્માન કરીએ છીએ. સિદ્ધ પુરૂષોની રહેણીકરણી, ભાષા, વિચાર આદિ શારીરિક અને માનસિક વૃત્તિઓ આગળ

વર્ણવેલા મહાપુરુષોને મળતી થાય છે. એ મહાપુરુષોના જીવનમાં જે મહાશક્તિનો પ્રથમ અભ્યુદય થયો હતો, આ સિદ્ધપુરુષોનાં મન તથા દેહ પણ થોડા પ્રમાણમાં તેજ શક્તિનાં ધારણ, સંરક્ષણ, અને સંચારનાં યંત્ર સ્વરૂપ બને છે. એવી જ રીતે મહાપુરુષ પ્રેરિત ધર્મશક્તિઓનું સંરક્ષણ ભિન્નભિન્ન જાતિ અનાદિ કાળથી કરી રહેલ છે.

ધર્મ જગતમાં જે મહાપુરુષો અદૃષ્ટપૂર્વ નવું ધાર્મિક જીવન બતાવે છે તેમને જગત્ ઈશ્વરના અવતાર ગણીને પૂજે છે. અવતારો ધર્મજગતમાં નવા મત અને નવા પથ બતાવે છે, અને સ્પર્શ માત્રથી બીજાઓમાં ધર્મશક્તિનો સંચાર કરી શકે છે, તેમની દૃષ્ટિ કદી પણ અનિત્ય સંસારનાં કામકાંચનાદિ તરફ આકૃષ્ટ થતી નથી. તેમના જીવનની આલોચના કરવાથી માલૂમ પડે છે, કે તેઓએ બીજાઓને માર્ગ બતાવવા માટે જ જન્મ ગ્રહણ કર્યો હોય છે. ભોગસાધન કે મુક્તિલાભ એ તેમના જીવનનો ઉદ્દેશ્ય હોતો નથી, પણ બીજાઓનાં દુઃખમાં સહાનુભૂતિ અને બીજાઓ પ્રત્યે અગાધ પ્રેમ તેમને કાર્યમાં પ્રેરીને તેમના દુઃખનિવારણનો રસ્તો શોધી કાઢવામાં હેતુસ્વરૂપ બનાવે છે.



## ૬. દૈવ અને પુરુષકાર

મનુષ્યમાં સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે કાર્ય કરવાની શક્તિ છે કે નહિ? એ વિષયમાં એક વખત ભક્તો વચ્ચે ચર્ચા થઇ; પછી નિરાકરણ માટે તેઓ શ્રી રામકૃષ્ણ પાસે ગયા તેમણે જવાબ આપ્યો કે, "કોઇની ઇચ્છા સ્વતંત્ર નથી ઇશ્વરની ઇચ્છા પ્રમાણેજ સર્વસમય બધાં કાર્યો થયા કરે છે અને ભવિષ્યમાં પણ થશે સાધક આ વાત સાધના પૂર્ણ થયા પછી જ સમજી શકે છે ખરી વાત એમ છે, કે જેમ ખીલે બાંધેલી ગાય તેને બાંધેલ દોરડાની લંબાઇ જેટલી જગ્યામાં પોતાની મરજી પ્રમાણે હરીફરી શકે છે, તેવી જ રીતે મનુષ્યની સ્વતંત્ર ઇચ્છાના સબંધમાં પણ સમજવું. ગાયને બાંધનાર માણસે પહેલેથી જ તે ગાયે કેટલી જગ્યામા ફરવું તેનો નિશ્ચય કરેલો હોય છે; તેવી જ રીતે ઇશ્વર પણ માણસને અમુક શક્તિઓ આપે છે, અને તે શક્તિઓનો ઇચ્છા પ્રમાણે વ્યવહાર કરવાની છુટ પણ તેને આપે છે તેથી માણસ ધારે છે કે પોતે સ્વતંત્ર છે, પરંતુ ગાય જેમ દોરડેથી ખીલે બંધાયેલ છે, તે પ્રમાણે મનુષ્યની સ્વતંત્રતાની હદ પણ મુકરર થયેલી હોય છે જો મનુષ્ય ખરા અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરે તો એવું પણ બને, કે ઇશ્વર તેને આપેલી શક્તિમાં વધારો કરી આપે અથવા તો તેને તદ્દન બંધનમુક્ત કરી દે (શાસ્ત્રમાં આ અવસ્થાને જીવન્મુક્તની દશા તરીકે ઓળખાવી છે.) ગાયના સબંધમા જેમ માલીક તે ગાયને બાંધેલી રસીની લબાઇ વધારી શકે છે, અથવા તો ગાયને બીજી જગ્યાએ બાંધી શકે છે, કે ગાયને તદ્દન

છુટી પણ મૂકી શકે છે, તેજ પ્રમાણે ઇશ્વર તથા મનુષ્યના વિષયમાં પણ સમજવું."

આ વાત સાભળી તે ભકતે પૂછ્યું કે, 'ત્યારે શું સાધનભજન કરવું એ માણસના હાથની વાત નથી? શું બધા એમ કહી શકે, કે જે કઇ હું કરૂં છું તે બધું ભગવાનની ઇચ્છાથી જ કરૂં છું?"

શ્રી રામકૃષ્ણે જવાબ આપ્યો કે, "ફક્ત મોઢેથી બોલ્યે શું થાય? સાધનભજન કરવું એ માણસના હાથની વાત નથી, જો પોતાના હાથની વાત હોત તો બધા એ કરી શકત જેટલી શકિત ભગવાને આપી હોય તેટલીનો યોગ્ય વ્યવહાર કરવામાં ન આવે, ત્યા સુધી ભગવાન તેને વધારે શકિત આપતા નથી. એટલા માટે પુરુષકાર-ઉદ્યમની જરૂર છે તમે જોતા નથી કે સર્વ કોઇ ઉદ્યમ કર્યા પછીજ ઇશ્વરકૃપાના અધિકારી થાય છે? ઉદ્યમ કરવાથી તેમની કૃપા થાય છે, અને તેને લીધે દશ જન્મના કર્મના ફળભોગ એક જન્મમા જ પૂરા થઇ જાય છે, પણ ઇશ્વર પર ભરોસો રાખીને થોડો ઘણો ઉદ્યમ તો જરૂર કરવો પડે છે."

શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ આ વાતના સમર્થનમા શ્રી કૃષ્ણ ભગવાને ૧૮ મા અધ્યાયમાં કહ્યુ છે કે.—

*ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।*
*भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया॥*

## ૭. ઇશ્વરનું સ્વરૂપ.

"જેના દ્વારા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે, તેનું નામ ઈશ્વર." એ ઈશ્વર અનન્ત, શુદ્ધ, નિત્યમુક્ત, સર્વ શક્તિમાન સર્વજ્ઞ, પરમ કારણિક, ગુરુઓના પણ ગુરુ અને અનિર્વચનીય પ્રેમ સ્વરૂપ છે. આ બધી સગુણ ઈશ્વરની સંજ્ઞા છે પણ એ યાદ રાખવું જોઇએ કે ભક્તોના સગુણ ઈશ્વર નિર્ગુણ પરબ્રહ્મથી અલગ નથી. બ્રહ્મનું નિર્ગુણ સ્વરૂપ अशब्दमस्पर्शमरूपमव्यय तथाऽरसंनित्य मगन्धवच्चयत् तथा अनाद्यनन्तं महत पर (કઠોપનિષદ્) શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપ રહિત, અવ્યય તથા રસરહિત, નિત્ય ને ગંધરહિત, અનાદિ, અનન્ત અને મહત્‌થી પણ પર હોવાથી તે પ્રેમ અથવા ઉપાસનાને અનુકૂળ નથી, તેથી ભક્તો સગુણ બ્રહ્મની ઉપાસના કરે છે.

यतो वा इमानिभूतानि जायन्ते, येन जातानि जीवन्ति।
यत् प्रयन्त्यभिसंविशन्ति तद् विजिज्ञासस्व, तद् ब्रह्मेति ॥

"જેમાંથી બધાં ભુતો ઉત્પન્ન થાય છે, અને જન્મ પામ્યા પછી જેમાં અવસ્થાન કરે છે તથા પ્રલય કાળે જેમાં પ્રવેશ કરે છે, તેને જાણવા માટે ઇચ્છા કર, એ બ્રહ્મ છે."

सदेव सोम्ये दमग्र आसी देकमेवाद्वितीय।
तदैक्षत बहु स्या प्रजायेयेति, तत्तेजो सृजतेति ॥

"હે વત્સ! શરૂઆતમાં એક અદ્વિતીય બ્રહ્મ હતુ, તેણે એવો વિચાર કર્યો કે હુ વિવિધ સૃષ્ટિની ઉત્પત્તિ કરીશ પછી તેણે તેજ ઉત્પન્ન કર્યું."

બ્રહ્મની નિર્ગુણ અવસ્થાને શ્રુતિ 'નેતિ,' 'નેતિ' શબ્દોમાં વર્ણવે છે, કારણ ત્યાં જ્ઞાતા, જ્ઞેય, કે જ્ઞાન છે નહિ; 'હુ' 'તુ' નું ભાન પણ નથી. એ સ્થિતિ વાક્ય અને મનને અગોચર છે નિર્ગુણ બ્રહ્મના સાધકો આ અવસ્થાની ઉપલબ્ધિ કરી શકે છે, પણ જે સાધકો આ અવસ્થા પ્રાપ્ત કરી શકતા નથી, અથવા એવી અવસ્થા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા નથી, તેઓ આ એક અદ્વિતીય બ્રહ્મને પ્રકૃતિ, આત્મા અને એ બન્નેના અંતર્યામી ઇશ્વર,-એમ ત્રણ વિભાગમા વહેચીને પછી જ ઉપાસના કરે છે જ્યારે પ્રહ્લાદ પોતાની જાતને ભૂલી ગયા ત્યારે જગત તથા તેનું કારણ તેમને દેખાતુ બધ પડ્યું, નામરૂપથી અવિભક્ત માત્ર એક અનન્ત રૂપ જ તેમના જોવામાં આવ્યુ ફરી જ્યારે હુ પ્રહ્લાદ છુ-એવો બોધ તેમને થયો કે તરતજ તેમની સામે જગત્ તથા અશેષ કલ્યાણગુણના આધાર સ્વરૂપ જગદીશ્વર પ્રકટ થયા. વૃન્દાવનની ગોપીઓની પણ આવી જ અવસ્થા થઇ હતી જ્યાં સુધી તેઓ અહંજ્ઞાન શૂન્ય હતી, ત્યા સુધી તેઓ પોતાને કૃષ્ણરૂપે જોઇ રહી હતી, પણ જેવી તેઓ કૃષ્ણને ઉપાસ્ય રૂપે જોવા લાગી કે તત્ત જ ફરીથી તે સર્વને ગોપીભાવ પ્રાપ્ત થયો ત્યારે તેમની સમક્ષ —

तासामाविर भूच्छौरि स्मयमानमुखाम्बुज ।
पीताम्बरधर स्रग्वी साक्षान्मन्मथमन्मथ ॥

(ભાગવત દશમસ્કધ)

"મુખકમળમાં મૃદુ હાસ્ય યુક્ત, પીતામ્બરધારી, માળાથી વિભૂષિત, સાક્ષાત કામદેવને પણ વિચલિત કરનાર કૃષ્ણ આવિર્ભૂત થયા."

સત્વ, રજસ્ અને તમોગુણમયી પ્રકૃતિના બે વિભાગ કરવામાં આવે છે: માયા અને અવિદ્યા. સત્વગુણની નિર્મળતાને લઇને પહેલા વિભાગને માયા, અને રજોગુણ તથા તમોગુણની મલિનતાને લઇને બીજા વિભાગને અવિદ્યા કહેવામાં આવે છે. માયામાં પ્રતિબિમ્બિત ચૈતન્ય માયાને વશ કરીને સર્વજ્ઞ અને ઇશ્વર નામથી પ્રસિદ્ધ થાય છે, અને ઉક્ત અવિદ્યામાં પ્રતિબિમ્બિત ચૈતન્ય અવિદ્યાને આધીન હોવાથી જીવ શબ્દથી ઓળખાય છે. આ ઉપરથી માલૂમ પડશે કે બ્રહ્મચૈતન્ય જ ઇશ્વર અને જીવનું પ્રકૃત સ્વરૂપ છે. પરબ્રહ્મ જ માયાશક્તિ રૂપ ઉપાધિના સંયોગથી ઇશ્વરરૂપે પ્રકાશિત થાય છે; એટલે કે બ્રહ્મચૈતન્ય નિરુપાધિક અવસ્થામાં પરબ્રહ્મ નામથી, અને માયાશક્તિ રૂપ ઉપાધિયુક્ત થાય છે, ત્યારે ઇશ્વર નામથી ઓળખાય છે; જ્યારે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનન્દમય,—એમ પાંચ કોષ રૂપ ઉપાધિ દ્વારા યુક્ત થાય છે ત્યારે જીવ શબ્દથી સંબોધાય છે.

कोशोपाधि विवक्षायां याति ब्रह्मैव जीवताम् ॥

(પંચદશી)

નિરાકાર નિર્ગુણ તથા સાકાર સગુણ ઇશ્વરનાં રૂપ અને પરસ્પરના સંબંધના વિષયમાં ઘણા ઝગડા ચાલે છે. તેમની ઉપાસના કરવાની પદ્ધતિમાં પણ બહુ મતભેદ જોવામાં આવે છે. આ સર્વ વિષયોની મીમાંસા શ્રી રામકૃષ્ણ પરમહંસે નીચે પ્રમાણે કરી છે:—

એક વખત એક ભક્તે શ્રીરામકૃષ્ણને પૂછયું, કે ઈશ્વર સાકાર છે કે નિરાકાર ?

આ પ્રશ્નના જવાબમાં પરમહંસદેવે કહ્યું કે, "ઈશ્વરની 'ઇતિ' થઇ શકતી નથી તેઓ નિરાકાર પણ છે અને સાકાર પણ છે ભક્તને માટે તેઓ સાકાર બને છે, પણ જે જ્ઞાની છે, એટલે કે જે જગતને સ્વપ્નવત્ માને છે, તેમની પાસે ઇશ્વર નિરાકાર છે ભક્ત એમ જાણે છે, કે પોતે એક વસ્તુ છે અને જગત્ એક બીજી વસ્તુ છે આ કારણથી ઈશ્વર તેને વ્યક્તિ (Personal God) રૂપે દર્શન આપે છે જ્ઞાની-વેદાન્ત વાદી કેવળ 'નેતિ' 'નેતિ' વિચાર કરે છે, અને અનુભવે છે કે પોતાનું 'હું" પણ મિથ્યા છે, જગત્ પણ મિથ્યા છે- સ્વપ્નવત્ છે. જ્ઞાની બ્રહ્મનો "બોધે બોધ" (निजबोधरूपम्) કરે છે, પરંતુ બ્રહ્મ શું છે તે મુખે વર્ણવી શકતો નથી. કેવી રીતે એ ખબર છે? જાણે કે એક સચ્ચિદાનંદ સમુદ્ર છે, જેને કુલકિનારો નથી, તેની વચ્ચે વચ્ચે ભક્તિરૂપી હિમના પ્રભાવથી બરફ જામી ગયો છે, એટલે કે બ્રહ્મે ભક્તને માટે સાકાર ભાવ ધારણ કર્યો છે જ્ઞાનસૂર્યનો ઉદય થવાથી એ બરફ ગળી જશે પછી ઇશ્વરનો વ્યક્તિ (Personal God) રૂપે બોધ થશે નહિ તેમ તેને કોઇ રૂપ પણ જોવામાં આ- વશે નહિ એ અરૂપની વાત કોણ કહી શકે? બોલનારોજ રહેતો નથી, બોલનારનું 'હું પણ' જ શોધ્યું જડતું નથી. કેવી રીતે એ કહું? એક મીઠાનું પુતળું સમુદ્ર માપવા ગયું, પણ જેવું તે સમુદ્રમાં ઉતર્યું કે ગળીને તેમાં મળી ગયું પછી ખબર આપવા કોણ આવે? એટલું ખરૂં કે

ભક્તને માટે બ્રહ્મ સગુણ છે, વ્યક્તિ રૂપે આકાર ધારણ કરી દર્શન આપે છે; પ્રાર્થના સાંભળનાર પણ તેજ છે. તમે પ્રાર્થના કરો છો તે તેનીજ કરો છો. એવા રૂપમાં કોઇ ન માને તો કંઇ વાંધો નથી. ઇશ્વિર એક વ્યકિત વિશેષ છે એમ માને તોપણ ચાલશે, જે વ્યકિત પ્રાર્થના સાંભળે છે, તથા સૃષ્ટિ, સ્થિતિ, પ્રલયાદિ કરે છે અને અનન્ત શકિતશાલી છે." એ ભકતે ફરી પૂછયું કે, "મહારાજ ! ઇશ્વિરના રૂપ સંબંધી આટલો બધો મતભેદ થવાનું કારણ શું ? કોઇ કહે છે સાકાર અને કોઇ કહે છે નિરાકાર; તે ઉપરાંત સાકારવાદીઓ વિવિધ રૂપ ( વિષ્ણુ શિવાદિ ) ની વાતો કરે છે. આટલા બધા ઝગડા કેમ ?"

શ્રીરામકૃષ્ણ:—"જે ભકત જે રૂપ દેખે છે તે ઇશ્વિરને એ એક જ રૂપવાળો ધારે છે વાસ્તવિક રીતે ઝગડાનું કંઇ કારણ જ નથી. કોઇપણ પ્રકારે એકવાર તેનો લાભ થાય, તો તે તમને બધું સમજાવી દેશે. તમે તો એ મહોલ્લામાં જ ગયા નથી તો પછી તમને ખબર કયાંથી પડે ? એક દૃષ્ટાંત સાંભળો એક માણસ ફરવા ગયો હતો, ત્યાં તેણે એક વૃક્ષ ઉપર એક પ્રાણી જોયું. પાછા આવ્યા પછી તેણે બીજાને કહ્યું, કે મેં ફલાણા ઝાડ પર લાલ રંગનો એક બહુ જ સુંદર જીવ જોયો. બીજા માણસે જવાબ આપ્યો કે મેં પણ એ ઝાડ પર તે પ્રાણી જોયું છે, પણ એનો રગ લાલ કયાં છે ? એતો લીલા રંગનું છે ? ત્રીજાએ આ વાત સાંભળી કહ્યું, કે તમે બધા ભૂલો છો, એનો રંગ તો પીળો છે. આ પ્રમાણે જૂદા જૂદા માણસો જૂદા જૂદા રંગની વાતો કરવા લાગ્યા

અને અંદર અંદર વાદવિવાદ થવા લાગ્યો. પછી એ બધા તે ઝાડ પાસે ગયા. ત્યાં તેમણે એક માણસને બેઠેલો જોયો. તેને આ વાત પૂછતાં તેણે જવાબ આપ્યો કે, "હું આ ઝાડ નીચે જ રહુ છું, અને તે પ્રાણીને સારી રીતે ઓળખું છું. તમારૂં બધાનું કહેલું ખરૂ છે. કેટલીક વખત લાલ, કેટલીક વખત લીલો, કેટલીક વખત પીળો–એમ એ જૂદા જૂદા રંગ ધારણ કરે છે, કારણ એ બહુરૂપી છે. કેટલીક વાર તો એને કોઇ રંગ જ હોતો નથી!" કહેવાનો ભાવાર્થ એ છે, કે જે વ્યકિત સતત ઈશ્વરચિંતન કર્યા કરે છે, તેને જ ખબર પડે છે, કે ઇશ્વિર વિવિધ રૂપે અને વિવિધ ભાવે દર્શન આપે છે, તે નિર્ગુણ તેમજ સગુણ પણ છે. બીજા માણસો તો કેવળ ઝગડામાં પડી કલેશ અનુભવે છે."

"પણ વેદાન્તવિચાર સામે આવું રૂપ ટકી શકતુ નથી. વેદાન્તનો શેષ સિદ્ધાન્ત આ છે, કે બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે. જ્યાં સુધી હું ભકત છું એવું અભિમાન રહે છે, ત્યાં સુધી ઈશ્વરનુ રૂપદર્શન થાય છે, અને તેનો વ્યકિતરૂપે બોધ સંભવે છે. વિચાર રૂપી આંખ વડે જોવાથી માલૂમ પડે છે, કે ભકતનો અહંભાવ તેને સ્વરૂપથી જરા દૂર રાખે છે. સૂર્ય દૂરથી નાનો જોવામા આવે છે, પણ નજીક જવાથી એટલો મોટો દેખાશે કે તેની મોટાઇનો આપણને ખ્યાલ પણ નહિ આવી શકે, આકાશ દૂરથી નીલવર્ણું દેખાય છે, પણ નજીક જવાથી તેનું કોઇ રૂપ જ જોવામા આવશે નહિ તેવી જ રીતે બ્રહ્મનુ સ્વરૂપ કેવું છે એ કોઇ કહી શકતું નથી. પણ આટલું યાદ રાખવું, કે જ્યાં સુધી તમે સત્ય છો (એટલે

કે તમે પોતાને સત્ય માનો છો) ત્યાં સુધી જગત્ પણ સત્ય છે, ઈશ્વરનાં વિવિધ રૂપો પણ સત્ય છે, અને ઈશ્વરનો વ્યક્તિ રૂપે બોધ પણ સત્ય છે.”

જ્ઞાની બ્રહ્મને જાણવા માગે છે, અને ભકત ષડૈશ્વર્ય પૂર્ણ સર્વ શકિતમાન ભગવાનને ચાહે છે. પણ વસ્તુત: બ્રહ્મ અને શકિત (ઇશ્વર) અભિન્ન છે; જે સચ્ચિદાનંદ છે, તેજ સચ્ચિદાનંદમયી છે. એક સચ્ચિદાનંદ ઉપાધિ ભેદથી વિવિધ રૂપવાળા થાય છે; જ્યાં કાર્ય (સૃષ્ટિ, સ્થિતિ, પ્રલયાદિ) છે ત્યાં શકિત પણ છે; જળ સ્થિર હોય ત્યારે પણ જળ અને તેમાં તરંગ આવે ત્યારે પણ જળ; બ્રહ્મ અને ઇશ્વરનો પણ આવો જ સબંધ છે

चित्सन्निधौ प्रवृत्ताया प्रकृते र्हि नियामकम् ।
ईश्वर ब्रुवते योगा स जीवेभ्य पर श्रुत. ॥

(પચદશી, ચિત્રદીપ ૧૦૨)

યોગાચાર્યોના મત પ્રમાણે:-ચૈતન્યની સન્નિધિમાં ચેતનની માફક પ્રવૃત્ત થતી પ્રકૃતિના નિયામક ઈશ્વર છે તે બધા જીવોથી શ્રેષ્ઠ છે. તેમને પ્રધાનપતિ, ક્ષેત્ર પતિ, અને ગુણેશ્વર ઇત્યાદિ શબ્દો દ્વારા પણ સબોધવામાં આવે છે. બૃહદારણ્યક શ્રુતિમાં તેનું જ અન્તર્યામી રૂપે વર્ણન કર્યું છે. ભગવાન પતંજલિ યોગશાસ્ત્રમાં ઈશ્વરના સ્વરૂપનો નિર્દેશ કરતા કહે છે કે:-

क्लेशकर्मविपाकाशयै रपरामृष्ट. पुरुषविशेष ईश्वर ॥

અવિદ્યા ક્લેશ, ધર્માધર્મ કર્મ, તેનું ફળ અને તદનુરૂપ વાસના: આ બધાથી જે અસ્પૃષ્ટ રહે છે તે પુરુષ વિશેષ

ઇશ્વર છે; જેમાં સર્વ પ્રકારનું ઐશ્વર્ય પરાકાષ્ઠાએ પહોંચે છે, અને જેના સમાન બીજો કોઇ નથી તે ઇશ્વર છે, તેજ પુરુષ વિશેષ છે

तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥

તેમાં સર્વજ્ઞત્વ બીજ સૌથી અધિક પ્રમાણમાં વર્તમાન છે મહર્ષિ પરાશર ભગવાનનું સ્વરૂપ વર્ણવતાં તેનાં છ ઐશ્વર્યો નીચે પ્રમાણે ગણાવે છેઃ—

ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः ।
भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥

જ્ઞાન, શક્તિ, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ જેનામાં પરિપૂર્ણ રૂપે છે, અને જેનામાં કોઇ પ્રકારનો હેય-ત્યાગ કરવા લાયક ગુણ નથી તે ઇશ્વર છે.

ઇશ્વિર અસંગ, આનન્દ, અને ચેતન સ્વરૂપ છે, છતાં પણ તેમનામાં નિયન્તૃત્વ શક્તિ છે. જો આ વાતનો અંગીકાર ન કરીએ તો બંધ, મોક્ષ આદિ સર્વ પ્રકારની વ્યવસ્થાનો ગોટાળો થઇ જાય.

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥

(કઠોપનિષદ્)

"તેમના ભયથી અગ્નિ, સૂર્ય, ઇન્દ્ર, વાયુ અને મૃત્યુ આદિ દેવો પોતપોતાનું કામ યથાનિયમ કરે છે." આ શ્રુતિ દ્વારા પણ ઇશ્વિરનું નિયન્તૃત્વ પ્રતિપાદિત થાય છે.

एको हि रुद्रो न द्वितीयाय तस्थुर्य इमाँल्लोकानीशत ईशनीभिः ।
प्रत्यङ्जनांस्तिष्ठति संचुकोचान्तकाले संसृज्य विश्वा भुवनानि गोपाः ॥

(શ્વેતાશ્વતર)

એક જ ઇશ્વર છે, તેનાથી ભિન્ન દ્વિતીય માટે પ્રમાણો ને યુક્તિઓ સ્થિત નથી. જે ઇશ્વર આ લોકોને પોતાની નિયામક શક્તિઓ વડે નિયમમાં રાખે છે, તથા જે જનોની અંદર સ્થિત છે, જે પ્રલયકાળે સંહાર કરે છે અને સર્ગકાળે સર્વ ભુવનોને રચીને સ્થિતિકાળે પાલન કરનાર થાય છે.

सर्वतः पाणिपादं तत्सर्वतो क्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रिय विवर्जितम् ।
सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं बृहत् ॥

તે સર્વભણી હાથો તથા પગોવાળું, સર્વભણી નેત્રો, મસ્તકો તથા મુખવાળું, ને સર્વભણી શ્રોત્રવાળું છે, તે સર્વને ઢાંકીને રહે છે. તે સર્વ ઇન્દ્રિયોવાળું તથા ઇન્દ્રિય ધર્મોવાળું પ્રતીત થાય છે, છતાં સર્વ ઇન્દ્રિયોથી ને ગુણોથી રહિત છે; તે સર્વ જગતના સ્વામી, નિયંતા, સર્વની પરમ ગતિ ને સર્વનું કારણ છે.

मायां तु प्रकृतिं विद्या न्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥

(શ્વેતાશ્વતર)

પ્રકૃતિને માયા સમજવી અને ઇશ્વરને માયાવિશિષ્ટ પુરુષ તરીકે જાણવા, તેના અવયવમાંથી સંભૂત આ સર્વ વસ્તુઓ તેના દ્વારા વ્યાપ્ત છે.

ઉક્ત માયા ત્રણ પ્રકારે વર્ણવાય છે. જ્ઞાન દૃષ્ટિએ તુચ્છ, તર્કદૃષ્ટિએ અનિર્વચનીય અને લોકદૃષ્ટિએ વાસ્તવિક. આવી માયાથી વિશિષ્ટ પુરુષને જ સર્વજ્ઞ, સર્વેશ્વર, આદિ શબ્દો

દ્વારા ઓળખવામા આવે છે, અને તેને જ વેદમા ઇશ્વર કહેલ છે. એજ સર્વ વસ્તુની અદર સ્થિત થઇને સર્વને ચલાવે છે, તેથી જ શાસ્ત્રમા તેને અતર્યામી કહ્યા છે ભગવાન શ્રીકૃષ્ણ ગીતામા આ વિષયને નીચે આપેલા શ્લોકથી સ્પષ્ટ કરે છે —

ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

હે અર્જુન ! ઇશ્વર સદા સર્વભૂતોના હૃદય પ્રદેશમા રહેલા હોઇને સર્વને પોતાની યોગમાયા વડે યત્ર પર બેસાડેલા પૂતળાઓની પેઠે ચલાવે છે માટેજ—

तमेव शरण गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्ति स्थान प्राप्स्यसि शाश्वतम् ॥

તે પરમાત્માને જ શરણે સર્વ ભાવથી જા, તેની કૃપાથી જ તુ પરમ શાન્તિને તથા શાશ્વત ધામને પામીશ



## ૮ પ્રતીક તથા પ્રતિમાની ઉપાસના

પ્રતીક એટલે જે વસ્તુ થોડી ઘણી પણ બ્રહ્મને બદલે ઉપાસના કરવા યોગ્ય છે તે શ્રી રામાનુજાચાર્ય કહે છે કે – " બ્રહ્મ નથી એવી વસ્તુમા બ્રહ્મબુદ્ધિ કરી બ્રહ્મનુ અનુસધાન કરવુ તેનુ નામ પ્રતીક ઉપાસના. ( अब्रह्मणि ब्रह्मदृष्टयाऽनुसधानम् ) શ્રીશકરાચાર્ય કહે છે કે મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી આ ઉપાસના આધ્યાત્મિક છે, આકાશ બ્રહ્મ એ આધિદૈવિક છે

મન આધ્યાત્મિક પ્રતીક છે અને આકાશ બાહ્ય પ્રતીક છે. આ બન્નેની બ્રહ્મને બદલે ઉપાસના કરવાની વિધિ છે. પ્રતીક શબ્દનો અર્થ 'તરફ જવું', એવો થાય છે, તેમજ પ્રતીક ઉપાસના એટલે બ્રહ્મને બદલે એવી કોઇ વસ્તુની ઉપાસના કરવી કે જે એકાંશમાં અથવા અનેકાંશમાં બ્રહ્મ સ્વરૂપને ખૂબ મળતી હોય, પણ જે તદ્દન બ્રહ્મ રૂપ નથી. (આકાશાદિમાં આ લક્ષણો જોવામાં આવે છે, તેથી શ્રુતિમાં પ્રતીક રૂપે તેમની ઉપાસના કરવાનું વિધાન છે) પુરાણ અને તંત્રાદિમાં પણ જૂદા જૂદા પ્રતીકની ઉપાસનાવિધિ આપેલી છે. પિતૃ તથા દેવ ઉપાસના આવી પ્રતીક ઉપાસના છે એમ કહી શકાય. પણ એટલું કહેવું જોઇએ, કે કેવળ ઇશ્વરની ઉપાસના જ ભકિત નામથી સંબોધી શકાય; દેવ તથા પિતૃ અથવા બીજા પ્રકારની ઉપાસનાઓ માટે ભકિત શબ્દનો ઉપયોગ યોગ્ય નથી ઉપાસનાનો મોટો ભાગ કર્મકાંડની અંદર સમાયેલો છે. એ ઉપાસના સ્વર્ગભોગાદિક ફળ મેળવી આપે છે, પણ ભકિત કે મુક્તિ તેનાથી મળી શકતી નથી. પ્રતીકનો ઉપાસક ઘણી વખત પ્રતીકને ભ્રમવશાત્ બ્રહ્મની જગ્યાએ બેસાડીને તેની બ્રહ્મ રૂપે ઉપાસના કરે છે. બ્રહ્મ આત્મસ્વરૂપ હોવાથી પ્રતીકનો પણ તે આત્મ સ્વરૂપે વિચાર કરે છે. પણ આમ કરવાથી ઉપાસક લક્ષ્યભ્રષ્ટ થાય છે, કારણ કોઇ પણ પ્રતીક કદિ પણ ઉપાસકના આત્મસ્વરૂપ થઇ શકતો નથી. પરંતુ જ્યાં કેવળ બ્રહ્મ જ ઉપાસ્ય છે અને પ્રતીક તેના પ્રતિનિધિ સ્વરૂપ છે અથવા તેનું ઉદ્દીપક કારણ માત્ર છે, એટલે કે જ્યાં પ્રતીકની સહાયતાથી સર્વવ્યાપી બ્રહ્મની ઉપા-

સના કરવામાં આવે છે, ત્યાં જ આવી ઉપાસના ફ્લપ્રદ નિવડે છે. શરૂઆતમાં આવી ઉપાસના ખાસ આવશ્યક છે. જ્યારે કોઇ દેવતાની એ દેવ તરીકે જ ઉપાસના કરવામાં આવે છે, ત્યારે તે ઉપાસનાનું ફળ ઘણું જ અલ્પ આવે છે, કારણ તેવી ઉપાસના કર્મકાંડનું એક અંગમાત્ર છે. આ જાતની ઉપાસના એક પ્રકારની વિદ્યા-વિજ્ઞાન-માત્ર હોવાથી ઉપાસકને તેનું જ ફળ માત્ર મળે છે, પણ જ્યારે કોઇ દેવતાની બ્રહ્મદૃષ્ટિએ ઉપાસના કરવામાં આવે છે ત્યારે તેમાંથી ઇશ્વર ઉપાસના જેવું ફળ આવે છે. આમ છે તેથી જ શ્રુતિ તથા સ્મૃતિ પુરાણાદિમાં દેવ તથા મહાપુરુષોની બ્રહ્મ રૂપે ઉપાસના કરવાની વિધિ જોવામાં આવે છે. અદ્વૈતવાદીઓ કહે છે કે નામરૂપ કાઢી નાખવાથી બધી વસ્તુઓ બ્રહ્મ જ છે; અને વિશિષ્ટાદ્વૈતવાદીઓ કહે છે, કે એ પ્રભુ જ સર્વના અંતરાત્મા સ્વરૂપ છે. ભગવાન શંકરાચાર્ય બ્રહ્મસૂત્રના ભાષ્યમાં લખે છે કેઃ-"આદિત્યાદિની ઉપાસનાનું ફળ બ્રહ્મ જ આપે છે, કારણ એ સર્વના અધ્યક્ષ છે. જેવી રીતે પ્રતિમા આદિમાં વિષ્ણુ વગેરે દેવોની દૃષ્ટિનો આરોપ કરવો પડે છે, તેવી જ રીતે પ્રતીકમાં પણ બ્રહ્મદૃષ્ટિ આરોપવી પડે છે. તેથી આવી ઉપાસનામાં યથાર્થ રીતે બ્રહ્મની ઉપાસના જ થાય છે એમ સમજવું જોઇએ."

પ્રતીક સંબંધી જે કહ્યું છે, તે પ્રતિમાના સંબંધમાં પણ સમજી લેવું. એટલે કે જો કોઇ દેવતાની અથવા મહાપુરુષની પ્રતિમા હોય તો કેવળ તે સ્વરૂપે જ ઉપાસના કરવાથી ભકિત કે મુકિતનો લાભ થશે નહિ; તેની ઈશ્વર વા બ્રહ્મભાવે

ઉપાસના કરવાથી ભક્તિ મુક્તિ બન્નેનો લાભ થશે જગતના મુખ્ય ધર્મોમા વેદાન્ત, બૌદ્ધધર્મ અને ખ્રીસ્તી ધર્મોના કોઇ કોઇ સમ્પ્રદાયોમા મૂર્તિપૂજાનો વાંધો નથી એ લોકો મૂર્તિપૂજાનો આવી રીતે ઉપયોગ કરે છે કેવળ મુસલમાન તથા પ્રોટેસ્ટન્ટ ધર્મોમા તેની આવશ્યકતા સ્વીકારવામા આવી નથી, પણ મુસલમાનો તેમના ફકીરો તથા શહીદોની કબરોનો એક રીતે પ્રતિમા રૂપે ઉપયોગ કરે છે પ્રોટેસ્ટન્ટ લોકોએ ધર્મની બાહ્ય સહાય ઉડાવી દીધી છે, તેથી તેઓ ધીરે ધીરે આધ્યાત્મિક ભાવથી દૂર ખસી પડતા જાય છે



# ચોથું પ્રકરણ



## ૧ સમાધિ.

સાધારણ જનસમાજ સમાધિ અથવા આધ્યાત્મિક રાજ્યનાં અપૂર્વ દર્શન તથા ઉપલબ્ધિ સંબંધમાં તદ્દન અજ્ઞાન હોય છે. તેઓ તે સંબંધી ભય તથા વિસ્મયથી ઉત્પન્ન થયેલ વિચિત્ર ધારણાઓ બાંધે છે; અને તેથી ઉલટું હાલનો શિક્ષિત વર્ગ ધર્મજ્ઞાન વિનાના વિદેશીય શિક્ષણના પ્રભાવથી આવાં અલૌકિક દર્શન થવાં અસંભવિત છે, અથવા તો તે બધાં બગડી ગયેલ મગજના વિકારો છે એમ ધારે છે. આધ્યાત્મિક રાજ્યમાં ભાવ સમાધિથી ઉત્પન્ન થયેલ શારીરિક ફેરફારો તેમની નજરે મૂર્છા અથવા બીજા એવા શારીરિક રોગો તરીકે પ્રતિભાત થાય છે. આવી ભૂલ ભરેલી ધારણા દૂર થાય એટલા માટે અહિં સમાધિ સંબંધી થોડી ચર્ચા કરવી ઉચિત ધારી છે.

સાધારણ માણસો જે વાતો અનુભવી શકતા નથી તેને "વિકાર" તરીકે ઓળખે છે; પણ ધર્મ જગતના સૂક્ષ્મ અનુભવો સાધારણ માણસની અનુભૂતિના વિષયો કદાપિ થઇ શકતા નથી, કેમકે તે માટે શિક્ષા, દીક્ષા, અને નિરંતર અભ્યાસાદિ સાધનોની જરૂર છે. આ અસાધારણ અનુભવો

સાધકોનાં મનનો મળ દૂર કરી તેમને પવિત્ર બનાવે છે અને તેમને ઉચ્ચ કોટિના વિવિધ ભાવોથી પૂર્ણ કરી ચિરશાંતિના અધિકારી બનાવે છે. વિકારો માનવ માત્રને દુર્બળ બનાવે છે, અને તેની બુદ્ધિ, શુદ્ધિ, ઓછી કરે છે, એ આપણે બધા પ્રત્યક્ષ જોઈએ છીએ. ધર્મ જગતના અનુભવોનું ફળ તો આથી તદ્દન જૂદું જ આવે છે, તેથી તેનાં કારણો પણ તદ્દન જૂદાં જ હોવાં જોઇએ; માટે તેને રોગ કે મગજના વિકાર કહી શકાય નહિ.

બધા ધર્મોનો ઇતિહાસ તપાસવાથી માલૂમ પડશે, કે સર્વ પ્રકારના આધ્યાત્મિક અનુભવો સમાધિ દ્વારા જ થયેલ છે. સમાધિ પણ જૂદી જૂદી જાતની છે. સમાધિના ભેદ પ્રમાણે ધાર્મિક અનુભૂતિમાં પણ ઉચ્ચ નીચનો ભેદ જોવામાં આવે છે. જ્યાં સુધી માનવ મનની સર્વ વૃત્તિઓનો રોધ થઇને નિર્વિકલ્પ અવસ્થામાં પહોંચી અદ્વૈતભાવમાં સ્થિતિ થતી નથી, ત્યાં સુધી આધ્યાત્મિક જગતની ચિરશાંતિના અધિકારી થવાતું નથી. પરમહંસદેવ કહેતા, કે "જો પગમાં કાંટો વાગ્યો હોય તો બીજા કાંટાની મદદથી તે કાંટો કાઢી બન્નેને દૂર ફેંકી દેવા જોઈએ." ભગવાનને ભૂલી જવાથી આ જગત્ રૂપી વિકાર ઉપસ્થિત થયેલ છે. પૂર્વોક્ત આધ્યાત્મિક દર્શનાદિ અનુભવો દ્વારા આ વિકારો દૂર હઠે છે, અને માનવ ધીરે ધીરે અદ્વૈત અનુભૂતિને રસ્તે આગળ વધે છે. જ્યારે તે 'रसो वै स.' એ ઋષિવાકયની ઉપલબ્ધિ કરે છે ત્યારે તે ધન્ય થાય છે. આ જ સનાતન પ્રણાલિકા છે. ધર્મ-જગતના બધા મત મતાંતરો, અનુભવો, અને દર્શનાદિ મનુષ્યને તેજ લક્ષ્ય તરફ

લઇ જાય છે. સ્વામી વિવેકાનન્દ કહેતા, કે એ દર્શનાદિ અનુભવો સાધક તે લક્ષ્ય તરફ કેટલો આગળ વધ્યો છે તેની નિશાની રૂપ છે. (Milestones on the way to progress..) માટે સાધકે કદિ પણ એમ ન ધારવું કે ભાવ વિશેષની થોડી પ્રબળતામાં અથવા ધ્યાનની મદદથી બે ચાર દેવ મૂર્તિનાં દર્શન થવામાં ધર્મની 'ઇતિ' થઇ જાય છે. આવી ધારણામાંથી ઘણા ભ્રમ જન્મે છે, સાધક પોતાના લક્ષ્યથી ભ્રષ્ટ થઇ એક-દેશી ભાવાપન્ન થાય છે અને પરસ્પર દ્વેષ હિંસાદિ બતાવે છે. આ દોષ ભક્તિપથમાં વિષમ કંટક રૂપ છે, અને માનવની હીનબુદ્ધિ જ તેની ઉત્પત્તિનું મૂળ છે. હીનબુદ્ધિ સાધક એમ માને છે, કે પોતાને થયેલ દર્શન તથા અનુભવ પ્રમાણે બીજાને અનુભવ ન થાય તો તે ખરો ધાર્મિક નથી. તેમની દૃષ્ટિએ ધર્મ અને લક્ષ્યવિહીન અદ્ભુત દર્શન પિપાસા–Miracle-mongering એ બન્ને એક જ છે એમ દેખાય છે આવી પિપાસાથી યથાર્થ ધર્મલાભ થતો નથી, બલ્કે તેને લઇને તો ઉલટી નિર્બળતા આવે છે જેથી એકનિષ્ઠ બુદ્ધિ, અને ચારિત્ર્યબળ ઉત્પન્ન થતું નથી, જેની પવિત્ર દૃઢ ભૂમિમાં પ્રતિષ્ઠ થઇને માનવ સત્યની ખાતર સમગ્ર જગતને તુચ્છ ગણવા સમર્થ થતો નથી, જેથી માનવ કામવાસનાહીન થતો નથી, પણ ઉલટો વિષયમાં વધારે ને વધારે ફસાતો જાય છે,– એ બધું ધર્મરાજ્યની હદની બહાર છે એમ નક્કી સમજવું જો દર્શનાદિ ધાર્મિક અનુભવો ઉપર જણાવેલ ફળ ઉત્પન્ન ન કરે અને તેમ છતાં પણ એવાં દર્શનાદિ કાયમ રહે તો નક્કી માનવું કે હજી ધર્મરાજ્યની હદમાં પગ મૂકાણો નથી,

અને એ બધા અનુભવો દુર્બળ મગજનું પરિણામ છે, તથા તેની જરા પણ કિમ્મત નથી. આવા અનુભવો ન થાય છતાં પણ જો આધ્યાત્મિક બળમાં વધારો થતો રહે તો એમ સમજવું કે આપણે સાચા રસ્તા પર છીએ. અને થોડા વખત પછી દર્શનાદિ લાભ થશે.

એક વખત શ્રી રામકૃષ્ણના એક શિષ્ય બીજા શિષ્યોની ભાવસમાધિ આદિ જોઇને મનમાં ખિન્ન થઇ તેમની પાસે જઇ કહેવા લાગ્યા, કે "બધાને આવાં ઉચ્ચકોટિનાં દર્શનાદિ થાય છે અને મને કેમ નહિ ?"

શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો, કે "તું તો બુદ્ધિહીન લાગે છે. શું તું એમ ધારે છે કે તેમાં બધું આવી ગયું ? ખરો ત્યાગ અને સાચો વિશ્વાસ એ બેની કિમ્મત આવી દશા કરતાં ઘણી વધારે છે નરેન્દ્રની (સ્વામી વિવેકાનન્દની) આવી અવસ્થા થતી નથી પણ જો, તેનાં ત્યાગ, વિશ્વાસ, મનોબળ અને નિષ્ઠા કેવા ઉંચા પ્રકારનાં છે."

---

## નિર્વિકલ્પ સમાધિ

મનુષ્ય જીવનનું પરમ લક્ષ્ય આત્માનો સાક્ષાત્કાર છે; પણ સર્વ કોઇ આત્માની ઉપલબ્ધિ કરી શકતાં નથી, તેનું કારણ એ છે કે આત્મા પ્રકૃતિ, મન, તથા શરીરની સાથે જડાઈ ગયેલ છે. અત્યંત અજ્ઞાની લોકો શરીરને જ આત્મા રૂપે સમજે છે, એમનાથી જરા ઉંચી અવસ્થાવાળા મનુષ્યો પોતાના મનને આત્મા તરીકે ઓળખે છે. આ પ્રમાણે મનુષ્ય

પ્રાણ, બુદ્ધિ, વગેરે સૂક્ષ્મતર વિષયોને એક પછી એક આત્મા તરીકે ઓળખતો જાય છે, અને છેવટે તેને ખરા તત્વની સમજણ પડે છે

પ્રશ્ન:-આત્મા આ બધી ઉપાધિની સાથે જડાઇ જાય છે તેનુ કારણ શું?

ઉત્તર:-ચિત્તમાં નાના પ્રકારના ભાવતરંગ ઉપસ્થિત થઇને આત્માને આવૃત્ત કરે છે. આપણે બધા આ તરંગોને લઇને આત્માના થોડા પ્રતિબિમ્બને જ જોઈ શકીએ છીએ ચિત્ત સરોવરમાં જ્યાં સુધી એક પણ (ક્રોધાદિ) તરંગ રહેશે, ત્યાં સુધી આત્માનુ પ્રકૃત સ્વરૂપ પ્રકાશિત થશે નહિ. માટે જ ભગવાન પતંજલિએ આ પ્રવાહ સ્વરૂપ વૃત્તિઓને દમન કરવાનો ઉપાય બતાવ્યો છે. (જુઓ योगश्चित्तवृत्ति निरोध ઇત્યાદિ-પાતંજલ યોગસૂત્ર).

વધારામા તેઓ કહે છે કે-જે રીતે અગ્નિનો મોટો ભડકો નાની નાની જ્વાળાને ગળી જાય છે તેવી રીતે એક ભાવપ્રવાહને એવો પ્રબળ કરવો પડશે, કે જેથી તેમાં બીજા બધા પ્રવાહો લુપ્ત થઇ જાય. જ્યારે એક જ પ્રવાહ રહી જશે ત્યારે તેનુ નિવારણ કરવું બહુ સહેલું થઇ પડશે, અને જ્યારે તેનો પણ નિરોધ થશે ત્યારે નિર્બીજ (નિર્વિકલ્પ) સમાધિ લાભ થશે, પછી બીજુ કંઇ રહેશે નહિ માત્ર આત્મા પોતાના મહિમાન્વિત સ્વરૂપમાં અવસ્થિત રહેશે, અને ત્યારે જ સમજાઇ જશે, કે આત્મા મિશ્ર પદાર્થ નથી પણ એકમાત્ર નિત્ય, અમિશ્ર પદાર્થ છે, તેથી તેનો જન્મ પણ નથી તેમ મૃત્યુ

પણ નથી; તે અમર, અવિનશ્વર, નિત્ય ચૈતન્યઘન સત્તા સ્વરૂપ છે.

પ્રશ્ન:–ત્યારે નિર્વિકલ્પ સમાધિ એટલે શું ?

ઉત્તર:–મનને સંપૂર્ણ સંકલ્પવિકલ્પ રહિત અવસ્થામાં લઈ જવું તે.

પ્રશ્ન:–સંકલ્પવિકલ્પ એટલે શું ?

ઉત્તર:–બાહ્ય જગતનાં રૂપરસાદિ વિષયોનું જ્ઞાન અથવા તેનો અનુભવ, સુખ દુઃખાદિ ભાવ, કલ્પના, વિચાર, અનુમાન ઇત્યાદિ માનસિક ચેષ્ટાઓ અને ઇચ્છા,–એટલે કે આમ કરું, તે સમજું, તે ભોગવું, તે ત્યાગું: મનની આવી વૃત્તિઓને સંકલ્પવિકલ્પ કહે છે.

પ્રશ્ન:–વૃત્તિનો ઉદય શેમાંથી થાય છે ?

ઉત્તર:–'હું' 'હું' પણાના જ્ઞાનમાંથી; કારણ કે જ્યારે એ હું પણાનું જ્ઞાન નષ્ટ થાય છે ત્યારે એ વૃત્તિઓ પણ શાંત થઈ જાય છે.

પ્રશ્ન:–મૂર્છા અથવા સુષુપ્તિમાં પણ હું પણાનો બોધ રહેતો નથી, ત્યારે નિર્વિકલ્પ સમાધિ શું તે રૂપ છે ?

ઉત્તર:–ના, મૂર્છા અને સુષુપ્તિમાં હું પણાનો બોધ અભ્યંતરમાં રહે છે. તે વખતે મસ્તક રૂપ યંત્રની સહાયથી મન 'હું' 'હું' કરે છે, માત્ર થોડા વખત માટે તે યંત્ર કામ કરતું નથી, તેથી હું પણાનો અનુભવ થતો નથી; પણ અંદર તો વૃત્તિસમૂહ ભરેલો જ હોય છે, જેવી રીતે કણ્બીઓ દાણા ખાઈ ગળામાં ભરી રાખે છે, ગળામાંથી અનાજ પણ કાઢે છે, છતાં ત્યાં દાણા તો ભરેલા જ હોય છે, અને ગળા પર હાથ મૂકવાથી તે માલૂમ પડે છે

પ્રશ્ન-મૂર્ચ્છા અને સુષુપ્તિમાં હું પણાનો બોધ રહે છે એ કેવી રીતે સમજાય ?

ઉત્તર:-તેનું ફળ જોઈને, દાખલા તરીકે તે વખતે પણ હૃદયનું સ્પન્દન, નાડીઓની ગતિ અને રક્તનું સંચાલન આદિ બંધ થતાં નથી તે શારીરિક ક્રિયાઓ હું પણાના બોધના આશ્રયને લઈને જ થાય છે મૂર્ચ્છા અને સુષુપ્તિનાં બાહ્ય લક્ષણો અનેકાંશમાં સમાધિને મળતાં આવે છે એ સાચું છે, પણ માણસ તે અવસ્થામાંથી જ્યારે જાગૃત અવસ્થામાં આવે છે, ત્યારે તેના મનમાં જ્ઞાન અને આનન્દની માત્રા પૂર્વવત્ હોય છે, તે વધતી કે ઘટતી નથી કામી માણસની કામવૃત્તિ, ક્રોધીનો ક્રોધ, લોભીનો લોભ,-એ બધું આગળની માફક જ હોય છે પણ નિર્વિકલ્પ સમાધિનો લાભ થયા પછી તે વૃત્તિઓ તે રૂપમાં રહેતી નથી; અપૂર્વ જ્ઞાન અને અસીમ આનન્દનો લાભ થાય છે, અને જગત્-કારણ પરમાત્માના સાક્ષાત્ દર્શન થયેલ હોવાથી મનમા 'પરકાલ છે કે નહિ ?' 'ભગવાન છે કે નહિ ?'-એવા સંશય ઉત્પન્ન થતા નથી

## વેદાન્ત મત પ્રમાણે નિર્વિકલ્પ સમાધિ

જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ઇત્યાદિ વિકલ્પોનો સંપૂર્ણ લય થયા પછી, ચિત્તની અદ્વૈત બ્રહ્મમાં તદાકારકારિત વૃત્તિને નિર્વિકલ્પ સમાધિ કહે છે ત્યારે જળની અંદર મીઠાની માફક ચિત્ત એક અદ્વિતીય વસ્તુમાં વિલીન થઇ જાય છે, અને માત્ર બ્રહ્મ જ પ્રકાશિત રહે છે, તે અવસ્થામાં, "એક બીજાને દેખતો નથી એક બીજાને સાંભળતો નથી, માત્ર એક

સચ્ચિદાનંદઘન પરમાત્મા સ્વાનન્દમાં વિરાજે છે." ત્યારે પુરુષનું શુદ્ધ ચિત્ત નિર્વાત દીપ માફક અચળ થઈને અવસ્થાન કરે છે અને પુરુષ સ્વરૂપાનન્દનો આસ્વાદ લે છે.*

સાધારણ મનુષ્યોનું માનવું છે, કે નિર્બીજ સમાધિ લાભ થયા પછી યોગી ફરી જાગૃત અવસ્થામાં આવતો નથી. એમ લાગે છે કે નિર્બીજ શબ્દ આવા ભ્રમનું કારણ છે.

---

*સવિકલ્પ સમાધિ દ્વારા ઉત્પન્ન થયેલ પ્રજ્ઞા અને તે પ્રજ્ઞાદ્વારા ઉત્પન્ન થયેલ સંસ્કાર, જાગૃત કાલીન પ્રજ્ઞાથી ઉત્પન્ન થયેલ સંસ્કારનો નિરોધ કરે છે; એટલે કે આ સંસ્કારના બોધનો નિરોધ થવાથી સમાધિ થાય છે. આ સમાધિથી એક નવી જ પ્રજ્ઞાનો જન્મ થાય છે, અને એ નવી પ્રજ્ઞા નવી સંસ્કારસૃષ્ટિ રચે છે. સમાધિ દ્વારા ઉત્પન્ન થયેલ સંસ્કાર ચિત્તના શબ્દાદિ વિષય-ભોગના હેતુ થતા નથી, પણ ઉલટા તેમાં વિઘ્ન નાખે છે. ચિત્તમાં જ્યાં સુધી વિવેક બુદ્ધિની ખામી રહે છે, ત્યાં સુધી વિષયભોગ માટે ચેષ્ટા રહે છે, પણ સમાધિજનત પ્રજ્ઞા ઉત્પન્ન થયા પછી અવિદ્યાદિ ક્લેશની નિવૃત્તિ થાય છે, તેથી ફરી ભોગને માટે લાલસા રહેતી નથી. પૂર્વકથિત સમાધિજનત સંસ્કારનો પણ નિરોધ થાય, ત્યારે સર્વવૃત્તિ-નિરોધરૂપ નિર્બીજ (નિર્વિકલ્પ) સમાધિ થાય છે. આ નિરોધથી ઉત્પન્ન થયેલ સંસ્કાર સવિકલ્પ સમાધિ દ્વારા ઉત્પન્ન થયેલ સંસ્કારને અટકાવે છે. પરમ વૈરાગ્ય દ્વારા પ્રજ્ઞાકૃત સંસ્કાર-પ્રવાહ પણ નિરુદ્ધ થવાથી ચિત્તની સંસ્કાર ઉત્પન્ન કરવાની શક્તિ નાશ પામે છે, અને તેથી તેને નિર્બીજ સમાધિ કહે છે. જાગૃત, તેમજ નિરોધથી ઉત્પન્ન થયેલ-એમ બે પ્રકારના સંસ્કાર સાથે લઇને, ચિત્ત પોતાની પ્રકૃતિમાં વિલીન થયા પછી શુદ્ધ અને મુક્ત પુરુષ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત થાય છે.

(વ્યાસ ભાષ્ય અને મિશ્રની ટીકાને આધારે.)

નિર્બીજનો અર્થ દગ્ધ બીજની માફક ચિત્તની ઉત્પાદિકા શક્તિનો નાશ એમ છે નિર્વિકલ્પ સમાધિલાભ થયા પછી પણ પ્રારબ્ધના ભોગ બાકી રહેલા હોય ત્યાં સુધી શરીર ટકી રહે છે. એ ભોગને અંતે દેહનો નાશ થાય છે અને પછી પુરુષ શુદ્ધ મુક્ત થઇ પોતાના સ્વરૂપમા પ્રતિષ્ઠિત થાય છે.

## સવિકલ્પ સમાધિ

શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્યાદિ ભાવસમૂહ, અથવા જે ભાવો સાધકને અદ્વૈત અવસ્થામાં લઇ જાય છે તેની ઉપલબ્ધિમાં ઉતરતા ચડીઆતા એવા વિભાગ છે કોઇ આ બધા ભાવોની સંપૂર્ણ રીતે ઉપલબ્ધિ કરવાને સમર્થ થાય છે, અને કોઇ તો માત્ર તેનો આભાસ પામે છે ઉતરતી કોટિના ભાવોની સંપૂર્ણ ઉપલબ્ધિ થવાથી સવિકલ્પ સમાધિ થાય છે શાસ્ત્રો એવો નિર્દેશ કરે છે કેઃ–

ઉચ્ચ કોટિનો અદ્વૈત ભાવ તથા નિમ્ન કોટિનો સવિકલ્પ ભાવ–એ બધાય ભાવોમા સાધકના શરીરમાં અપૂર્વ પરિવર્તન થાય છે, અને અદ્ભુત દર્શનાદિ પણ મળે છે. તે દર્શન અને શારીરિક ફેરફારો જૂદી જૂદી વ્યક્તિમાં જૂદે જૂદે રૂપે જણાવામા આવે છે કોઇ કોઇને અલ્પ ભાવ થવાથી જ શારીરિક ફેરફાર અને દર્શનાદિ થાય છે, અને કેટલાકને અતિ ગભીર ભાવ થવા છતા પણ આવુ કઇ થતું નથી આ વિષયમાં રામકૃષ્ણદેવ નીચેનું દૃષ્ટાંત આપતાઃ–

"નાનકડા તળાવમા એક બે હાથી ઉતરે તો પાણી ડોલમડોલ થવા લાગે છે, પણ મોટા સરોવરમાં દશવીશ હાથી

ઉતરે તોપણુ પાણી એમ ને એમ રહે છે." શારીરિક વિકાર અને દર્શનાદિ, ભાવની ગભીરતાનાં ધ્રુવ લક્ષણુ છે એમ નથી. ભાવની ગભીરતા જાણુવી હોય તો પૂર્વકથિત નિષ્ઠા, ત્યાગ, ચારિત્ર્ય બળ, વિષયકામનાનો ઘટાડો ઇત્યાદિ ઉપરથી જાણી શકાશે. ભાવસમાધિ ખરેખર થાય છે કે નહિ, એ સમજવાને બીજો કોઇ રસ્તો નથી. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે જે સાધકો વિષય વાસનાહીન થઇને શુદ્ધ, બુદ્ધ, મુક્ત રૂપ થયા છે, તેમનામાં જ શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, અને મધુરભાવની યથાયથ સર્વાંગ સંપૂર્ણ છબિ જોવામાં આવે છે; કામ અને કાંચનથી વિજડિત વ્યક્તિમાં આ ભાવોની સંપૂર્ણતા જોવામાં આવતી નથી સ્વામી વિવેકાનન્દ કહેતા કે:–
"જે ભાવોનો ઉચ્છ્વાસ માનવજીવનમાં કોઇ સ્થાયી પરિવર્તન ઉત્પન્ન કરતો નથી, જેના પ્રભાવથી માનવ એક ક્ષણમાં ઇશ્વર લાભ માટે વ્યાકુળ થાય છે, અને બીજી જ ક્ષણે પોતાના મનને કામકાંચનના અનુસરણથી [illegible]કી શકતો નથી, તે ભાવ ગભીર નથી એમ ચોક્કસ સમજવું. અને તેથી તેનું મૂલ્ય પણ ઓછું છે. તે ભાવોના પ્રભાવથી કોઇ માણસમાં શારીરિક વિકૃતિ (જેમકે આંસુ, રૂંવાડાનું ઉભું થવું, શરીરનું કંપવું, અથવા થોડા વખત માટે બાહ્ય સંજ્ઞાનો લોપ થવો) પેદા થાય તો એ સ્નાયવિક દુર્બળતાની નિશાની છે માનસિક શક્તિથી તે બધી વિકૃતિનું દમન કરવાની શક્તિ ન હોય તો પુષ્ટિકારક ખોરાક તથા ડાકટરની મદદથી તે સ્થિતિ સુધારવાની ખાસ જરૂર છે."

વિશેષમાં તેઓ કહેતા, કે આ પ્રકારના અંગવિકાર

તથા બાહ્યસંજ્ઞાના લોપમાં મોટે ભાગે કૃત્રિમતા હોય છે સંયમનો બંધ જેટલો ઉંચો અને મજબૂત હશે, માનસિક ભાવ પણ તેટલો જ ગભીર અને ઉચ્ચ થતો જશે એવા માણસો તો બહુ જ વિરલ હશે, કે જેમના જીવનમાં આધ્યાત્મિક ભાવ સમૂહની પ્રબળના ઉત્તાલ તરંગરૂપ ધારણ કરીને સંયમરૂપી બંધને ઓળંગી અંગવિકાર તથા બાહ્ય સંજ્ઞાના લોપરૂપે પ્રકાશિત થાય નિર્બોધ માનવ આ વાત સમજતો નથી, તેથી ઉલટું જ ધારી બેસે છે. તે એમ ધારે છે, કે આવી અંગ વિકૃતિ અને શંજ્ઞાના લોપના ફળ રૂપે ભાવની ગભીરતા વધે છે આવી ભ્રાંતિમૂલક ધારણાને લઇને સાધક આ જાતની વિકૃતિ ઇત્યાદિ વધારવાને માટે ઇચ્છા પૂર્વક પ્રયત્ન કરે છે, આવી ચેષ્ટા ફરી ફરીને કરવાથી તેનો અભ્યાસ પડી જાય છે અને તેના સ્નાયુઓ દિન પ્રતિદિન દુર્બળ થતા જાય છે, તથા ઘણા થોડા ભાવના ઉદયથી જ તેનામાં શારીરિક વિકૃતિ ઉપસ્થિત થાય છે. આનું પરિણામ એ આવે છે, કે તે મનુષ્ય કાયમનો રોગી કે ગાંડો બને છે. ધર્મજીવનમાં પ્રવેશ કરી સેંકડે ૮૦ માણસો પાખંડી બને છે, ૧૫ ગાંડા થઇ જાય છે, (એટલે કે પોતાના તોર પ્રમાણે વર્તી અન્ય વિચારહીન થઈ જઇ ધર્મઝનૂની fanatic) બને છે, બાકીના પાંચ માણસો પૂર્ણ સત્યનો સાક્ષાત્કાર કરી ધન્ય થાય છે, એટલા માટે સાવધાન રહેવું

એવું પણ જોવામાં આવે છે, કે ઇન્દ્રિય લોલુપ વ્યક્તિઓના સ્નાયુઓ દુર્બળ થઇ ગયેલ હોવાને લીધે તેઓ થોડી જ ઉત્તેજનાથી ઉશ્કેરાઈ જાય છે, અને આંસુ, રોમાંચ ઇત્યાદિ દ્વારા તે પ્રકટ થાય છે, માટે શારીરિક વિકૃતિ એ

ઉચ્ચ ભાવનું લક્ષણ નથી, એ હમેશ યાદ રાખવાની જરૂર છે.

ઉચ્ચ નીચ ભાવના ઉદયથી થોડું ઘણું પરિવર્તન જરૂર થાય છે; આ સત્ય આપણાં બધાંના અનુભવની વાત છે. ક્રોધ ઉત્પન્ન થાય છે ત્યારે શરીરમાં એક પ્રકારનો ફેરફાર થાય છે. પ્રેમવૃત્તિ પ્રબળ બને છે ત્યારે પણ શરીરમાં પરિવર્તન થાય છે; સત કે અસત્ ગમે તે ભાવના ઉદયથી શરીર પર જરૂર અસર થાય છે, કારણ એવો પ્રકૃતિનો સ્વભાવ :છે. અમુક વ્યક્તિ ક્રોધી છે, અથવા કામી છે, સાધુ છે કે અસાધુ છે, એવો જે બોધ થાય છે તે શરીરના આવા પરિવર્તન પરથી માલૂમ પડે છે. દાનવ તુલ્ય કઠોર સ્વભાવવાળી વ્યક્તિ પણ સદ્‌વિચાર તથા સત્સંગથી ઘણી કોમળ અને સરળ સ્વભાવવાળી થઇ જાય છે. આવાં ઘણાં દૃષ્ટાંતો સંસારમાં મળી આવે છે પાશ્ચાત્ય તત્ત્વવિદો કહે છે, કે મનુષ્યના મનમાં જેવો ભાવ ઉદય પામશે, તેને મળતું ચિહ્ન મગજમાં કાયમને માટે અંકાઇ જશે. આવાં ચિહ્નો (impressions) ના સમૂહમાંથી ચારિત્ર બંધાય છે, અને માણસ ભલો અથવા બૂરો બને છે. ભારતવર્ષના ઋષિમુનિઓ કહે છે કે મગજપર પડેલાં આ ચિહ્નો ઉત્તમ તથા અધમ કર્મોમાં મનુષ્યની પ્રવૃત્તિ કરાવે એવી સૂક્ષ્મ પ્રેરણાશકિતમાં પરિણામ પામીને મેરૂદંડના ( spinal chord ) છેડાના ભાગમાં રહેલ મૂલાધાર નામના મેરૂ ચક્રમાં નિત્ય વસે છે પૂર્વજન્મોમાં સંચેલી પ્રેરણાશકિતનુ નિવાસ સ્થાન પણ તેજ છે. આ જાતની પ્રેરણાશકિતઓને જ સંસ્કાર કહે છે, અને

નિર્વિકલ્પ સમાધિ દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછીજ તેનો સંપૂર્ણ નાશ થાય છે જ્યાં સુધી આવો સાક્ષાત્કાર થતો નથી, ત્યાં સુધી અન્ય દેહમાં પ્રવેશ કરતી વખતે જીવાત્મા આ સંસ્કારોને પોતાની સાથે લઇ જાય છે.

અદ્વૈત જ્ઞાન થતું નથી ત્યા સુધી શરીર અને મનની વચ્ચે પૂર્વકથિત સબંધ રહે છે, એટલે કે શરીરમાં કંઇ આઘાત થાય તો મનને તે આઘાત લાગે છે, અને મન પર આઘાત થાય તો શરીરપર તેની અસર થાય છે. જેવી રીતે એક વ્યક્તિનાં મન અને શરીર વચ્ચે આવો અરસ્પરસ સંબંધ છે, તેવીજ રીતે સમગ્ર મનુષ્ય જાતિના સમષ્ટિ શરીર અને મનની વચ્ચે પણ આવોજ સંબંધ છે. એક માણસના મનમાં થયેલો આઘાત તથા પ્રતિઘાત બીજા માણસના મન ઉપર પણ અસર કરે છે. આમ બાહ્ય અને આંતર, સ્થૂલ અને સૂક્ષ્મ જગત્ વચ્ચે નિત્ય સંબંધ છે, અને એક બીજા ઉપર નિરંતર આઘાત પ્રત્યાઘાત થયા કરે છે. શોકાતુર વૃત્તિના માણસ પાસે જવાથી શોકનો ઉદય થાય છે, અને ભક્તિમાનની પાસે જવાથી ભક્તિનો ઉદય થાય છે, તેનું કારણ પણ આજ છે. બીજા બધા ભાવોની અસર પણ આ પ્રમાણેજ અન્ય વ્યક્તિઓ ઉપર થાય છે

શારીરિક રોગ અને સ્વાસ્થ્યની પેઠે માનસિક વિકાર અને ભાવોમાં પણ ચેપી શક્તિ રહેલી છે આવું સંક્રમણ પણ અધિકારી ભેદ અનુસાર થાય છે. એટલા માટેજ સત્સંગનું આટલું બધું માહાત્મ્ય શાસ્ત્રમાં વર્ણવેલું છે, કારણ તેનાથી ભગવાન પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થાય છે.

સાધારણ માનસિક ભાવોની માફક ભગવાન પ્રત્યે એકનિષ્ઠ તીવ્ર અનુરાગ રાખવાથી જે ભાવોનો મનમાં ઉદય થાય છે, તેથી પણ શરીરમાં અપૂર્વ પરિવર્તન થાય છે; તે જાતનો અનુરાગ થવાથી સાધકના મનમાં રૂપ રસાદિ વિષયો પ્રત્યેની આસક્તિ ઓછી થઇ જાય છે, આહાર અને નિદ્રાની સ્વલ્પના થાય છે, સ્ત્રી પુત્રાદિક પ્રત્યેના માયિક સંબંધ ભગવાનની પ્રાપ્તિના રસ્તામાં અંતરાય સ્વરૂપ છે, એમ સમજવાથી તે સબંધીઓ સાથેના માયિક સંબંધનો પરિત્યાગ કરવાની ઇચ્છા થાય છે; તેમની ધાતુ વાયુ પ્રધાન હોય છે ઇત્યાદિ.

આ ઉપરથી એમ માલૂમ પડે છે કે ભગવાન પ્રત્યે અનુરાગ થવાથી જે બધા માનસિક પરિવર્તનો થાય છે તે પ્રત્યેક પરિવર્તનને ખાસ રૂપ હોય છે વૈષ્ણવતંત્રમાં તેના શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, અને મધુર આમ પાંચ વિભાગો જોવામાં આવે છે, અને યોગશાસ્ત્ર પણ તે માનસિક અવસ્થાઓ તરફ લક્ષ્ય રાખીનેજ ષટ્ચક્રાદિ ભેદ તથા મેરુદંડ અને મગજની અંદર સ્થિત કુંડલિની શક્તિનું વર્ણન કરે છે.

યોગીઓ કહે છે કે બધા જીવોમા આ કુંડલિની શક્તિ સંપૂર્ણ સુપ્ત વા અપ્રકાશિત અવસ્થામાં રહે છે. તેની સુપ્ત અવસ્થામાં જીવમાં સ્મૃતિ, કલ્પના આદિનો ઉદય થાય છે; જો કોઇપણ રીતે કુંડલિની સંપૂર્ણ જાગૃત થઇ જાય તો જીવને પૂર્ણ જ્ઞાનના લાભની પ્રેરણા દઇ પરમાત્માનો સાક્ષાત્કાર કરાવે છે.

જો કોઇ પુછે કે કુંડલિની શક્તિની સુપ્તાવસ્થામાં

કેવી રીતે સ્મૃતિ કલ્પના આદિનો ઉદય થાય છે ? તો તેનો જવાબ એ છે કે આ શકિત સુક્ષ્મ હોવા છતાં બહારના રૂપરસાદિ પદાર્થો પંચેન્દ્રિય દ્વારા નિરંતર મગજ ઉપર જે આઘાત કરે છે તેથી તેનામાં ક્ષણમાત્ર ટકી રહેનારી ચેતના ઉત્પન્ન થાય છે, જેમ નિદ્રિત વ્યકિતને મચ્છર કરડવાથી તે સ્વતઃ હાથ હલાવી તેને ઉડાડી મુકે છે–તેવી રીતે. યોગીઓ કહે છે, કે મગજની વચ્ચોવચ બ્રહ્મરંધ્રમાં રહેલ અવકાશમાં અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માના જ્ઞાન સ્વરૂપનું અવસ્થાન હોય છે તે સ્વરૂપ હમેશાં પૂર્વકથિત કુંડલિની શક્તિને પોતાના તરફ ખેંચ્યા કરે છે, પણ કુંડલિની શકિત જાગૃત નહિ થયેલ હોવાથી એ આકર્ષણનો અનુભવ થતો નથી તે શકિત જાગૃત થાય છે ત્યારેજ આ આકર્ષણ અનુભવાય છે, અને ત્યારેજ તેના તરફ જવા માટે તે અગ્રેસર થાય છે ઉપર પહોંચવાનો રસ્તો મેરૂદંડને છેડે મૂલાધાર નામક મેરૂચક્રથી શરૂ કરીને મેરૂદંડની વચ્ચોવચ થઈને મસ્તિકમાં જાય છે. તેને યોગશાસ્ત્રમાં સુષુમ્ણા માર્ગ કહે છે. પાશ્ચાત્ય શરીર તત્વવેત્તાઓ તેને Canal Centralis ( મધ્ય પથ ) કહે છે, પણ તેઓ તેની કોઈપણ જાતની કાર્યકારિતા સમજતા નથી. પરમાત્માથી વિયુક્ત થઈને કુંડલિની એજ રસ્તેથી આવી મૂલાધારમાં નિદ્રિત થયેલ છે, માટે એજ રસ્તે ષટ્ ચક્રોનો ભેદ કરીને કુંડલિની ઉપર પહોંચે છે. જે વખતે એક ચક્રમાંથી બીજા ચક્રમાં પહોંચે છે તે વખતે સાધકને જૂદી જૂદી જાતના અનુભવો થાય છે જ્યારે તે મસ્તિકમાં સ્થિત ચક્રમાં જાય છે ત્યારે સાધકને ધર્મ વિજ્ઞાન સંબંધી સર્વોત્તમ અનુભવ થાય છે, એટલે કે તે વખતે અદ્વૈત જ્ઞાન

થઈને "कारण कारणानाम्" રૂપી પરમાત્માની સાથે સાધક તન્મય બને છે બધી જાતના ભાવોનો ચરમ અનુભવ તેજ વખતે થાય છે, તે વખતે જે મહાભાવનું અવલમ્બન કરીને બીજા ભાવો માનવ મનમા સર્વક્ષણ ઉદિત થાય છે, તે 'ભાવાતીત ભાવમા" સાધક તન્મય બની અવસ્થાન કરે છે

કુડલિનીની શક્તિ સુષુમ્ણા માર્ગે થઈને ઉપર ઉઠે છે તે વખતે જે જાતની ગતિનો અનુભવ થાય છે તે સબધમા પરમહસ દેવ શ્રીરામકૃષ્ણ કહેતા કે –

"જ્યારે તે (કુડલિની) મસ્તકમા પહોચે છે ત્યારે દર વખતે એક જ રીતે તેની ગતિ થતી નથી આ ગતિના પાચ પ્રકાર છે

૧ **પિપીલિકા ગતિ** જેવી રીતે કીડીઓ ખાવાનો પદાર્થ મોમા લઈને એક પછી એક હારબધ ધીરે ધીરે ચાલે છે, તે રીતે પગથી શરૂ થઈને એક જાતની ગતિ થાય છે, જે ધીમે ધીમે મસ્તકમા પહોચે છે, તે વખતે સમાધિ થાય છે

૨ **ભેકગતિ**–દેડકા જેવી રીતે બે ત્રણ કુદકા લઈને જરાક રોકાય છે, વળી ફરીથી બે ત્રણ કુદકા લઈ રોકાય છે, તેવી રીતે પગથી શરૂ કરી કુડલિની ઉપર પહોચે છે અને સમાધિ થાય છે

૩ **સર્પ ગતિ**–જેવી રીતે સર્પ લાંબો થઈને અને કેટલીક વાર ગુચળુ વળીને પડ્યો રહે છે, પણ સામે કઈ ખાવાનુ જોવાથી અથવા બીક લાગવાથી તે જેમ એકદમ ભાગે છે, તેવી રીતે પગથી કુડલિની મસ્તક તરફ દોડે છે, અને સમાધિ થાય છે

૪ પક્ષી ગતિ—જેવી રીતે પક્ષીઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોચવાને ઉચે નીચે ઉડતા ઉડતા લક્ષ્યસ્થાને પહોચે છે, અને રસ્તામા રોકાતા નથી, જ્યા બેસવાનો ઇરાદો કર્યો હોય છે ત્યા જ બેસે છે, તે રીતે પગથી શરૂ કરી કુડલિની મસ્તકમા જાય છે અને સમાધિલાભ થાય છે

૫ વાનર ગતિ—જેવી રીતે વાદરાઓ અવાજ કરીને એક ઝાડ પરથી બીજા ઝાડ પર કુદે છે, અને એમ કુદતા કુદતા જ્યા જવુ હોય ત્યા પહોચે છે, તે રીતે કુડલિની બે ત્રણ કુદકા મારી મસ્તકમા પહોચે છે, અને સમાધિ લાભ થાય છે"

બીજા કેટલાક આચાર્યોનુ કહેવુ એવુ છે, કે પગેથી નહિ પણ મૂલાધાર ચક્રમાથી જ કુડલિનીની મસ્તક તરફ જવાની ગતિ શરૂ થાય છે

કુડલિની શકિત સુષુમ્ણા માર્ગે થઇને ઉપર પહોચે છે તે વખતે દરેક ચક્રના ભેદન સમયે જે જાતના અનુભવ થાય છે તે સબધમા પરમહસદેવ કહેતા કે—

"વેદાન્તમા સાત ભૂમિકાની વાત છે એ સાતે મનને રહેવાની જગ્યા છે મન જ્યારે સસારના વિષયોમા રચ્યુ પચ્યુ હોય છે ત્યારે એ લિંગ, ગુહ્ય અને નાભિમા રહે છે મનને એ વખતે ઊર્ધ્વ દૃષ્ટિ હોતી નથી, કેવળ કામ કાચનમા તે આનન્દ પામે છે મનની ચોથી ભૂમિકા હૃદય છે ત્યારે પહેલી જ વાર ચૈતન્યલાભ થાય છે અને ચારે તરફ જ્યોતિ દર્શન થાય છે સાધક એ જ્યોતિ જોઇને વિસ્મિત થાય છે અને "આ શુ ?" "આ શુ ?" એમ બોલે છે ત્યાર પછી

મન ફરી સંસારમાં લપટાતું નથી. મનની પાંચમી ભૂમિકા કંઠ છે મન કંઠમાં જાય છે ત્યારે અવિદ્યા-અજ્ઞાનનો નાશ થાય છે અને ઇશ્વર સંબંધી વાત સિવાય બીજી વાત સાંભળવાની અથવા બોલવાની ઇચ્છા થતી નથી. જો કોઇ ઇશ્વર સંબંધી વાત છોડી બીજી વાત કરે, તો સાધક ત્યાંથી ઉઠીને ચાલ્યો જાય છે. મનની છઠ્ઠી ભૂમિકા ભ્રૂમધ્ય છે. મન ત્યાં પહોંચે છે ત્યારે અહર્નિશ ઇશ્વરનું રૂપ દર્શન થાય છે એ વખતે પણ થોડોઘણો હું પણાનો બોધ રહે છે સાધક ઇશ્વરનું અનુપમ રૂપદર્શન કરીને ઉન્મત્ત જેવો બને છે અને એ રૂપને સ્પર્શ તથા આલિંગન કરવાની કોશીશ કરે છે, પણ તેમ કરી શકતો નથી. જેમ ફાનસની વચમા રહેલા દીવાને સ્પર્શ કરવાની ઇચ્છા હોય તોપણ સ્પર્શ કરી શકાતો નથી-તેવી રીતે શિરોદેશ સાતમી ભૂમિકા છે, ત્યા મન જાય છે ત્યારે સમાધિ થાય છે અને બ્રહ્મજ્ઞાની બ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ કરે છે જીવ કોટિનો સાધક એ અવસ્થામાથી નીચે ઉતરી શકતો નથી ત્યાં એકવીશ દિવસ સુધી નિરંતર સમાધિમા રહ્યા પછી કાચના જેવી આડચ તૂટી જાય છે અને સાધક પરમાત્મા સાથે એકદમ મળી જાય છે. સમાધિ થવાથી બધા કર્મોનો ત્યાગ થાય છે. સાધકની એવી સ્થિતિ હોય છે કે તેના મ્હોમાં દૂધ રેડ્યુ હોય તો પણ બહાર નીકળી જાય છે. પૂજા, જપ આદિ કર્મો તથા વિષય કર્મો બધાયે છૂટી જાય છે શરૂઆતમા જ કર્મની મોટી ધામધૂમ રહે છે, પણ જેટલા પ્રમાણમાં ઇશ્વર તરફ મન આગળ વધે છે, તેટલા પ્રમાણમા કર્મનો આડંબર ઓછો થઇ જાય છે, તે એટલે સુધી કે

છેવટે ઇશ્વરના નામનું ગુણગાન પણ બંધ થઇ જાય છે (એક ભક્ત તરફ જોઇને) જ્યાં સુધી તમે સભામાં આવ્યા ન હતા, ત્યાં સુધી તમારૂં નામ લેવાતું હતું, અને તમારા સંબંધી ચર્ચા થતી હતી, પણ જેવા તમે આવ્યા કે બધું બંધ થઇ ગયું, પછી તમારા દર્શનમાં જ આનન્દ આવે છે, તેવી રીતે ”

"બ્રહ્મ ભોજન વખતે પણ શરૂઆતમાં ખૂબ ગોકીરો હોય છે. પત્રાળી મૂકાય છે અને હાર ગોઠવાય છે ત્યારે એ ગોકીરો થોડો ઓછો થાય છે અને પછી રસોઇ પીરસાતી વખતે 'લાડુ લાવો' 'દાળ પીરસો' 'શાક પીરસો'–એવા શબ્દો સંભળાય છે પછી જ્યારે ભોજન શરૂ થાય છે ત્યારે બધો અવાજ લગભગ બંધ થઇ જાય છે, અને ખાલી સબડકા જ સંભળાય છે, અને નિરાંતે જમ્યા પછી નિદ્રા, એ વખતે સઘુ ચૂપાચૂપ. માટે જ કહુ છું કે ઇશ્વરને રસ્તે જેટલા આગળ વધશો તેટલા પ્રમાણમા કર્મ ઓછાં થઇ જશે અને છેવટે સમાધિલાભ થશે ”

"સમાધિલાભ થયા પછી સાધારણ રીતે શરીર ટકતુ નથી, પણ લોકશિક્ષાને માટે કેટલાક શરીર ધારણ કરી રહે છે, જેવા કે નારદ ઋષિ તથા ચૈતન્યાદિ અવતારી પુરુષો કૂવો ખોદ્યા પછી જેમ કોઇ કોઇ માણસો કોદાળી, પાવડો, ટોપલી વગેરે ફેંકી દે છે અથવા બીજા કોઇને આપી દે છે, જ્યારે બીજા કેટલાક તે બધી ચીજો રાખી મૂકે છે, એટલા માટે કે ગામના બીજા માણસોને કામ આવે તેવી જ રીતે મહાપુરુષો જીવોનુ દુ:ખ જોઇ દુખિત થાય છે, તેઓ સ્વાર્થપર હોતા નથી કે પોતાને જ્ઞાનલાભ થવાથી જ સતોષ માને

સામાન્ય સામર્થ્યવાળાં મનુષ્યો લોકશિક્ષા દેતાં ડરે છે; જેમ નાની હાંભળી માત્ર પોતે જ નદીમાં તરી શકે છે પરંતુ તેના પર એક પક્ષી પણ બેસે તો તે ડૂબી જાય છે, જ્યારે નારદાદિ જેવાં મોટાં મોટાં લાકડાં પોતે પણ તરે છે, અને સાથે સાથે હજારો મનુષ્યોને પણ સામે પાર ઉતારે છે.”



## ૨. પટ્ચક્ર સંબંધી વિશેષ હકીકત

### ઇડા, પિંગલા, તથા સુષુમ્ણા નાડી–

મેરૂદંડ (Spinal Column)ના નિમ્ન ભાગમાંથી ચંદ્ર, સૂર્ય, અને અગ્નિ રૂપત્રણ નાડી શરૂ થાય છે. યથાક્રમે એ ત્રણેનાં નામ ઇડા, પિંગલા તથા સુષુમ્ણાછે ઇડા અને પિંગલા મૂલાધારથી શરૂ કરીને બીજા બધાં ચક્રોની આસપાસ આંટા લેતી લેતી છેવટે નાસિકામાં પહોંચે છે. મૂલાધારમાં સુષુમ્ણા સાથે યુક્ત થઇને આજ્ઞાચક્રમાં પહોંચ્યા પછી ત્યાં તેઓ બન્ને સુષુમ્ણાથી છૂટી પડે છે. આ ઉપરથી મૂલાધાર યુક્ત ત્રિવેણી અને આજ્ઞાચક્ર યુક્ત ત્રિવેણી કહેવાય છે. ત્રિગુણમયી સુષુમ્ણા નાડી મેરૂદંડની વચમાંથી પસાર થઇને મસ્તકમાં રહેલ બ્રહ્મરંધ્રમાં જોડાઇ જાય છે. એ નાડીની અંદર વજ્રા નામની એક બીજી નાડી છે, અને વળી તેની અંદર ચિત્રિણી અથવા ચિત્રા નામની અતિ સૂક્ષ્મ નાડી છે પ્રણવમયી ચિત્રિણી નાડી માત્ર યોગીઓની પાસે જ પ્રકાશિત થાય છે મેરૂદંડની અંદર રહેલ સર્વ ચક્રોને ભેદી એ નાડી ઉપરના ભાગમાં ગમન કરે છે. આ ચિત્રિણીની અંદર પણ બ્રહ્મનાડી કરીને એક નાડી છે. ‘હર-

સુણગહ્વર' માંથી ઉત્પન્ન થઇને તે સહસ્રારમા આદિદેવની પાને પહોચે છે એ નાડીને માર્ગે જ કુ ડલિની જાગૃત થઇને સહસ્રારમાં સ્થિત પરમશિવને મળે છે. તે નાડીની કાન્તિ વિજળીના તેજ જેવી છે અને તે બ્રહ્મજ્ઞાનના દ્વાર સ્વરૂપ છે. તેના મુખને ગ્રંથીસ્થાન વા સુષુમ્ણાનું મુખ પણ કહે છે

## ષટચક્રો

૧. મૂલાધાર પદ્મ વા ચક્ર આ ચક્રનું સ્થાન ગુદા અને લિંગની વચ્ચેની જગ્યામા છે. તેનો રંગ લાલ છે અને તેને ચાર પાખડી છે આ કમળનું મુખ નીચેની તરફ છે પણ ધ્યાન ધરતી વખતે તેનું મોઢુ ઉપરની બાજુએ છે એવી ધારણા કરવાની છે તેની ચાર પાખડીઓ ઉપર બીજ મંત્રના ઉજ્જવલ અક્ષરો છે, અને તે પ્રત્યેક મંત્ર દેવસ્વરૂપ છે. આ બીજ મંત્રોમાં પૃથ્વીબીજ ( ल ) પ્રધાન છે તે બીજ (દેવ) હાથીની ઉપર બેઠેલ છે અને તેના ખોળાના ચાર મુખવાળા, ચાર હાથવાળા, રાતા રંગના બાલક બ્રહ્મા ગંડેલા છે એજ બ્રહ્મા પ્રધાન દેવ છે

मूलाधारे धराबीज तद्‌बिन्दौ ब्रह्मण स्थिति ।
तदके शिशुरूपस्य गजारूढोऽ मराधिप ॥

એ ચક્રની અધિષ્ઠાત્રી દેવીનુ નામ 'ડાકિની' છે તેને ચાર હાથ છે, અનેક સૂર્યના સામટા પ્રકાશ જેવી તેની કાન્તિ છે, આખ લાલ છે, અને તે તત્ત્વજ્ઞાન પ્રદાન કરનારી છે.

મૂલાધારમા ત્રિકોણની વચ્ચોવચ લિંગાકાર સ્વયભૂ શિવ અવસ્થિત છે, તે શિવ કામબીજની ઉપર બેઠેલા છે, અને

જગન્મોહિની કુંડલિની શકિત સર્પાકારે તેની આસપાસ સાડા-ત્રણ આંટા લઇને, બ્રહ્મ દ્વારનો રોધ કરીને નિદ્રિતાવસ્થામાં પડેલી છે. તેનુ રૂપ નવીન વિદ્યુત્પ્રભા જેવું ઉજ્જ્વળ છે, અને તે પોતાની શકિતથી શ્વાસોચ્છ્વાસ દ્વારા જીવને ધારણ કરે છે.

ध्यायेत् कुण्डलिनीं देवीं स्वयम्भूलिंगवेष्टिनीम् ।
श्यामां सूक्ष्मां सृष्टिरूपां सृष्टिस्थितिलयात्मिकाम्
विश्वातीता ज्ञानरूपा चिन्तयेदूर्ध्ववाहिनीम् ॥

૨. સ્વાધિષ્ઠાન ચક્ર:—

આ ચક્રનું સ્થાન લિંગના મૂળમા છે, તે અરુણવર્ણ છે અને તેને છ પાંખડી છે દરેક પાંખડી પર બીજ મંત્રના અક્ષર છે, તેનુ પ્રધાન બીજ વરુણ (वं) છે, તેનું વાહન મગર છે, અને તેના ખોળામા નીલકાન્તિ, પીતવસ્ત્રધારી, નવીન યૌવન યુક્ત, શ્રીવત્સકૌસ્તુભાદિ ધારણ કરેલ, ચતુર્હસ્ત હરિ વિરાજમાન છે

तदन्तर्वारुणं बीजं श्वेतं मकरवाहनम् ।
पाशहस्तं तदङ्के च हरिं श्यामं चतुर्भुजम् ॥

તે ચક્રની અધિષ્ઠાત્રી દેવી 'રાકિણી' છે

अत्रैव भाति सततं खलु राकिणी सा नीलाम्बुजोदरसहोदरकान्तिशोभा।
नानायुधोद्यतकरैं लसिताङ्गलक्ष्मी र्दिव्याम्बराभरणभूषितमत्तचित्ता ॥

૩. મણિપુર:—

સ્વાધિષ્ઠાન ચક્રની ઉપર નાભિના મૂળમાં જળ પૂર્ણ મેઘના રંગયુકત દશદલ પદ્મ છે તેની દરેક પાંખડી પર બીજ

ચક્રો માફક બીજમંત્રના અક્ષરો છે. તેની અંદર ત્રિકોણ મંડળમાં બાલસૂર્ય જેવો વૈશ્વાનર વહ્નિ છે. એ ત્રિકોણની બહાર સ્વસ્તિકનું ચિહ્ન છે, અને તેની અંદર વહ્નિ બીજ (रं) છે તેનું વાહન મેષ (ઘેટો) છે, તથા તેના ખોળામાં રુદ્ર વિરાજે છે.

ध्यायेन्मेषाधिरूढं नवतपननिभं वेदबाहूज्ज्वलांगम् ।
तत्क्रोडे रुद्रमूर्ति निवसति सततं शुद्धसिन्दूररागः ॥
भस्मा लिप्तांगभूषाभरणसितवपु र्वृद्धरूपी त्रिनेत्रो ।
लोकाना मिष्टदाताऽभयलसितकरः सृष्टिसंहारकारी ॥

આ ચક્રની અધિષ્ઠાત્રી દેવી 'લાકિની' છે. તે શ્યામવર્ણા, ચતુર્હસ્તા, પીતવસના, અને શુભકરી છે.

૪. હૃદયપદ્મ વા અનાહત ચક્રઃ—

આ ચક્ર બન્ધૂક પુષ્પના જેવું ઉજ્જ્વળ છે.

शब्दब्रह्ममयः शब्दोऽनाहत स्तत्र दृश्यते ।

આ કારણથી તે અનાહત નામથી પણ ઓળખાય છે. તેને બાર પાંખડી છે, અને દરેક પાંખડી પર બીજમંત્ર છે. તેની વચ્ચે ધૂમ્રવર્ણ ષટ્કોણ વાયુમંડળમાં પવનાક્ષર અર્થાત્ વાયુબીજ (यं) છે તે વાયુબીજનું વાહન કાળીયાર છે. તેને ચાર હાથ છે અને તેનો વર્ણ ધૂસર છે. તેના ખોળામાં વરાભયયુક્ત, દ્વિહસ્ત, ત્રિનેત્ર, સૂર્યવર્ણ, કરુણાનિધાન ઇશ વિરાજે છે

तन्मध्ये करुणानिधान ममलं हंसाभ मीशाभिधं ।
पाणिभ्यामभयं वरं च विदध ल्लोकत्रयाणामपि ॥

તેની અધિષ્ઠાત્રી દેવી 'કાકિની' છે. તે દેવીનો રંગ વિદ્યુત્પ્રભા જેવો છે. તેને ત્રણ નેત્રો અને ચાર હાથ છે, તથા તેણે કૃષ્ણવસ્ત્ર પરિધાન કરેલાં છે.

कृष्णाम्बरपरीधानां नानाभरणभूषिताम् ।
ध्याये त्रशिमुखीं नित्यां काकिनीं मन्त्रसिद्धये ॥

આ શક્તિ ચક્રની વચમાં, વાયુબીજની નીચે, ત્રિકોણ યંત્ર મધ્યે વર્તમાન છે, તે ત્રિકોણની અંદર શિવ બાણલિંગ રૂપે વિરાજિત છે તેને સૂર્યમંડળ પણ કહે છે પૂર્વકથિત હૃદયપદ્મની નીચેના ભાગમા બીજું એક રક્તવર્ણ અષ્ટદલ પદ્મ છે, જેનો ઉપયોગ માનસ પૂજામા થાય છે તેનું મોઢું ઉપરની તરફ છે, બીજા પદ્મોની માફક તે અધોમુખ નથી

तन्मध्येऽष्टदल रक्त तत्र कल्पतरु तथा
इष्टदेवासन चारु चन्द्रातपविराजितम् ॥

આ પદ્મમાં હંસરૂપી જીવાત્માનો નિવાસ છે તેનુ સ્વરૂપ વાયુરહિત સ્થાનમાં અવસ્થિત દીપશિખા જેવું છે

૫. વિશુધ્ધચક્ર:-

તેનુ સ્થાન કંઠદેશમા છે, તે રંગે ધુમાડાના આભાસ જેવું છે. તેને સોળ પાંખડી છે, અને દરેક પાંખડી ઉપર બીજ મંત્ર છે. તેની અંદર વર્તુલાકારનભોમંડળ છે, જ્યાં આકાશ વા વ્યોમબીજ (हं) શ્વેત હસ્તી પર બિરાજે છે તેના ખોળામાં પંચવદન, ત્રિનયન, દશ ભુજાધારી, વ્યાઘ્રચર્મ પરિહિત, સદાશિવ, ગિરિજા સહિત (અર્ધનારીશ્વર) વિરાજે છે. તેનુ વામઅંગ સુવર્ણ વર્ણ છે અને દક્ષિણાંગ શુક્લવર્ણ છે

मुद्राम्बरेण संवीतं तत्र देवं सदाशिवम्।
गिरिजाश्लिष्टदेहार्धं दशवर्हन्नतीरकम् ॥

આ પદ્મની અધિષ્ઠાત્રી દેવી 'શાકિની' છે તે પીતવસ્ત્રા, ચતુર્દંતા, નાનાવિધ શસ્ત્રાસ્ત્ર ધારિણી શુભંકરી છે. આ ચક્ર જિતેન્દ્રિય પુરુષને માટે મહામોક્ષ એટલે કે નિર્વાણ મુક્તિના દ્વાર સ્વરૂપ છે.

कर्णिकायां त्रिकोणस्थं पूर्णचन्द्रन्तु चिन्तयेत्।
हैमाभं गजमारूढ माकाशं तत्र चिन्तयेत् ॥
मुद्राम्बरेण तत्र संवीतं तत्र देव. सदाशिव ॥

૬. આજ્ઞાચક્ર:—

તેનું સ્થાન ભ્રુના મધ્યમાં છે, અને તેને માત્ર બે પાંખડી છે.

तालुर्कंठ प्रविश्योर्ध्व भ्रुयुगान्ते मित शुभम्।
द्विदल हक्षवर्णाभ्यां मनाऽधिष्ठितमम्बुजम् ॥

તેની અધિષ્ઠાત્રી દેવી 'હાકિની' છે, તે ચંદ્રવર્ણી છે, તેને છ મોઢાં તથા છ ભુજા છે આ ચક્ર મનનું નિવાસસ્થાન છે તેની અંદર યોનિ મુદ્રામાં લિંગરૂપી શિવ વિરાજે છે. તેની શોભા વિદ્યુત્માલા જેવી છે, તથા તેની વચ્ચે વેદોના આદિબીજ ૐકાર તથા પરમશક્તિનો વાસ છે તેના તેજથી બ્રહ્મસૂત્ર (ચિત્રિણી નાડી) જોવામાં આવે છે. ત્યાં અગ્નિકણ જેવા ઉજ્જ્વળ, પ્રણવસહિત ત્રિકોણમાં દીપાકાર જ્યોતિ બાલસૂર્ય માફક પ્રકાશે છે અહીં જ ષડૈશ્વર્યશાલી ભગવાનનું દર્શન થાય છે. અહીં વિષ્ણુનો વાસ છે અને મૃત્યુકાળે કુંભકદ્વારા

વાયુનો ન રોધ કરીને યોગીઓ અહીં ૮ યથાવિધિ પ્રાણનુ સ્થાપન કરે છે, તથા મૃત્યુ પછી પરમ નિત્ય અજ, આદ્ય પરમપુરુષની સાથે એકરૂપ થઈ જાય છે (ગીતાના આઠમા અધ્યાયના ૯ ૧૦ શ્લોક જુઓ)

આજ્ઞાચક્ર તથા સહસ્રારની વચ્ચે મહાનાદનુ સ્થાન છે યોગીઓ સમાધિમાર્ગે તેનો અનુભવ કરે છે

૭ સહસ્રાર—

મહાનાદની ઉપર સહસ્રદલ પદ્મ છે, તેનો ર ગ પૂર્ણ ચન્દ્ર કરતા પણ ઉજ્જ્વળ છે, તે અધોમુખ છે અને અકારાદિ ૫૦ અક્ષરોથી સુશોભિત છે તેની વચમા ચન્દ્રમ ડળમા વિદ્યુત્પ્રભાવાળી ત્રિકોણશક્તિ મધ્યે 'મહાશૂન્ય' વિરાજિત છે યોગી ઘણી મુશ્કેલીએ અહીં પહોચી શકે છે અહીં (ખ) રૂપી પરમશિવ બિરાજે છે તેજ બ્રહ્મ છે, તેજ સર્વના આત્મા છે, તેજ અજ્ઞાન મોહાન્ધકારનો નાશ કરનાર પરમ સૂર્ય છે શૈવમાર્ગીઓ શિવના, વૈષ્ણવો પરમપુરુષના, શાક્તો દેવીના, મુનિઓ પ્રકૃતિ પુરુષના—સ્થાન તરીકે આ ચક્રનો નિર્દેશ કરે છે કોઇ કોઇ તો કહે છે કે હરિહરને રહેવાનુ આ મુખ્ય સ્થાન છે, અને કોઇ કોઇ વેદાન્તવાદીના મત પ્રમાણે સાધક આ સ્થાનમા પહોચીને નિર્વિકલ્પ સમાધિને યોગે નિરાકાર, નિરજન પરમાત્માને આત્મા તરીકે અનુભવે છે

કુ ડલિનીને જાગૃત કરવા માટે ગુરુના ઉપદેશ પ્રમાણે સાધકને યમનિયમાદિનુ પાલન કરવુ પડે છે જ્યારે તે બ્રહ્મભાવમા તન્મય થઇને હુ કાર શબ્દદ્વારા કુ ડલિની ઉપર

આઘાત કરે છે, ત્યારે દેવી જાગૃત થઈને લિંગને ભેદી બ્રહ્મ દ્વારમાં પહોંચે છે. ત્યાર પછી વિભિન્ન પદ્મમાં સ્થિત ત્રણ લિંગોને ભેદી, શુદ્ધ સત્વરૂપિણી દેવી પરમરસસ્વરૂપ સદાશિવમાં મળી જાય છે, અને સાધકને એકાએક મોક્ષાનન્દ પ્રદાન કરે છે. આ કુંડલિની દેવી ચોવીશ તત્ત્વસમન્વિતા છે જ્યારે તે એક ચક્રમાંથી બીજા ચક્રમાં ગમન કરે છે, ત્યારે તે ચક્રોનાં બધાં તત્ત્વો તથા દેવદેવી અને વર્ણોને પોતાના અંગમાં સમાવી પોતે ઊર્ધ્વ ગમન કરે છે અને અંતે સર્વતત્ત્વમયી, સર્વદેવમયી, તથા સર્વવર્ણમયી થઈને સહસ્રારમાં પરમશિવને મળે છે

> नीत्वा तां कुलकुण्डलीं लयवशात् जीवेन सार्धं सुधी ।
> मोक्षे धामनि शुद्धपद्मसदने शैवे परे स्वामिनि ॥
> ध्याये दिष्टफलप्रदां भगवतीं चैतन्यरूपां परां ।
> योगीन्द्रो गुरुपादपद्मयुगलालम्बी समाधौ यतः ॥

આ પ્રમાણે સાધક કુલકુંડલીને શુદ્ધા, ચૈતન્યરૂપા સમજીને તેનું ધ્યાન ધરે છે, અને તેની કૃપાથી ચિત્તનિરોધ દ્વારા જીવ અને આત્માનુ એકત્વ (सोऽहम्) અનુભવે છે તે વખતે સાધક 'હું શુદ્ધ છું', મુક્ત છુ, એક અદ્વય વસ્તુ છુ, નિત્ય આનન્દ સ્વરૂપ છું — ૐ, ઈત્યાદિ અનુભવ કરીને ચિરશાન્તિનો અધિકારી થાય છે

પરમ શિવની સાથે એક વખત મળ્યા પછી કુંડલિની ફરીથી યથાક્રમે મૂલાધારમાં ઉતરી આવે છે. જે યોગીએ આ અવસ્થા પ્રાપ્ત કરી છે તે આત્મારામ થઈને, સર્વતત્ત્વવેત્તા તથા ભયશૂન્ય બનીને પૃથ્વીમાં વિચરણ કરે છે.

परात्मनः पृथिव्यादि तद्व तत्वानि च क्रमात् ।
जीवं कुंडलिनीं चापि स्वस्थानं प्रापयेत्क्रमात् ॥



## ૩ સાધકના આધ્યાત્મિક જીવનમાં દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈતભાવનો અનુક્રમે પ્રકાશ

દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અદ્વૈત, એમ ત્રણ જાતના મત છે. એ ત્રણે મત માનવ મનની આધ્યાત્મિક ઉન્નતિના ક્રમમાં એક પછી એક પ્રકાશે છે. જ્યારે દ્વૈતભાવ ઉત્પન્ન થાય છે, ત્યારે બીજા બે ભાવ મિથ્યા છે એવો સાધકને બોધ થાય છે. તેથી આગળ વધી જ્યારે વિશિષ્ટાદ્વૈતનો ભાવ આવે છે, ત્યારે નિત્ય, નિર્ગુણ વસ્તુ લીલામાં સર્વદા સગુણ રૂપે વર્તમાન છે એવો બોધ થાય છે; તે વખતે દ્વૈતવાદ તો મિથ્યા લાગે છેજ, તેમજ અદ્વૈતવાદમાં પણ કંઇ સત્ય છે એમ લાગતું નથી. એજ પ્રમાણે સાધક જ્યારે સાધનસહાયથી ધર્મોન્નતિની છેલ્લી સીમામાં પહોંચે છે, ત્યારે નિર્ગુણ રૂપે પરબ્રહ્મની ઉપલબ્ધિ કરીને અદ્વૈતભાવમાં અવસ્થાન કરે છે. તે વખતે હું, તું, જીવ, જગત્, ભક્તિ, મુક્તિ, પાપ પુણ્ય, ધર્મ,—સર્વ એકાકાર થઇ જાય છે. એ વિષયમાં મહાવીર હનુમાનના જીવનમાંથી એક ઉજ્જ્વલદૃષ્ટાન્ત મળી આવે છે. તે સબંધમાં રામકૃષ્ણ પરમહંસ કહેતા કેઃ—

"શ્રીરામચંદ્રે એક વખત હનુમાનજીને પૂછ્યું કે તમે મને કયા ભાવથી જુવોછો, અથવા કયા ભાવથી મારા સં-

બાંધી વિચાર તથા પૂજા કરોછો ? હનુમાને જવાબમાં કહ્યું, 'હે રામ ! જે વખતે હું દેહબુદ્ધિમાં રહું છું, એટલે કે જે વખતે મને એમ ખ્યાલ રહે છે, કે મારે આ શરીર છે તે વખતે હું એમ જોઉં છું, કે આપ પ્રભુ છો અને હું દાસ છું; આપ સેવ્ય છો અને હું સેવક છુ; આપ પૂજ્ય છો અને હું પૂજક છું. જે વખતે હુ મને પોતાને મન, બુદ્ધિ અને આત્મા વિશિષ્ટ જીવાત્મા તરીકે સમજું છુ, તે વખતે મને બોધ થાય છે કે આપ પૂર્ણ છો અને હુ તેનો અશ છુ; અને જે વખતે હું ઉપાધિ માત્ર રહિત શુદ્ધ આત્મા છુ એવા ભાવથી સમાધિમાં સ્થિત થાઉ છુ, ત્યારે મને સમજાય છે કે જે તમે છો તેજ હું છું. તમે અને હુ એકજ રૂપ છીએ, કોઈ જાતનો ભેદ નથી.'

देहबुध्या दासोऽस्मि ते, जीवबुध्या त्वदंशकः ।

आत्मबुध्या त्वदेवाहम् इति मे निश्चिता मतिः ॥

શ્રીરામકૃષ્ણ એમ પણ કહેતા કે, "જે ખરેખરો અદ્વૈતવાદી છે તે તદ્દન ચૂપ થઇ જાય છે, કેમ કે અદ્વૈતવાદ એ શબ્દનો વિષય નથી. જો બોલીએ તો 'બે'નો ભાવ આવી જાય છે. ભાવકલ્પના જ્યાં સુધી હોય છે ત્યા સુધી પણ 'બેપણુ' રહે છે, અને ત્યા સુધી ખરેખરૂં અદ્વૈતજ્ઞાન થયુ નથી એમ જાણવુ જોઇએ. જગતમાં એકમાત્ર બ્રહ્મવસ્તુ એટલે પરમાત્માનો નિર્ગુણભાવ ઉચ્છિષ્ઠ થયો નથી"— અર્થાત્ માનવમુખથી એ ભાવ કદી ઉચ્ચારિત થઇ શકયો નથી, કારણ કે એ મનબુદ્ધિથી પર છે. મ્હોંયે અદ્વૈતવાદની ચર્ચા કરવા છતાં પણ વ્યવહારમાં તો વિશિષ્ટાદ્વૈતવાદી બનવું

પડે છે, કેમકે ગાવામાં જેમ સા, રે, ગ, મ, પ, ધ, ની, સુધી પહોંચ્યા છતાં 'ની'માં લાંબો વખત રહી શકાતું નથી અને સૂરના વિલોમ ક્રમે પાછું 'સા'માં ઉતરવું પડે છે, તેવીજ રીતે સમાધિમાં અદ્વૈતબોધ થયા પછી ફરી નીચલી અવસ્થામાં આવી અહંબોધ રાખીને રહેવું પડે છે. એક બિલ્વફળ લઈને વિચાર કરીએ કે તેની છાલ, ગર્ભ, અને બી—એ બધાંમાંથી બિલ્વફળ કયું ? પહેલાં તો છાલને અસાર જાણી ફેંકી દઈએ, બીનું પણ તેમજ, પછી તેનો ગર્ભ લઈ એજ ખરેખર બિલ્વફળ છે એવો બોધ થાય છે. પણ પાછો ફરી વિચાર કરીએ, તો સમજાય કે જેનો ગર્ભ છે, તેનીજ છાલ છે અને બી પણ તેનુંજ છે-આ બધું મળીને એક બિલ્વફળ થાય છે બરોબર તેવીજ રીતે નિત્ય સ્વરૂપ ઇશ્વરને સમાધિમાં પ્રત્યક્ષ કર્યા પછી માલૂમ પડે છે કે જે નિત્ય છે તેજ લીલારૂપે જગત્ છે; નિર્ગુણ અને સગુણ બ્રહ્મામાં ખાસ ફરક નથી, કેવળ આપણા સમજવામા ફેર પડે છે. વસ્તુ એકજ છે, પણ દૃષ્ટિ ફેરને લીધે બહુરૂપે દેખાય છે.

રામકૃષ્ણદેવ કહેતા કે કેટલાક સાકારની મદદથી નિરાકારમાં પહોંચે છે, અને કેટલાક નિરાકારમાંથી પાછા સાકારમાં આવે છે નિરાકાર ભાવ બે પ્રકારનો છે, એક પાકો અને બીજો કાચો પાકો નિરાકાર ભાવ સર્વોત્તમ છે; એ નિરાકાર ભાવમાં પહોંચવા માટે સાકાર મારફત જવું પડે છે, આંખ મીંચવાથી અંધારૂં જોવામાં આવે છે એ કાચો નિરાકારભાવ છે; કારણુ યથાર્થ સાધન કર્યા વિના જે એકદમ

નિરાકારનું ધ્યાન ધરવા ચાહે છે તેને અદ્વૈતભાવનો ખરો ખ્યાલ આવી શકતો નથી, અને તેની અવસ્થા ઉપર કહી તેવી કાચી હોય છે."

"'ભગવાન નિરાકાર તેમજ સાકાર બન્ને છે. તેનો 'ઇતિ' નિર્દેશ થઇ શકતો નથી. ભક્તોને માટે તે સાકાર બને છે; જે જ્ઞાની છે, અર્થાત્ જગતને જેઓ સ્વપ્નવત્ માને છે, તેમની પાસે તે નિરાકાર છે. ભક્ત જાણે છે, કે પોતે એક વસ્તુ છે અને જગત્ બીજી વસ્તુ છે; તેથી ઇશ્વર ભક્તોને વ્યક્તિ (Personal God) રૂપે દર્શન આપે છે. જ્ઞાની કેવળ 'નેતિ' નેતિ' વિચાર કરે છે; વિચાર કરતાં તેને 'બોધે બોધ' થાય છે, કે મારો 'હુંભાવ' અને આ જગત્ બન્ને સ્વપ્નવત્ છે. યાદ રાખજો કે જ્ઞાની બ્રહ્મનો 'બોધ બોધ' કરે છે, તે કહી શકતો નથી, કે બ્રહ્મનું સ્વરૂપ કેવું છે બ્રહ્મનું સ્વરૂપ કેવું છે એ જાણો છો? જેવો કોઇ સચ્ચિદાનંદ સમુદ્ર હોય-જેનો કાંઠો જોવામાં આવતો હોય નહિ અને જેની અંદર ભક્તિરૂપી હિમને લીધે જગ્યાએ જગ્યાએ પાણી જામી ગયું છે-એવું. કહેવાનું તાત્પર્ય એ છે, કે ભક્તની પાસે ભગવાન આવી રીતે સાકાર ભાવ ધારણ કરે છે, પણ જ્ઞાન સૂર્યના ઉદયથી બરફ ગળી જાય છે અને પછી ઇશ્વરનો વ્યક્તિ રૂપે બોધ થતો નથી. તેમનું કોઇ રૂપ પણ જોવામાં આવતું નથી; જેનો અનુભવ થાય છે તેતો અવાઙ્મનસગોચરમ્ છે; તે ઉપરાંત એ વિષે કહેશે પણ કોણ? કારણ કહેનારો જ ખોવાઇ જાય છે, તેનો અહંભાવ તદ્દન જ ગળી ગયેલો હોય છે, તેતો સચ્ચિદાનંદ સાગરમાં એકરૂપ થઇ ગયેલ હોય છે, અને તેમનામાં

જરાપણ ભેદ રહેતો નથી. ભક્તોને માટે સગુણ બ્રહ્મ બરાબર છે, એટલે કે ભગવાનને રૂપ છે, તેઓ દર્શન દે છે, પ્રાર્થના સાંભળે છે. પણ જો કોઇ મૂર્ત્તિ આદિ સાકારરૂપ માનવા ન ઇચ્છે તો? તેને માટે ઇશ્વર એક વ્યક્તિ છે, તે પ્રાર્થના સાંભળે છે, સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય કરે છે અને અનન્ત શક્તિવાળા છે એવો બોધ થવાથી પણ તેનું કામ ચાલશે."



## ૪. નેતિ નેતિ અને ઇતિ ઇતિ સાધન પથ

જગત્‌થી પર વસ્તુના અનુસંધાન માટે શાસ્ત્રો બે રસ્તા બતાવે છે. એક નેતિ નેતિ, અર્થાત્ જ્ઞાન માર્ગ અને બીજો ઇતિ ઇતિ એટલે ભક્તિમાર્ગ. જ્ઞાનમાર્ગનો સાધક અન્તિમ લક્ષ્યની વાત પહેલેથીજ હૃદયમાં ધારણ કરી, જ્ઞાનપૂર્વક તે લક્ષ્ય તરફ દિનપ્રતિદિન અગ્રેસર થાય છે, પરંતુ ભક્તિ પથનો સાધક ચરમ વસ્તુ કઇ છે તે વિષયમાં ઘણી વાર અજ્ઞાન હોય છે. ઉચ્ચથી ઉચ્ચ લક્ષ્યો ગ્રહણ કરતાં કરતાં તે આગળ વધે છે અને અંતમાં જગત્‌થી અતીત અદ્વૈત વસ્તુના સાક્ષાત્ પરિચયનો લાભ મેળવે છે જગત્ સંબંધી સાધારણ માણસોની જે ધારણા હોય છે, તેનો તો એ બન્નેને ત્યાગ કરવો પડે છે; જ્ઞાની પહેલેથીજ તેનો સર્વતો ભાવે ત્યાગ કરે છે અને ભક્ત થોડું રાખીને અને થોડું ત્યાગીને સાધનમાં પ્રવૃત્ત થાય છે તથા છેવટે જ્ઞાની માફક જ બધું ત્યાગીને एक मेवाद्वितीयम् તત્ત્વમાં પહોંચે છે. જગત્ સંબંધી ઉલ્લિખિત સ્વાર્થપર અને ભોગસુખૈકલક્ષ્ય સાધારણ ધારણાના

ત્યાગને જ શાસ્ત્રમાં વૈરાગ્ય કહેલ છે. નિત્યપરિવર્તનશીલ નિશ્ચિતમૃત્યુ માનવજીવનમાં જગતની અનિત્યતાનો બોધ સહજ મેળવી શકાય છે, એટલા માટે જગત્ સંબંધી સાધારણ ધારણાનો ત્યાગ કરીને 'નેતિ' 'નેતિ' માર્ગ દ્વારા જગતના કારણનું અનુસંધાન કરવાનો માર્ગ પ્રાચીન યુગના માણસોએ પહેલેથીજ ગ્રહી લીધો હતો, એમ માલુમ પડે છે એજ કારણથી ભક્તિ અને જ્ઞાન માર્ગ એ બન્ને એકજ કાળમાં પ્રચલિત હોવા છતાં ઉપનિષદ્ યુગમાં ભક્તિની સંપૂર્ણ પરિપુષ્ટિ જોવામાં આવતી નથી, પણ "નેતિ" અર્થાત્ નિત્યસ્વરૂપ જગતકારણ "આ નથી" "ત નથી," એ રીતે સાધનમાર્ગમાં અગ્રેસર થઇને,' માનવ થોડા વખતમાં અન્તર્મુખ વૃત્તિવાળાં થઇ ગયાં હતાં એવાં ઘણાં પ્રમાણો ઉપનિષદોમાંથી મળી આવે છે તેઓ એમ સમજી ગયાં હતાં, કે બીજી વસ્તુઓના કરતાં પણ શરીર અને મનજ તેમને જગતની સાથે ગાઢ સંબંધમાં રાખે છે; તેથીજ શરીર તથા મનનું અવલંબન કરીને જગતના કારણનું અન્વેષણ કરવાથી તેની જલ્દી પ્રાપ્તિ થવાનો સંભવ છે. (છાન્દોગ્ય ઉપનિષદ્‌મા ઇન્દ્રવિરોચન સંવાદ જુઓ) તપેલીમાંના ભાતનો એક દાણો દબાવવાથી માલૂમ પડે છે કે ભાત ચડી ગયા છે કે નહિ, તેવીજ રીતે પોતાની અંદરજ જો જગતના નિત્યકારણ સ્વરૂપનું અનુસંધાન મળે તો બીજી વસ્તુઓમાં તેનું સંધાન સહજ મળશે. એટલા માટે "હું કઇ વસ્તુ છું ?" એ વિષયનું અનુસંધાન એ એકજ લક્ષ્ય જ્ઞાનીઓનું હોય છે. આગળ કહ્યું તેમ જ્ઞાની અને ભક્ત એ બન્નેને જગત્ સંબંધી સાધા-

રણ ધારણાનો ત્યાગ કરવો પડે છે. એ ધારણાના સંપૂર્ણ ત્યાગથીજ માનવ મન સર્વવૃત્તિ રહિત થઇને સમાધિનું અધિકારી થાય છે, અને તે સમાધિનેજ શાસ્ત્રમાં નિર્વિકલ્પ સમાધિ કહી છે.

> किमपि सततबोधं केवलानन्दरूपम् ।
> निरुपममतिवेलं प्रकृतमात्रवाविहीनम् ॥
> निरवधि गगनाभं निष्कलं निर्विकल्पम् ।
> हृदि कलयति विद्वान् ब्रह्मपूर्णं समाधौ ।
> प्रकृतिविकृतिशून्यं भावातीतं च भावम् ॥
>
> (વિવેક ચૂડામણિ)

કેવળ, આનન્દ, આનન્દ—તેને દિશા નથી, દેશ નથી, આલંબન નથી, નામ નથી, કેવળ અશરીરી આત્મા પોતાની જ અનિર્વચનીય આનન્દમય અવસ્થામાં, મનબુદ્ધિને ગોચર જેટલા ભાવો છે એ સર્વની પેલી પાર, એક જાતના ભાવાતીત ભાવમાં અવસ્થાન કરે છે, જેનું શાસ્ત્રમાં આત્માનું આત્મામાં રમણ કહીને વર્ણન કરેલું છે એ અવસ્થા નિર્વિકલ્પ સમાધિની છે એ વખતે શરીરનો પણ બોધ રહેતો નથી, તો ખાવાપીવા સુવા બેસવાનો બોધ તો કયાંથીજ રહે? ત્યાં 'હું' 'મારૂં' એવો બોધ પણ કયાંથીજ હોય? ત્યાં બે પણ નથી અને એક પણ નથી, કારણ બેની સ્મૃતિ હોય તોજ એકની સ્મૃતિ થાય; ત્યાં મનની સર્વ વૃત્તિઓ શાંત થઇ જાય છે. આ સ્થિતિને જ અદ્વૈત સાધનની ચરમ અવસ્થા કહી છે.

હવે આપણે 'ઇતિ' 'ઇતિ' એટલે ભક્તિમાર્ગ વિષે થોડો વિચાર કરીએ. આ માર્ગનો સાધક જગતની અનિ-

ત્યતા પ્રત્યક્ષ કરતાં છતાં, જગતકર્તા ઇશ્વરમાં દૃઢ વિશ્વાસ હોવાથી તેમણે ઉત્પન્ન કરેલું જગત્ રૂપ કાર્ય સત્ય કરીને માને છે *જગત્ અને તેની અંદર રહેલી બધી વસ્તુઓ તથા* વ્યક્તિઓ ઇશ્વરની સાથે સંબંધવાળી છે એમ જોઇને ભક્ત સર્વને પોતાના બનાવી લે છે, અને આ સબંધનો અનુભવ કરવામાં જે જે અંતરાયો આડા આવે તેનો ભક્ત ત્યાગ કરે છે.

આ ઉપરાંત *ઇશ્વરના કોઇ એક રૂપ તરફ અનુરાગ તથા* તે સ્વરૂપના ધ્યાનમાં તન્મય થઇને તેની પ્રીતિ માટે સર્વ કાર્યોનું અનુષ્ઠાન કરવું એ ભક્તોને માટે શરૂઆતમાં સહજ લક્ષ્ય બને છે.

આ સ્થિતિમાંથી ભક્ત કોઇ સ્વરૂપનું ધ્યાન કરતાં કરતાં *જગતનું અસ્તિત્વ ભૂલી નિર્વિકલ્પ અવસ્થામાં* કેવી રીતે પહોંચે છે, એ વિષે હવે થોડો વિચાર કરીશું ભક્ત ઇશ્વરના કોઈ એક રૂપને પોતાના ઇષ્ટ ગણીને તે સબંધી વિચાર અને ધ્યાન કરે છે શરૂઆતમાં ધ્યાન કરતી વખતે એ ઇષ્ટ મૂર્ત્તિની સપૂર્ણ છબિ માનસ નયનની સમક્ષ લાવી શકાતી નથી; કોઇ વાર તેનો હાથ, તો કોઇ વાર તેનો પગ, કોઇ વાર તેનું મુખ માત્ર સાધકના જોવામા આવે છે, પણ આ દર્શન થોડી વાર જ ટકી રહે છે અને પછી તરતજ તેનો લય થઇ જાય છે અભ્યાસના ફળ રૂપે ધ્યાન ગભીર થવાથી એ મૂર્ત્તિની છબિ સપૂર્ણ આકારમાં મનની સમક્ષ વારે વારે ખડી થાય છે. ધ્યાન આથી પણ વિશેષ ગભીર થવાથી એ છબિ જ્યાં સુધી મન ચંચળ થતું નથી ત્યાં સુધી સ્થિર

થઈ રહે છે; અને છેવટે તો એ મૂર્તિ ચાલે છે, દોડે છે, હસે છે, વાત કરે છે, અને છેલ્લે ભકતો તેના સ્પર્શનો પણ અનુભવ કરે છે. આ સ્થિતિમાં તે મૂર્તિ તેમને સર્વ પ્રકારે જીવત દેખાય છે અને ભકત આંખો બંધ રાખે કે ન રાખે, ધ્યાન ધરે કે ન ધરે, તો પણ એ મૂર્તિની બધી લીલા એક સરખી રીતે પ્રત્યક્ષ કરે છે. ત્યાર પછી, "મારા ઈષ્ટે પોતાની ઇચ્છાનુરૂપ જૂદાં જૂદાં રૂપો ધારણ કર્યાં છે," આવા વિશ્વાસના ફળરૂપે સાધક પોતાની ઇષ્ટ મૂર્તિમાંજ જૂદી જૂદી જાતનાં દિવ્યરૂપોનાં દર્શન કરે છે. શ્રીરામકૃષ્ણ કહેતા કે "જે વ્યકિત ગમે તે એક રૂપનું આવા જીવન્ત ભાવમાં દર્શન કરે છે તેને બીજાં રૂપોનાં દર્શનો સહજ મળે છે"

આવી જીવન્ત મૂર્તિઓનાં દર્શનો જે સાધકના ભાગ્યમાં હોય છે, તેને જાગ્રત કાળના દૃષ્ટ પદાર્થોની માફક ધ્યાનકાળમાં જોવામાં આવતી ભાવરાજ્યગત એ મૂર્તિઓ પણ તેટલીજ ખરી લાગે છે. બાહ્ય જગત્ અને ભાવરાજ્યના સમાન અસ્તિત્વનો બોધ જે પ્રમાણમાં વધતો જાય છે, તે પ્રમાણમાં સાધકના મનમા બાહ્ય જગત્ મન કલ્પિત છે એવી ધારણા દૃઢ થતી જાય છે. વળી ગભીર ધ્યાનમાં ભાવરાજ્યનો અનુભવ ભકતના મનમાં એટલો પ્રબળ થાય છે, કે એ વખતે તેના મનમાં બાહ્ય જગતનો અનુભવ જરા પણ રહેતો નથી આનેજ શાસ્ત્રમાં સવિકલ્પ સમાધિ કહી છે આવી સમાધિ વખતે માનસિક શક્તિપ્રભાવથી ભકતોનાં મનમાંથી બાહ્ય જગતનો વિલય થયા છતા, ભાવરાજ્યનો વિલય થતો નથી જગતમાં દૃષ્ટ વસ્તુ તથા વ્યકિતઓની

સાથે વ્યવહાર કરતી વખતે, આપણે જે સુખદુઃખનો અનુભવ કરીએ છીએ, તે જ સુખદુઃખનો અનુભવ ભકત પોતાની ઇષ્ટમર્ત્તિ સાથે કરે છે; ત્યારે માત્ર ઇષ્ટમૂર્તિનોજ આશ્રય કરીને તેના મનમાં સંકલ્પ વિકલ્પનો ઉદય થાય છે મુખ્ય પણે એક વિષયનું અવલંબન કરીને જ ભકતના મનમાં આવી વૃત્તિઓનો સંચાર થાય છે, એટલા માટેજ શાસ્ત્ર એ અવસ્થાને સવિકલ્પક વા વિકલ્પ-સયુકત કહે છે.

આ પ્રમાણે ભાવરાજ્યની મધ્યસ્થિત વિષયવિશેષના વિચારની પ્રબળતાને લઈને ભકતના મનમાંથી સ્થૂળ જગતનો લય તો થઇ જાય છે જ, પણ અન્ય સકળ ભાવોનો પણ વિલય થઇ જાય છે. જે ભકત આટલે દૂર પહોંચી શકયો છે, નિર્વિકલ્પ સમાધિ તેની ઘણીજ નજીક છે.

જગતના બહુકાળ વ્યાપી ભોગના અભ્યાસને લઇને જે અસ્તિત્વજ્ઞાન થયેલ છે, તેને દૂર કરવાને જેઓ સમર્થ થયા છે, તેમનું મન અધિક શકિતસંપન્ન અને દૃઢ સંકલ્પ-વાળું થયું છે, એમાં જરા પણ સંદેહ નથી. મનને એકદમ નિર્વિકલ્પ બનાવવાથી ઇશ્વરભોગ અધિક થાય છે, અલ્પ નહિ–આવી ધારણા એક વખત થઇ જાય, તો તે સાધકનું મન ઉત્સાહથી ઇશ્વર તરફ દોડે છે, અને શ્રીગુરુ તથા ઇશ્વર-કૃપાથી તે સાધક ભાવરાજ્યની ચરમ ભૂમિમાં આરોહણ કરીને અદ્વૈતજ્ઞાનમાં અવસ્થાન પૂર્વક ચિરશાંતિનો અધિકારી બને છે; અથવા એમ પણ કહી શકાય કે ગાઢ ઇષ્ટ પ્રેમજ તેને એ ભૂમિમા લઇ જાય છે, અને વ્રજ ગોપીઓની માફક, એ

પ્રેમની પ્રેમલક્ષણાથીજ તે સાધક પોતાના ઇષ્ટ સાથે એકત્વ અનુભવે છે.



## ૫ સ્થિતપ્રજ્ઞ અને વ્યવહાર.

સ્વરૂપના જ્ઞાનદ્વારા બ્રહ્મ સંબંધી અજ્ઞાનનો નાશ કરીને જેણે પોતાના અખંડ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો છે, એવો અવિદ્યાદિ અખિલ બંધન રહિત બ્રહ્મનિષ્ઠ પુરુષ જીવનમુક્ત, સ્થિતપ્રજ્ઞ, તત્ત્વવેત્તા, વિજ્ઞાની ઇત્યાદિ નામોથી સંબોધાય છે.

> भिद्यते हृदयग्रंथि छिद्यन्ते सर्वसंशयाः ।
> क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

"એ પરાવરઃપરમાત્માના સાક્ષાત્કારથી હૃદયની ગ્રંથીઓ ભેદાઇ જાય છે, સર્વ સંશયો દૂર થાય છે, અને સર્વ કર્મોનો ક્ષય થાય છે." આ શ્રુતિ વચન દ્વારા પણ ઉપર કહેલી વાતને પુષ્ટિ મળે છે

આવા જ્ઞાની પુરુષો શરીર તથા ઇન્દ્રિયોની અંધતા, મંદતા તથા અપટુતા વગેરે કારણોને લઇને, તેમજ ક્ષુધા પિપાસા, શોકમોહાદિને લઇને પ્રારબ્ધયોગ દુઃખકર હોવા છતાં વિચલિત થતા નથી, કારણ કે તેઓ જાણે છે, કે એ બધું ઇન્દ્રજાળ જેવું એટલે ખરા અસ્તિત્વ વિનાનું છે જે એક વખત ઇન્દ્રજાળ જુવે છે, તે ફરી એ વિષે ભ્રમમાં પડતો નથી, તેવીજ રીતે વિજ્ઞાન લાભ થયા પછી કેવળ શુભવાસનાઓની જ અનુવૃત્તિ થયા કરે છે, અથવા શુભાશુભમાં ઉદાસીનતા પ્રકટે છે. તેથીજ નૈષ્કર્મ્યસિદ્ધિમાં કહ્યું છે કે:—

बुधस्याद्वैततत्त्वस्य यथेष्टाचरण यदि ।
शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचि भक્षणे ॥

અદ્વૈત તત્વજ્ઞાન થયા પછી પણ જો યથેચ્છાચારની વાસના નહી જાય, તો પછી અપવિત્ર પદાર્થોનુ ભક્ષણ કરનાર કૂતરામા અને તત્ત્વજ્ઞાનીમા શો ફેર ?

જ્ઞાની કદી યથેચ્છાચારી થતો નથી તેનુ અતઃકરણ શુદ્ધ હોવાથી માત્ર શુદ્ધ વાસનાઓનો જ તેનામા ઉદય થાય છે, પણ એ યાદ રાખવું જોઇએ, કે તત્ત્વજ્ઞાનની વાતો અધિક પ્રમાણમા જાણવાથીજ જ્ઞાની થવાતુ નથી, એવા માણસને તો માત્ર પડિત કહી શકાય

સ્વરૂપની ઉપલબ્ધિ થયા પછી જ યથાર્થ જ્ઞાનનો લાભ થાયછે ત્યાર પછી પુરુષ ભ્રમથી પણ અનીતિકર કે અસત્ કાર્ય વા વિચાર સુદ્ધા કરી શકતો નથી તેનું દૃષ્ટાન્ત શ્રીરામકૃષ્ણના જીવનમાથી મળી આવે છે

એક વખત પરમહસદેવ મદિરની પાસે ફરતા ફરતા એક સદ્‌ગૃહસ્થને ત્યા જઈ ચડયા તે વખતે પરમહસદેવના પેટમા દુખાવો થતો હતો, તેથી તે વાત સાભળી એ સદ્‌ગૃહસ્થ બોલ્યા —

"આજ રાતે આપ થોડુ અફીણ લેશો તો આરામ થઈ જશે જતી વખતે મારી પાસેથી આપ માગી લેજો "

પણ વાતો કરતા કરતા બન્નેને એ વાતની વિસ્મૃતિ થઈ ગઇ, અને ત્યાથી ઉઠતી વખતે પરમહસદેવ અફીણ માગવુ ભુલી ગયા થોડે દૂર ગયા પછી પરમહસદેવને એ વાત યાદ આવી, તેથી ફરી પાછા તેઓ અફીણ માટે તે ગૃહસ્થને ઘેર

ગયા, અને તેના નોકર સાથે વાતચીત કરતાં માલૂમ પડ્યું કે તે ગૃહસ્થ તો સૂઇ ગયા હતા, પણ તે નોકરે તેમને થોડું અફીણ આપ્યું અને કહ્યું કે, "આવી ચીજને માટે ઘરના માલીકને કંઇ પૂછવાની જરૂર નથી, આપ સુખેથી લઈ જાઓ"

શ્રીરામકૃષ્ણ અફીણની કટકી લઇ મંદિર તરફ ચાલ્યા, પણ તે ગૃહસ્થના ઘરમાંથી બહાર નીકળે તો તેમને રસ્તો જ દેખાતો બંધ થઇ ગયો! પહેલાં તો તેમને લાગ્યું કે આંખમાં કંઇ વ્યાધિ પેદા થઇ કે શું? પણ પાછા ફરીને જુવે તો બધું બરાબર દેખાય અને માત્ર સામેની બાજુએ જ બધુ ધબ!

આ ઉપરથી તેમને તરત ખ્યાલ આવ્યો કે માલિકના હુકમ વિના તે નોકરે અફીણ દીધુ છે, તથા માલિકે પોતે જ મને તે આપવાનુ કહ્યુ હતુ, માટે તે નોકર પાસેથી અફીણ લીધુ એ ઠીક થયુ નથી, અને આ કારણથી જ રસ્તો દેખાતો નથી તરત જ તેઓએ પાછા જઇ અફીણ આપી દીધુ, એટલે રસ્તો ફરી દેખાવા લાગ્યો

આ દાખલા પરથી સમજાશે કે જેને ખરૂ જ્ઞાન થયુ છે તેનાં શરીર તથા મન એટલા શુદ્ધ થઇ જાય છે, કે તેઓ અનાયાસે જ કોઇ પ્રકારનુ અનીતિકર કે અસત્ કાર્ય વા વિચાર કરી શકતા નથી આવા જ્ઞાની પુરુષને પાપમાથી બચવા કોઇ પણ જાતનો વિચારપૂર્વક યત્ન કરવાની જરૂર રહેતી નથી પરંતુ જેઓ આ સ્થિતિએ પહોચ્યા નથી તેઓએ તો પૂરતા વિચાર પછી જ દરેક કાર્ય કરવું જોઇએ. જો એમ નહિ કરે તો ભ્રમવશાત્ સત્‌ને અસત તથા અની

તિને નીતિ કરીને માની બેસશે અને તેથી ઘણું અનિષ્ટ પરિણામ આવશે.

જ્યારે સાધકના મનમાં સ્વપ્નામાં પણ અનિષ્ટ ભાવનો ઉદય ન થાય ત્યારે જાણવું કે તે ખરા સત્યમાં પ્રતિષ્ઠ થયો છે, તેને સફળતા મળતાં હવે વધારે વખત લાગશે નહિ

એક વખત સફળતા મળી કે ભયનું કારણ રહેતું નથી, કેમકે પછી તેનું પગલું વાંકુંચુંકું પડતું નથી; અર્થાત્ જે કંઇ તે કરે છે અથવા વિચારે છે એ બધું સ્વાર્થગંધશૂન્ય, સત્ તથા કલ્યાણકર જ હોય છે, અને ત્યારે જ એ ઈશ્વરના હાથમાં ખરેખર યંત્ર સ્વરૂપ થાય છે, ત્યારે જ તેના દેહ મનનું આલંબન કરીને ભગવાનની લીલા પ્રકાશે છે અને તેનું આત્મસમર્પણ સિદ્ધ થાય છે આવો પુરુષ જ સત્ય સત્ય કહી શકે છે, કે 'પ્રભુ ! હું યંત્ર છું, તમે યંત્રી છો, "यथा नियुक्तोऽस्मि तथा करोमि" ત્યારે જ તેને પાપપુણ્ય સ્પર્શ કરી શકતાં નથી, અને ભગવાન તેનો ભાર ઉપાડે છે

## પ્રારબ્ધ ભોગ.

કેટલાક ધર્માચાર્યો કહે છે, કે જ્ઞાની તેમજ અજ્ઞાની સર્વને પ્રારબ્ધ કર્મ સમાન રીતે જ ભોગવવાં પડે છે ફેર માત્ર એટલો છે કે જ્ઞાનીને તેના ધૈર્યને લીધે તે ભોગવતાં કલેશ થતો નથી અને અજ્ઞાનીને પોતાની અધીરાઇને લઇને તે ભોગવતાં ઘણી તકલીફ પડે છે. રસ્તાનું પરિમાણ જાણનારો પથિક ધૈર્ય રાખી પોતાના ગંતવ્ય સ્થાન તરફ પ્રયાણ કરે છે અને છેવટે પહોચે છે પણ ખરો, પરંતુ એ પરિમાણ નહિ જાણનાર વ્યક્તિ કલેશ પામે છે. તેવી જ રીતે તત્ત્વ-

જ્ઞાની પુરુષને જગતની બધી વ્યાવહારિક વસ્તુમાં અનિત્યતાનો બોધ થવાથી તે અનાયાસે સર્વ ક્લેશમાંથી પાર ઉતરી જાય છે. ..

પરંતુ આ મત બરાબર લાગતો નથી. આધુનિક ધર્મ-વિજ્ઞાનીઓ કહે છે, કે એક પ્રારબ્ધ તેના વિપરીત પ્રારબ્ધ દ્વારા બાધિત થાય છે, એટલે કે જે વધારે પ્રબળ તે ફળીભૂત થાય છે, અને બાકીનું નષ્ટ થઈ જાય છે.

દૃષ્ટાન્ત તરીકે નીચેનું પૌરાણિક આખ્યાન આપી શકાયઃ—

એક વખત નારદ ઋષિ વૈકુંઠ તરફ જતા હતા રસ્તામાં એક સાધકને તેમણે કઠોર તપ કરતો જોયો, નારદજીને જોઇ તેણે વિનતિ કરી, કે "આપ ભગવાન નારાયણને પૂછજો કે તેઓ મને ક્યારે દર્શન આપશે? તેમના દર્શનની અભિલાષાથી હું કઠોર તપમાં લાગ્યો રહ્યો છું"

નારદ ઋષિ 'તથાસ્તુ' કહીને આગળ વધ્યા જરા આગળ ગયા, ત્યાં તેમણે એક હૃષ્ટપુષ્ટ પ્રસન્ન વદનવાળા ભક્તને બેઠેલો જોયો. તેનો દેખાવ જોઇને જ નારદજીને માલુમ પડી ગયું કે આ ભાઇ તપશ્ચર્યા દ્વારા શરીરને જરા પણ આંચ આવવા દે એવા નથી!

તેણે પણ નારદજીને વિનતિ કરી, કે "આપ નારાયણને પૂછી જોજો કે મને દર્શન આપશે કે નહિ?"

યથાસમય નારદઋષિ વૈકુંઠમાં પહોંચ્યા અને આડી-અવળી વાતો કર્યા પછી તેમણે ઉપર જણાવેલા બન્ને સાધકોની વિનતિ નારાયણને નિવેદન કરી. ભગવાન નારાયણે જવાબ આપ્યો, કે "તપસ્વી સાધકને કહેજો કે જે વૃક્ષ નીચે

તે બેઠો છે તે ઝાડને જેટલાં પાંદડાં છે તેટલા જન્મ પછી તેના પ્રારબ્ધનો ક્ષય થશે અને ત્યારે તે મારું દર્શન પામશે, અને ભક્ત સાધકને પણ એવો જ જવાબ આપજો."

તપસ્વી સાધક તો એક કેરા નીચે બેસી તપ કરતો હતો તેણે તો બહુ રાજી થવું જોઈતુ હતું, પણ નારદજીને મ્હોયે આ વાત સાંભળી તે તદ્દન નિરુત્સાહ થઈ ગયો અને તપ છોડી પોતાને ઘેર પાછો ગયો.

બીજો ભક્ત સાધક જે આંબલીના ઝાડ નીચે બેઠો હતો તે આવો જવાબ સાભળી આનન્દમા આવી ગયો અને પ્રેમોન્મત્ત થઈ, "એક દિવસ દર્શન તો દેશે ને" એમ બોલી બોલી નાચવા લાગ્યો. આમ તે નાચતો હતો, તેવામા ભગવાન નારાયણ તેની સમક્ષ પ્રકટ થયા અને તેને દર્શન આપી કૃતાર્થ કર્યો

નારદજીને તો ઘણી નવાઈ લાગી અને કહેવા લાગ્યા, "પ્રભુ ! આપે હમણા જ મને કહ્યુ હતુ ને કે આ ઝાડ પર જેટલા પાદડા છે તેટલા જન્મ પછી આને દર્શન થશે, પણ આપ તો આજને આજ હાજર થઈ ગયા!"

નારાયણે કહ્યુ.–"નારદ ! મે જે કહ્યુ હતું તે સત્ય જ કહ્યુ હતુ, પણ આ સાધક મારા પ્રેમમા એટલો બધો ઉન્મત્ત થઈ ગયો કે તેના બધા પ્રારબ્ધનો તત્ક્ષણ ક્ષય થઈ ગયો અને તેને દર્શન દેવાનો વખત આવી પહોચવાથી મારે તરત જ આવવુ પડ્યુ."

એક અસત્ અથવા સત્ પ્રારબ્ધ બીજા અધિક પ્રબળ અસત્ અથવા સત્ પ્રારબ્ધ દ્વારા બાધિત થાય છે.

વિજ્ઞાન પણ આજ વાત સિદ્ધ કરે છે. એક પ્રબળ શકિતપ્રવાહને અટકાવવા માટે બીજા વધારે પ્રબળ શકિતવાળા પ્રવાહની સૃષ્ટિ કરવી જોઇએ. આ પ્રમાણે બીજાં (સંચિત તથા ક્રિયમાણ) કર્મફળોની માફક પ્રારબ્ધનું પણ નિવારણ કરી શકાય છે. અજ્ઞાની પુરુષ પ્રારબ્ધમાં શું છે તે જાણી શકતો નથી, પણ તત્ત્વવિત્ સર્વજ્ઞત્વ આદિ ગુણસંપન્ન પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા પછી સર્વ જાણવાને સમર્થ થાય છે. તેથી જો તે ઇચ્છા કરે, તો સ્વપ્રકૃતિ પોતાને આધીન હોવાને લીધે પ્રારબ્ધને પણ અટકાવી શકે છે; પરન્તુ ભકત સાધકે પરમાત્મામાં સ્વાર્પણ કરેલું હોવાથી એ બધું જાણતાં છતાં તે સર્વ ઇશ્વરની ઇચ્છા ઉપર મૂકી દે છે અને પ્રફુલ્લ ચિત્તે પ્રારબ્ધ ફળ ભોગવે છે. એવા સાધકોનો જીવનમંત્ર "પ્રભુ! તારી ઇચ્છા પૂર્ણ હો," એ હોય છે.

શરૂઆતમાં એક પરમાત્મા જ સ્વમહિમામાં વિરાજિત હતા; તેમણે એવી ઇચ્છા કરી કે, "બહુ પ્રજાની સૃષ્ટિ કરૂં, અને એ પ્રમાણે પ્રજા સહિત સર્વ લોકોની સૃષ્ટિ કરી" શ્રુતિમાં ઉપરનું પ્રમાણ આપ્યુ છે. આ મૂળસૂત્ર ઉપર ભક્તિ શાસ્ત્ર સંગઠિત છે. ભકત ભગવાનની ઇચ્છા જ સર્વ વસ્તુના કારણરૂપ છે એમ જાણે છે, અને આ સુખદુઃખમય સંસાર તેની લીલા માટે જ છે, એમ સમજે છે. લીલા માટે ઉત્પન્ન કરેલી આ સર્વ રચના તેમની ઇચ્છા થશે ત્યારે બંધ થશે, અને એ લીલામાં નાના પ્રકારનાં સુખદુઃખનો અનુભવ એ પણ તેમની ઇચ્છાથી જ થાય છે.

જો આમ હોય તો ઇશ્વરનું તંત્ર નિષ્ઠુર છે, એવી

કોઇને આશંકા થાય

પરંતુ પ્રકૃત ભકતો કહે છે, કે તે નિષ્ઠુર નથી, કારણ ઇચ્છા માત્રથી જ તેમણે સંસારસૃષ્ટિ નિર્માણ કરી છે, અને તેમના વિરાટ્ મનમાં ઉદય પામી એ ઇચ્છાએ સંકલ્પાત્મક અખિલ વિશ્વબ્રહ્માંડને રચ્યું છે. તેમજ એ સંકલ્પપ્રભાવથી તેઓએ એ સર્વમાં પ્રાણરૂપે પ્રવેશ કર્યો છે. તેમણે પોતે જ લીલા માટે આ બધાં રૂપો ધારણ કર્યાં છે, અને સુખદુઃખ જન્મ મૃત્યુ આદિની રચના કરી છે સર્વજ્ઞ હોવા છતાં લીલા માટે તેમણે સ્વલ્પ અજ્ઞતાનો સ્વીકાર કર્યો છે, અને સુખદુઃખને વશ થઇ તેઓ જ વિચરે છે. પોતાની ઇચ્છા માત્રથી ભગવાન કોઇ એક રૂપમાં સ્વ-રૂપની ઉપલબ્ધિ કરી એ આનન્દનો સંવાદ બીજા સર્વને આપી પડેલા રૂપનું પોતાનામાં સંવરણ કરી લે છે. આવી લીલા અનન્ત કાળથી ચાલી રહી છે, અને હજી પણ અનન્ત કાળ સુધી ચાલ્યા કરશે. "હું" "તું" "આખું જગત્"-એ બધું પ્રભુ રૂપ જ છે, અથવા તેના મનોમય રૂપ છે, તેથી કર્મફળ, પ્રારબ્ધ ઇત્યાદિનો કઇ અર્થ જ નથી. એ બધુ એમની ઇચ્છા માત્ર છે-સર્વમય પરમ પુરુષની લીલા છે

આ જગત્ એક મોટી નાટકશાળા છે, જ્યાં સંસારરૂપી નાટક ભજવાઈ રહ્યું છે. એ લીલામય ભગવાન પોતાની માયાનું અવલંબન કરીને નાટકનાં પાત્રો રૂપ તેમજ પ્રેક્ષક રૂપ થયેલ છે અને આનન્દ ભોગવી રહ્યા છે એક નાટક પૂરૂં થવાથી બીજું નાટક શરૂ થાય છે અને જે પાત્રનો પાઠ પૂરો થયો હોય છે તેને ઘેર જવાની છુટ્ટી મળે છે. આવી છુટ્ટીને ભક્તિ-

શાસ્ત્રમાં મુક્તિ કહે છે, યોગીઓ તેને સ્વરૂપમાં લય કહે છે અને વેદાન્તીઓ તેને સ્વમહિમામાં પ્રતિષ્ઠા અથવા સ્વરૂપમાં સ્થિતિને નામે વર્ણવે છે

કેટલાક એવી શંકા ઉઠાવે છે, કે જો ઈશ્વર જ આ બધું છે, તો પછી ભક્તિપૂજા આદિ બધી સાધના નિરર્થક છે. પરંતુ આવી માન્યતા ભૂલ ભરેલી છે, કારણ એ પણ એની લીલા જ છે. ભક્ત બનીને તેઓ જ ભગવાન રૂપે ભક્તિ પૂજા આદિ ગ્રહણ કરે છે, તેનાં પ્રમાણો પુરાણો તથા ભક્તોનાં જીવનમાંથી મળી આવે છે. શ્રુતિમાં પણ આ વાત પ્રકારાંતરે સમજાવી છે.

સર્વ વસ્તુઓનો માયિક સ્વભાવ સમજીને જ્ઞાની પુરુષની એ'.વિષયોના ભોગમાં ફરી પ્રવૃત્તિ થતી નથી; જેવી રીતે મૃત્યુશય્યામાં પડેલો પુરુષ પરણવાની વાસના કરતો નથી, પણ મૃત્યુકાળની જ અપેક્ષા કરે છે, તેવી જ રીતે જ્ઞાની પુરુષ પણ સુખદુઃખમય પ્રારબ્ધના ભોગના અવસાનની રાહ જુવે છે. આનો અર્થ એવો થતો નથી, કે હાથ પગ સમેટી લઈને જડવત્ પડયો રહે છે. જ્ઞાની તો જગતના મિથ્યાત્વનો બોધ થયા છતાં સર્વ સાધારણના કલ્યાણ માટે વ્યવહારમાં પ્રવૃત્ત જ રહે છે. સ્વામી વિવેકાનન્દ કહેતા, કે જ્યારે આ સંસારમાં આવી પડયા છીએ ત્યારે ચાલો, એ શયતાનની બરાબર સામે થઈએ, એટલે કે ઉત્તમ વ્યવહારમાં નિયુક્ત થઈએ. જ્ઞાની પુરુષ ધ્યાનરત વ્યક્તિની માફક લૌકિક આચારાદિ પાળવામાં અસમર્થ નિવડતા નથી, પણ ઉલટું તેઓ તો પૂર્વાપેક્ષા વધારે સુંદર રીતે જ એ બધું સંપાદન કરી

શકે છે. જનકાદિ રાજાઓ તથા વસિષ્ઠાદિ ઋષિઓનાં જીવનની આલોચના કરવાથી આ સત્ય બરાબર સમજાશે. એ બધા પરમ તત્ત્વવેત્તાઓ હોવા છતાં લોકકલ્યાણ માટે બધો વ્યવહાર ચલાવતા, કેમકે "શ્રેષ્ઠ પુરુષો જેવું આચરણ કરે છે, બીજાઓ પણ તેવું જ આચરણ કરે છે, તેઓ જેને પ્રમાણ તરીકે કબૂલ રાખે છે, અન્ય માણસો પણ તેનું જ અનુવર્તન કરે છે." (ગીતા અ. ૩ શ્લોક ૧૧) જો તેઓ સાધારણ મનુષ્યો માફક વ્યવહાર ન કરે, તો સમાજમાં અત્યંત અવ્યવસ્થા ઉત્પન્ન થાય. તેથી જ કૃષ્ણ ભગવાન કહે છે કે:—

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत् सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥
(ગીતા અ. ૩-૨૬)

કર્મ અને ફળમાં આસક્ત અજ્ઞાનીઓની બુદ્ધિમાં યોગસિદ્ધ કૃતકૃત્ય જ્ઞાની પુરુષે સંશય ઉપજાવવો નહિ; અને રૂડે પ્રકારે કર્મો આચરતા રહીને તેઓ સર્વને કર્મમાં જ જોડવા.

બીજી એક જગ્યાએ ગીતામાં કહ્યું છે કે, લોકહિતેચ્છુ તત્ત્વજ્ઞાનીએ અનાસક્ત થઈને અજ્ઞાનીઓની માફક વ્યવહાર કરવો જોઈએ. તેનો અર્થ એ નથી થતો કે અજ્ઞાની માફક સદ્ વિવેકશૂન્ય થઈ તેણે કર્માનુષ્ઠાનમાં રત થવું. તેમનામાં લેશ પણ સ્વાર્થ નહિ હોવાથી અજ્ઞાની માફક પોતાના જ સ્વાર્થ તરફ લક્ષ્ય રાખવામાં તેઓ અસમર્થ નિવડે છે. સર્વનું કલ્યાણ એજ તેમનું ધ્યેય હોય છે, તેથી જે ધર્મ, જાતિ, સમાજ અથવા દેશમાં તેઓ શરીર ધારણ કરે છે, તેના

કલ્યાણ માટે તેઓ પ્રાણપણે પ્રયત્ન કરે છે. આ વિષયોમાં ભેદબુદ્ધિ ઉત્પન્ન કરી તેઓ અજ્ઞાનીઓને વિચલિત કરતા નથી. દૃષ્ટાન્ત તરીકે ધર્મજ્ઞાનનો વિષય લો. આપણા વૈદિક ધર્મમાં નાના પ્રકારના સાંપ્રદાયિક ભેદ જોવામાં આવે છે,—દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, અદ્વૈત ઇત્યાદિ લોકો પોતાની બુદ્ધિના પ્રમાણમાં ઈશ્વર તથા ધર્મ સંબંધી ધારણાઓ બાંધે છે ઉક્ત મતવાદોની અંદરથી જેની બુદ્ધિમાં જે બંધ બેસે તે રસ્તે તેને જવા દેવો જોઇએ દ્વૈતવાદમાં વિશ્વાસુ પુરુષને પ્રખર યુક્તિદ્વારા અદ્વૈતવાદ સમજાવવાની કોશીષ કરીએ તો તેનું મગજ એટલું બળવાન નહિ હોવાથી તે ગ્રહણ કરી શકતો નથી; અને તેને પરિણામે તેનો ભાવ નષ્ટ થઇ જશે, તથા તેના ધર્મજીવનમાં વિઘ્ન ઉપસ્થિત થશે. શરીરમાં જેમ શૈશવ, કૌમાર, યૌવનાદિ પ્રાકૃતિક વૃદ્ધિ થાય છે, તેમજ મનોરાજ્યમા પણ સમજી લેવાનુ છે. એટલા માટે શિશુમન દ્વૈતવાદીઓને પૂરેપૂરો અદ્વૈતવાદ વૃદ્ધનાં વિજ્ઞતાપૂર્ણ વચનોની માફક બોધગમ્ય થતો નથી, પરતુ જો તેને વિશિષ્ટાદ્વૈતવાદ સમજાવવામા આવે તો તે તેનાથી અનાયાસે સમજાય છે, કારણ તેનો દ્વૈતવાદ સાથે ઘનિષ્ઠ સંબધ છે. આવી જ રીતે વિશિષ્ટાદ્વૈત પછી અદ્વૈતવાદ સહેલાઇથી સમજાય છે. જ્યાં સુધી દેહાત્મબોધ અધિક ભાવમા વર્તમાન રહે છે, ત્યાં સુધી દ્વૈતવાદ જ ઉપયુક્ત સમજવો જોઇએ. ત્યાર પછી દેહાત્મભાવ જરા ક્ષીણ થતાં વિશિષ્ટાદ્વૈત અને તેનો પૂરેપૂરો લોપ થયા પછી અદ્વૈતવાદ. યથાર્થ જ્ઞાની આચાર્યો આવી સમજને લીધે બુદ્ધિભેદ પેદા કર્યા વિના જ ઇશ્વર સંબંધી ઉપદેશ આપે છે; અન્યાન્ય

વિષયમાં પણ આ પ્રમાણે સમજી લેવું–એટલે કે ધીરે ધીરે ક્રમાનુસારે અજ્ઞાની મનુષ્યોને પૂર્ણ જ્ઞાન તરફ લઇ જવાં. શાસ્ત્રમાં આ વાત અધિકારી ભેદને નામે વર્ણવી છે.

તત્ત્વજ્ઞાની સમદૃષ્ટિસંપન્ન હોવાથી વર્ણાશ્રમાદિ શાસ્ત્રીય વિધિનું પાલન કરવામાં અસમર્થ નિવડે છે. ખરી વાત તો એ છે, કે તે સર્વ પ્રકારના વિધિનિષેધની પેલી પાર પહોંચે છે, અને માત્ર સ્વેચ્છાથી જ તેઓ ઉત્તમ વિધિઓનું પાલન કરે છે. જે જિતેન્દ્રિય જ્ઞાની પુરુષ ભૂતમાત્રમાં એક જ આત્માનો વાસ અનુભવે છે, તેના શુદ્ધ અંતઃકરણમાં કોઇ પ્રકારના મલિન ભાવનો ઉદય થઇ શકતો જ નથી, અને તેથી કંઇ પણ મલિન કાર્ય તેનાથી થઇ શકતું નથી. આવો જ્ઞાની પુરુષ જે કંઇ કરે, કે બોલે તેને પ્રમાણ ગણવામાં કંઇ દોષ નથી, ( જુઓ ગીતા, અ ૩–૨૧ ) કારણ શુદ્ધાંતઃકરણમાં પ્રત્યેક વસ્તુ તથા અવસ્થાનું સત્ય રૂપ જ પ્રતિફલિત થાય છે, અર્થાત્ શુદ્ધની શુદ્ધતા અને મલિનની મલિનતા તેનાથી છૂપી રહી શકતી નથી; તે તે વસ્તુઓના સંસ્પર્શમાં આવતાં જ તેઓ તેનું યથાર્થ સ્વરૂપ સમજી જાય છે, અને તેથી જ વ્યવહારમાં તેઓ જરાપણ ભૂલ કરતા નથી, તથા તેમનું આચરણ પ્રમાણભૂત ગણી ગ્રહણ થાય છે.

સર્વત્ર સમદર્શી પુરુષો આત્માનંદમાં મગ્ન રહે છે અને તેઓના તરફથી અન્ય લોકોને તથા અન્ય લોકો તરફથી તેમને ત્રાસ થતો નથી. (જુઓ ગીતા, અ. ૧૨ શ્લોક ૧૫).

સદા સંતુષ્ટ ચિત્ત વડે તેઓ હર્ષ અને ખેદ, ભય અને વિષાદ, સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વન્દ્વોથી વિમુક્ત, તથા નિન્દા અને સ્તુતિ, માન અને અપમાનમાં સમબુદ્ધિ થઈ, નિજ આત્માતુલ્ય બોધને લીધે સર્વ ભૂતોમાં સમદૃષ્ટિ રાખે છે અને અનાસક્ત થઇને પરમ ધૈર્ય તથા ઉત્સાહ સાથે કર્તવ્ય કર્મનું અનુષ્ઠાન કરે છે. તેમની દૃષ્ટિમાં લોહું, પત્થર અને સોનાની વચ્ચે લોભશૂન્યતાને લીધે કોઇપણ જાતનો પ્રભેદ પ્રતિભાત થતો નથી, અર્થાત્ સમાનભાવ હોવાને લીધે તેઓ કાર્પણ્ય-દોષશૂન્ય અને કાંચન સંશ્લિષ્ટ સર્વ પ્રકારના પાપથી મુક્ત રહે છે. લોકકલ્યાણ સિવાય બીજો કોઇ સ્વાર્થ નહિ હોવાથી, ભ્રમવશાત્ કોઇપણ સ્વાર્થાંધ વ્યક્તિ તેમની સાથે શત્રુતા બાંધે, છતાં પણ તેઓ વિદ્વેષભાવથી અલિપ્ત રહે છે, અને પોતાના મિત્રની જેમ તેમની પણ કલ્યાણકામના કરે છે. કોઇ કર્મની સિદ્ધિમાં આનન્દથી ઉત્ફુલ્લ થતા નથી, અથવા અસિદ્ધિમાં દુઃખગ્રસ્ત થતા નથી. સર્વ અવસ્થાઓમાં અચલ રહી, ઇચ્છામાત્રથી સર્વ પ્રવૃત્તિઓમાંથી મન કાઢી નાખી, આત્મારામ થઇ વિચરી શકે છે. સ્વવશીકૃત મન તથા ઇન્દ્રિયદ્વારા રાગદ્વેષ રહિત થઇ કાર્યનું અનુષ્ઠાન તેઓ કરે છે, તેથી હરહંમેશ તેમના અંતઃકરણમાં શાન્તિ વિરાજે છે; અને નિસ્પૃહ, નિર્મળ તથા નિરહંકાર હોવાથી તેઓનો ચિત્તપ્રસાદ કદી ઘટતો નથી.

બધી જાતના વિધિનિષેધની હદ બહાર હોવા છતાં, જ્ઞાની પુરુષોનાં કર્મો સદા નિર્દોષ તથા પાપશૂન્ય જ હોય છે. ઇશ્વરની ઇચ્છાદ્વારા પ્રેરિત થઇને કયારેક કયારેક તેઓ લોક-

બુદ્ધિને ન સમજાય તેવાં કાર્યો કરી નાંખે છે, પણ આપાત દૃષ્ટિએ દોષયુકત માલૂમ પડવા છતાં, એવાં કર્મોનું ફળ જોવાથી સમજાયમાં આવે છે, કે તે નિર્દોષ બુદ્ધિથી તથા કોઇ ખાસ કલ્યાણને માટે જ કરવામાં આવેલાં હોય છે. પવિત્ર હૃદયના તત્ત્વજ્ઞ પુરુષો લોક હિતાર્થે અથવા લોક શિક્ષાર્થે અનેક માણસોના પ્રાણનો નાશ કરવા છતાં પાપલિપ્ત થતા નથી, કારણ ભગવદ્ ઇચ્છાને આધીન રહી યન્ત્રવત્ પરિચાલિત થઇને કર્મ કરનારા પુરુષો 'अहं कर्ता' એવા બોધ વિનાના હોવાથી કૃતકર્મને માટે જવાબદાર રહેતા નથી. શ્રીમદ્ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે—

> यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
> हत्वापि स इमाँ ल्लोकान्न हन्ति न निबध्यते ॥
>
> (ગીતા અ ૧૮ શ્લોક ૧૭)

એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ ભક્ત સમદર્શી હોય છે એ ખરું, પણ તેનો અર્થ એવો નથી, કે તે ચોર તથા લંપટની પણ સાધુ પુરુષની માફક પૂજા કરે છે, અરે! પૂજા કરે છે ખરા, પણ પુષ્પ વડે નહિ કિન્તુ સારી રીતે ડંડા વડે. 'જેવો દેવ તેવી પૂજા' "शठं प्रति शठं कुर्यात्" એ નીતિનું તેઓ ઉલ્લંઘન કરતા નથી પરન્તુ જેઓ લોક-શિક્ષા તરફ ખ્યાલ રાખ્યા વિના આત્મારામ થઇને ઉન્મત્ત-વત્, પિચાશવત્ કે બાલકવત્ વિચરણ કરે છે તે વિજ્ઞાનીનો વ્યવહાર સાધારણ નીતિની વિરૂદ્ધ હોઇ શકે છે, પણ તેનો દોષ તેને લાગતો નથી, અને તેઓ નીતિવાન પુરુષોથી કોઇ અંશમાં ન્યૂન પણ નથી. તેઓ ઇચ્છા થાય તો વાઘને પણ

આલિંગન કરી શકે છે, (દૃષ્ટાંત બુદ્ધદેવનું જીવન ચરિત્ર) અથવા ચોરલંપટની સાધુ પુરુષને ઉચિત રીતે પૂજા પણ કરી શકે છે. (પાવ્હારી બાબાનું જીવન ચરિત્ર.) પરંતુ જો સમાજ તેમનું અનુકરણ કરવા જાય તો સામાજિક નીતિવ્યવસ્થા સ્થાન ભ્રષ્ટ થઇ જાય, અને અનાચાર તથા અનીતિની માત્રા એટલી બધી વધી જાય, કે સાંસારિક લોકોનું જીવન અતિ દુઃખમય બને માટેજ महाजनो येन गत स्स पन्था હોવા છતાં મહાજન મહાજનના આચરણમાં ભેદ પડે છે. જે જેવા આદર્શને ગ્રહણ કરી જીવન ગાળવા ઇચ્છે છે, તેણે તેવા આદર્શના ઉચ્ચતમ શિખર પર સ્થિત વ્યક્તિનું અનુસરણ કરવું જોઇએ, અને તોજ શ્રેય લાભ થાય છે. ગાર્હસ્થ્ય અને સંન્યાસ જીવનમાં અનેક પ્રભેદ છે બન્નેનું ગમ્યસ્થાન અંતમાં એક હોવા છતાં તેઓ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ માફક એક બીજાથી અત્યંત દૂર છે.

આ ખ્યાલ વિસરી જવાથી ભારતવર્ષના ગૃહસ્થ જીવનમાં કર્તવ્યાકર્તવ્ય સંબંધી આટલી બધી ગડબડ જોવામાં આવે છે. અજ્ઞ ધર્માચાર્યો ત્યાગીનો ધર્મ ગૃહસ્થને ઉપદેશતાં જરાપણ અચકાતા નથી. ગૃહસ્થાશ્રમીઓને અતિઆશ્રમીઓના જીવનનો આદર્શ બતાવીને તેઓ સામાજિક જીવનમાં ઉછૃખળતાની સૃષ્ટિ રચે છે જેનું ચિત્ત સંસારના સુખભોગમાં હોય છે, તે અનેકવાર એ વિષયોના અનિત્યત્વનો સંદેશો સાંભળતાં છતાં, અનેક પ્રકારના દુઃખભોગ ભોગવતાં છતાં, તેને છોડી શકતો નથી. એવા માણસ પાસે શુકદેવ, સનતસનાતન, નારદાદિના જીવન આદર્શની વાતો કરવી એ

નરી મૂર્ખતા સિવાય બીજું કંઇ નથી; તેમને તો વ્યાસ, વશિષ્ઠ, જનક, યુધિષ્ઠિરાદિના જીવન આદર્શનોજ ઉપદેશ કરવો જોઇએ આ બધું તેઓ સમજી શકશે અને તે દ્વારા તેમનું યથાર્થ કલ્યાણ પણ થશે. શુકદેવાદિ અને વ્યાસવસિષ્ઠાદિ એક સરખી રીતે મહાજન પદવીને લાયક છે એમાં સંદેહ નથી, પણ એક સંન્યાસી વા ત્યાગી ચતુર્થાશ્રમીના આદર્શ છે, જ્યારે બીજા ગૃહસ્થોને માટે આદર્શરૂપ છે એટલા માટે એ બધા મહાજન હોવા છતાં, જે વ્યક્તિ જે આદર્શ પ્રમાણે પોતાનું જીવન ગઠન કરવા ચાહે, તેણે તે જાતના આદર્શનો જે મહાજનના જીવનમાં શ્રેષ્ઠતમ પ્રકાશ થયો હોય એવા સત્ અને વિજ્ઞ પુરુષનું અનુકરણ કરવું જોઇએ 'જેને જે પથ્ય તેજ તેને દેવું,' એમ રામકૃષ્ણ પરમહંસ કહેતા. આ કથનમાં અતિ ગૂઢ સત્ય સમાયેલું છે, અને તે ભારતવર્ષના ઋષિ મુનિઓનો શ્રેષ્ઠ આવિષ્કાર છે તેની વિસ્મૃતિ થવાથી જ આપણા ધાર્મિક તથા નૈતિક જીવનમા અવ્યવસ્થા જોવામાં આવે છે

ચતુર્થાશ્રમીઓ માફક સત્ય, નીતિ, ક્ષમા, દયા આદિ ગુણો ગૃહસ્થાશ્રમીઓને અનુકરણ કરવા લાયક હોવા છતા તેની માત્રાનું ન્યૂનાધિકય હોય છે એક સન્યાસીને કોઇ દુષ્ટ પુરુષ ફરી ફરી ઉત્પીડિન કરે તોપણ તે તેને ક્ષમા કરશે, કારણ એ તેનો ધર્મ છે, પણ જો એક ગૃહસ્થ તેમ કરે તો તે ઠીક નથી કોઇપણ જાતના વિદ્વેષ વિના ઉપર જણાવેલ દુષ્ટ પ્રવૃત્તિવાળા ભ્રાંત ભાઇને બને તો ઉત્તમ રીતે સમજાવી અથવા કુ ફાડો મારી જરા ડરાવી સીધા રસ્તા પર લાવવાની

કોશીષ કરવી અને જો તેમ ન માને તો કઠોર શિક્ષા કરીને પણ તેને ઠેકાણે લાવનાં અચકાવું નહિ આવા ભાવથી આચરણ કરવાથી જ્ઞાનીને પાપ સ્પર્શી શકતું નથી, એમ શાસ્ત્રો પણ સાક્ષી પૂરે છે. 'એક ગાલપર થપડાક પડે તો બીજો ધરવો' (મહાત્મા ક્રાઈસ્ટનું શિક્ષણ) એ સંન્યાસીને માટે પ્રશંસાજનક નીતિસૂત્ર છે, પરંતુ ગૃહસ્થીએ તેનું અનુકરણ ન કરવું, નહિ તો તેને હમ્મેશાં થપડાકો જ ખાવી પડશે. નીતિજ્ઞ પુરુષો કહે છે, કે શઠની સાથે શઠતા—સામ, દામ, દંડ, ભેદ આદિનો વ્યવહાર જરૂર કરવો જોઇએ; અને ધર્મ પણ એજ ઉપદેશ આપે છે.

વિજ્ઞ વ્યક્તિએ દેશ, કાળ, અવસ્થા પ્રત્યે લક્ષ્ય રાખીને આસક્તિશૂન્ય તથા નિશ્ચલ ચિત્તે આચરણ કરવું જોઇએ. સામાજિક પ્રથા, નીતિ નિયમ સદા પરિવર્તનશીલ છે, માટે જ્ઞાની તે કોઇમાં આસક્ત થતો નથી, કિન્તુ અસત્, અન્યાયકર પ્રથાઓના સંશોધન માટે લોકનિન્દાથી ડર્યા વિના સ્વયં ઉત્તમ આચરણપૂર્વક જનસમાજને ઉપદેશ આપે છે.

આચરણ સંબંધી વિચાર કરતાં બે વિષયો તરફ લક્ષ્ય રાખવું જોઇએઃ—(૧) ઉદ્દેશ્ય. (૨) પ્રયોગ અથવા બાહ્યિક આચરણ જો કે ઉદ્દેશ્ય જ પ્રધાનપણે વિચાર્ય છે, અને તેનો વિચાર કરવાથી જ નિશ્ચય પર આવી શકાય છે, પણ સાધારણ બુદ્ધિનાં માણસો એ સમજી શકતાં નથી, માટે ઉદ્દેશ્ય અને આચરણ એ બન્ને તરફ લક્ષ્ય આપવું જોઇએ.

જ્ઞાની પુરુષોનાં સર્વ આચરણોના મૂલમાં સમાજના ઉત્કર્ષ સાધનરૂપ ઉદ્દેશ્ય રહેલો હોય છે; લોકોનું ઇહલૌકિક

તથા પારલૌકિક કલ્યાણ સાધન એજ તેમના જીવનનો મૂળ-મંત્ર બને છે. આવા જ્ઞાની પુરુષો પાપના બદલામાં પાપ કરતા નથી, પણ વિદ્વેષ ભાવ શૂન્ય થઇ, પાપના દમન માટે યથાકર્તવ્ય વર્તતાં જરા પણ ડરતા નથી. આથી જ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ઉપદેશ આપતાં કહે છે કેઃ—

तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पित मनोबुद्धि र्मामेवैष्यस्य संशयम् ॥

"તે માટે સર્વ કાળ તું મારું સ્મરણ કરતો રહે અને યુદ્ધ કર. મારામાં મનબુદ્ધિ અર્પણ કરવાથી નિઃસંશય તું મને જ પામીશ. અને આવી રીતે જો તું તારાં કર્તવ્યો બજાવીશ, તો अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः, હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, એ વિષે તું બેધડક રહે"

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



# પાંચમું પ્રકરણ.



## ૧ *ઉપાખ્યાનો તથા ભક્તચરિત્રો



### હોલાહોલીનું ઉપાખ્યાન

( અતિસ્નેહ હાનિકારક છે )

એક વનમાં હોલો અને હોલી રહેતાં હતાં આ જોડું અરસ્પરસ ગાઢ પ્રીતિવાળું હતું. બન્નેની એકગાંઠ હોવાથી તેઓ સાથેજ ઉડતાં, સાથેજ ફરતાં, અને સાથેજ ચારો ચરતાં, જાણે બન્નેનો જીવજ એક હોલી જે જે વસ્તુ માગતી તે ગમે તેટલું કષ્ટ વેઠીને પ્રેમાધીન હોલો પૂરી પાડતો થોડા સમય પછી હોલીને ગર્ભ રહ્યો અને તેણે માળામાં ઈંડાં મૂકયાં; યથા સમયે તેમાંથી બચ્ચાં નીકળ્યાં હોલા હોલીએ અતિ સાવધાનતાથી પ્રેમપૂર્વક બચ્ચાઓનું પોષણ કરવા માંડયું. તેમનો મધુર કલરવ સાંભળી બન્ને ખૂબ આનંદ

* સ્થળ સંકોચને લીધે અહીં ઘણાં થોડાં ઉપાખ્યાનો તથા ભક્તચરિત્રો આપી શકાયાં છે. વિશેષ માટે ભાગવત, મહાભારત, મુસ્લીમ મહાત્માઓ તથાકલ્યાણનો સંત અંક–જેવા ગ્રંથો જોવા.

પામતાં બચ્ચાઓ માટે ખૂબ દૂર જઇ તેઓ અતિ સ્વાદિષ્ઠ ખોરાક લાવતા અને વહાલથી તેમને ખવરાવતા

એક દિવસ એવું બન્યું, કે તે બન્ને પક્ષીઓ ચારા માટે વનમા ગયા, એટલામા એક પારધિ ત્યા આવી ચડયો, અને બચ્ચાઓને ઉડતાં દીઠા, એટલે જાળ પાથરી તેમને પકડી લીધાં થોડો વખત થયો ત્યા તો હોલી ચારો લઇને ત્યા આવી પહોચી અને પોતાનાં બચ્ચાઓને જાળમા સપ ડાયેલા તથા ચીસો પાડતા જોઇને અત્યત દુ ખ પામી અને રડતી રડતી બચ્ચાંઓ તરફ દોડી. અતિ સ્નેહથી ગાંડી બ નેલી તે હોલી બચ્ચાંઓને જાળમા સપડાયેલા જોતા છતાં પોતે પણ તેમાં પડી અને બ ધાણી. ત્યાર પછી હોલો પણ ત્યા આવ્યો. પ્રાણથી પણ અધિક પ્રિય બચ્ચાં અને પતિવ્રતા સ્રીને જાળમા ફસાયેલા જોઇને તે હોલો વિલાપ કરવા લા ગ્યો કે, "અરેરે ! મારો સર્વ નાશ થયો, મારૂ પુણ્ય પરવાર્યું, હુ પાપી છુ મારી તૃષ્ણાઓ તૃપ્ત થઇ નથી, મારા મનો રથો પૂર્ણ થયા નથી, ત્યાતો હાયહાય મારૂ ઘર ભાગી પડયુ, મારૂ જીવન કડવુ ઝેર થઇ ગયુ હવે આ સ્મશાન જેવા ઘરમા રહી હુ શુ કરૂ ? મારે જીવવું નથી"

આ પ્રમાણે વિલાપ કરતો કરતો તે હોલો દુ ખથી મૂઢ બની જાળમા ફસાઇ પડયો, અને મૃત્યુરૂપી પારધિને અધીન થયો

જે ચ ચળ ચિત્તવાળો મનુષ્ય કુટુમ્બમાં અતિ આ સક્ત થઈ, વિવેકબુદ્ધિશૂન્ય બની, માત્ર કુટુમ્બનું ભરણુ

પોષણ કરવામાંજ રચ્યોપચ્યો રહે છે, તે આ હોલાની પેઠે દુ:ખી થાય છે.

य प्राप्य मानुष लोक मुक्तिद्वार मपावृतम् ।
गृहेषु खगव त्सक्त तमारूढच्युत विदु ॥



## પિંગલા ઉપાખ્યાન

### ( ભોગેચ્છાનો ત્યાગ કરવાથી શાંતિ મળે છે )

आशा हि परम दु ख नैराश्य परम सुखम् ॥'

પુરાકાલમાં વિદેહ નગરમાં પિંગલા નામની એક વેશ્યા રહેતી હતી એક રાતે તે વેશ્યા પુરુષોને મોહ જાળમાં ફસાવવા માટે શૃંગાર સજી પોતાના બારણામાં બેઠી.

ધનાઢ્ય લોકોને રસ્તેથી પસાર થતા જોઈ તે એવી ઇચ્છા કરતી કે, " અહા ! આ લોકો મારા મોહમાં ફસાઇ મને અઢળક ધન આપે તો કેવુ સારૂ ! "

પણ કોઇએ તેના સામુ સુદ્ધા જોયુ નહિ અધરાત થઇ તોપણ જ્યારે તેના ફંદામાં કોઇ ફસાણુ નહિ, ત્યારે તે બહુ ચિંતા થઇ ગઇ અને વ્યગ્રતાને લઇને ઘડીમાં ઘરની અંદર તો ઘડીમા ઘરની બહાર નીકળવા લાગી

આમ તદ્દન નિરાશ થવાથી તેની ઉંઘ ઉડી ગઇ અને છેવટે તેનામાં સુખ આપનાર નિર્વેદ ઉત્પન્ન થયો અને પોતાના ધંધાનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી ને બોલવા લાગી —

'અરેરે! હું કેવી અવિવેકી! મારા ચંચળ મનને અધીન બની હું કેવી દુઃખ પામું છું! સત્ય આનન્દ આપનાર ઈશ્વરનો ત્યાગ કરી હલકા પુરુષો પાસેથી હું ધન અને સુખની આશા રાખું છું! પુરુષનું શરીર માત્ર હાડપિંજર છે અને તેમાં વિષ્ટા તથા મૂત્ર ભરેલાં છે તેઓને મારા જેવી મૂર્ખી સિવાય બીજું કોણ સેવે? માટે હવેથી હું ઈશ્વરને જ મારા પ્રિયતમ માની તેની જ સેવા કરીશ સર્વ આશાનો ત્યાગ કરી ધર્મને રસ્તે ચાલી જે કંઈ મળશે તે દ્વારા મારી આજીવિકા ચલાવીશ અને આત્મારામની સાથે જ વિહાર કરીશ.



## કુમારી કંકણ

(ભક્તિલાભને માટે એકાન્ત સેવનની આવશ્યકતા)

वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ।
एक एव चरे त्तस्मात्कुमार्या इव कंकण ॥

કોઇએક ગામમાં એક ગરીબ ગૃહસ્થને કુંવારી કન્યા હતી. એક વખત તેના માતપિતા કોઇ કારણસર બહારગામ ગયેલા, તેવામાં તેનું માગું કરવાને માટે કેટલાક માણસો પરોણા તરીકે આવ્યા ભોગ જોગે ઘરમાં ચોખા હતા નહિ, તેથી તેમની સરભરા સારી રીતે થાય એટલા માટે એકાંતમાં બેસી તે કન્યા શાળ ખાંડવા લાગી. ખાંડતી વખતે પોતાના હાથમાં પહેરેલી ચૂડીઓનો બહુ જ ખખડાટ થવા લાગ્યો, તેને લાગ્યું કે પોતે શાળ ખાંડે છે એ વાત પરોણાઓ જાણી

તય તે ઠીક નહિ, કારણુ તેથી તેનાં માબાપની નબળી હાલત તેઓના જાણવામાં આવી જાય. આમ વિચાર કરી તે બુદ્ધિશાળી કન્યાએ દરેક હાથમાં બબ્બે ચૂડીઓ રાખી બીજી બધી કાઢી નાખી. ફરી ખાંડવાનું શરૂ કર્યું તો બબ્બે ચૂડીઓ પણ અવાજ કરવા લાગી, તેથી દરેક હાથમાં માત્ર એક એક ચૂડી રહેવા દઇ તેણે કમોદ ખાંડી આમ કરવાથી ચૂડીનો અવાજ બંધ થયો અને તેનું કામ સહેલાઇથી પૂરું થયું.

આ ઉપરથી શીખવાનું કે ઘણાંઓ એકસાથે રહે તો કલહ થાય છે; અને બે જણા સાથે રહે તો ગપાટામાં વખત જાય છે, માટે ભકતોએ કુમારી કન્યાના કંકણ પેઠે એકલાજ રહેવું



## રંકા અને બંકા

(તીવ્ર વૈરાગ્ય અને નિષ્કામ ભક્તિ.)

રંકા અને તેની સ્રી બંકા પંઢરપુર શહેરમાં રહેતા હતાં. તેઓ નીચ જાતિનાં, અશિક્ષિત અને અતિ દરિદ્ર હોવાથી બધાં તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતાં, પણ આ બન્નેમાં તીવ્ર વૈરાગ્ય અને નિષ્કામ ભક્તિ હોવાથી ભગવાન તેમના પર પ્રસન્ન હતા. જંગલમાંથી રોજ સૂકાં લાકડાંનો ભારો લાવી, તેના વેચાણથી જે કંઇ મળે તે વડે ધણીધણીઆણી શાંતિમાં પોતાનું જીવન ગાળતાં. પેટનું ભાડું ચુકવ્યા પછી બાકીનો બધો વખત તેઓ ઈશ્વિર સ્મરણમાંજ ગાળતાં

પંઢરપુરમાં તે વખતે નામદેવ નામના એક સિદ્ધ મહાપુરુષ રહેતા હતા. રંકા અને બંકાની દુઃખી અવસ્થા જોઈ તેમના હૃદયમાં દયા ઉત્પન્ન થઈ, અને તેથી તેમણે એક દિવસ આ દુખીઆંનાં દુઃખ દૂર કરવા ભગવાનને પ્રાર્થના કરી. દૈવીવાણી દ્વારા ભગવાને તેમને કહ્યું, "નામદેવ! રંકા અને બંકા તીવ્ર વૈરાગ્યવાળાં છે, તેઓ ધન લેશે નહિ તારે જોવું હોય તો જે જંગલમાં તેઓ લાકડાં કાપવા જાય છે ત્યાં કાલે જઈને ખાત્રી કરજે."

બીજે દિવસે ભગવાનની આજ્ઞાનુસાર નામદેવે તે પ્રમાણે કર્યું. ભગવાને નામદેવ જુવે તેમ કેટલીક સોનામહોરો તે જંગલની અંદર થઈને જતા રસ્તા વચ્ચોવચ મૂકી. થોડા વખત પછી રંકા અને બંકા લાકડાં કાપવા માટે તે રસ્તેથી નીકળ્યાં, રંકા આગળ અને બંકા પાછળ. રસ્તામાં પડેલી મહોરો જોઈ રંકા વિચાર કરવા લાગ્યો કે, "બંકા મારી પાછળ આવે છે, તે જો કદી સોનામહોરો જોઈને લલચાશે તો ભક્તિના ભારે વિઘ્ન આવી પડશે." આવી બીકથી થોડી ધૂળ લઈ તેણે એ સોનામહોરોને ઢાંકી દીધી. એટલામાં તો બંકા આવી પહોંચી તેણે પતિને પૂછ્યું કે, "હાથમાં ધૂળનો ખોબો ભરી તમે શું કરતા હતા?"

રંકાએ બધી હકીકત તેને કહી બતાવી. આ વાત સાંભળી પરમ વૈરાગ્યવતી બંકા ખડખડ હસવા લાગી અને બોલી:—"સોનામહોર અને ધૂળમાં શો ફરક છે? માટી વડે માટી ઢાંકવાની તકલીફ શા માટે લીધી?"

પોતાની સ્ત્રીના આવા શબ્દો સાંભળી રંકાને ઘણો આનંદ થયો અને તે કહેવા લાગ્યો કે, "તારા વૈરાગ્ય પાસે મારો વૈરાગ્ય કાંઇ હિસાબમાં નથી"

નામદેવને આ જોઈ ઘણું આશ્ચર્ય થયું, અને મનમાં કહેવા લાગ્યા કે, "પ્રભુ! જેના ઉપર તમારી કૃપાદૃષ્ટિ હોય છે, તે લોકો ત્રૈલોક્યના ઐશ્વર્યથી પણ લલચાતા નથી. તમારા સિવાય બીજી કોઇ વસ્તુની તેમને ઇચ્છા જ હોતી નથી. જેણે એક વખત અમૃત ચાખ્યું છે તે કદિ ગોળ ખાવાની ઇચ્છા કરે?"

વિશેષ ખાત્રી કરાવવા ભગવાને સૂકાં લાકડાંનો એક ભારો રસ્તામાં મૂક્યો, એવી ઇચ્છાથી કે રંકા તથા બંકાને લાકડાં કાપવાની તસ્દી ન પડે પણ એ લાકડાં કોઇ બીજાએ કાપીને ત્યાં રાખી મૂક્યાં હશે, એમ સમજી તે બેમાંથી કોઇએ તેને હાથ સુદ્ધાં ન અડાડયો નજીકમાં સૂકા લાકડા નહિ મળવાથી તેઓ તે દિવસે ભારા વિના જ ઘેર ગયાં, અને મનમાં વિચારવા લાગ્યાં કે, "અહો! એ સોનાની મુદ્રાના દર્શન માત્રથી આજ ઉપવાસ કરવાનો પ્રસંગ આવ્યો. જો એ મુદ્રાઓ લીધી હોત તો કોણ જાણે કેવી આફત આવી પડત!"

પણ ભગવાન આવો વૈરાગ્ય અને આવી પ્રેમભક્તિ જોઇને સ્થિર કેમ રહી શકે? તેમણે પ્રસન્ન થઇ બન્નેને દર્શન આપ્યાં

—(૦)—

## હરિદાસ

(વિપત્તિમાં પણ અડગ શ્રદ્ધા અને અપૂર્વ ક્ષમા)

બંગાળાના પ્રતિષ્ઠિત મુસલમાન કુટુમ્બમાં હરિદાસનો જન્મ થયો હતો. તેમનું મૂળ મુસલમાની નામ કોઇ જાણતું નથી. નાની ઉમ્મરમાંથી જ હરિનામસંકીર્તન સાંભળતાં તેઓ એકદમ આનન્દમાં આવી જતા માતાપિતા તેમને ઘણીવાર સમજાવતાં, પણ તેઓ હરિકીર્તન પ્રત્યેનો પોતાનો પ્રેમ તજી શકયા નહિ. ઉમ્મર મોટી થઇ તોપણ તેમનો સ્વભાવ બદલાયો નહિ, તેથી તેમનાં માબાપે ગુસ્સે થઇ તેમને ઘરમાંથી કાઢી મૂકયા તેઓ ગામની બહાર જંગલમાં જઇ એક ગુફામાં રહેવા લાગ્યા. આ વાતની ખબર પડતાં તે ગામના મુસલમાનો તેમની પાછળ પડયા, અને અનેક રીતે તેમને હેરાન કરવા લાગ્યા, પણ હરિદાસની પ્રભુશ્રદ્ધામા તો દિવસે દિવસે વધારો થવા લાગ્યો. તે ગામના જમીનદારને ઉશ્કેરીને તે લોકોએ હરિદાસને ફસાવવા માટે રાત્રી સમયે એક સુંદર વેશ્યાને મોકલી હરિદાસની પાસે જઇ તે વેશ્યા અનેક પ્રકારના હાવભાવ કરવા લાગી અને તેની સાથે વાતચીત કરવા માટે મહેનત કરવા લાગી હરિદાસે કહ્યુ કે, "બાઇ! જરા ખમો મારા નિયમ પ્રમાણે જપ પૂરો કર્યા પછી હું તમારી સાથે વાતચીત કરીશ." તે સમયમાં દર રાત્રે તેઓ ઇષ્ટ મન્ત્રનો ત્રણ લાખ વાર જપ કરતા, જેથી જપ પૂરો થાય ત્યાર પહેલા તો સવાર પડી ગઇ અને વેશ્યા ઉદાસ ચિત્તે ત્યાંથી પાછી ગઇ. આ પ્રમાણે ઉપરા ઉપરી ત્રણ રાત બન્યું. ત્રીજી રાતે હરિદાસ પ્રભુનામ જપનાં

તાં જોરથી 'હરિ હરિ' એવો શબ્દોચ્ચાર કરવા લાગ્યા
. વેશ્યા પણ અજાણ્યે સાથે સાથે હરિનામ બોલવા લાગી
: તેના ચિત્તપર જબરી અસર થઇ અને તે વિચારવા
ી કે, "અરે! દુષ્ટ વાસના પૂરી કરવા મારી પાસે હ.
ા પુરુષો આવે છે, પણ આને તો એ વાતનો ખ્યાલ
ં નથી. અહા! હરિનામમાં કેટલો બધો રસ હશે, કે
ંજ આ ભકતનું ચિત્ત આઠે પ્રહર લાગી રહે છે."

આવા વિચારોથી તે વેશ્યાનું અંતઃકરણ શુદ્ધ થયું,
ા હરિદાસના ચરણમાં પડી તેણે પોતાના અપરાધની
ી માગી. હરિદાસે પ્રસન્ન થઇ તેને મંત્રદીક્ષા આપીને
દેશ આપ્યો કે, "અત્યાર સુધીનાં પાપકર્મોની તારી કમા-
કોઇ સારા કાર્યમાં વાપરી નાખ, અને બાકીનું જીવતર
ભજનમાં ગાળ. એમ કરવાથી તારૂં કલ્યાણ થશે"

આ યુકિતમાં પાછા પડવાથી મુસલમાનો તે ગામના
ી પાસે ગયા અને હરિદાસે મુસલમાન હોવા છતાં હિન્દુ
ર્મનો સ્વીકાર કર્યો છે, માટે તેને શિક્ષા થવી જોઇએ એવી
યાદ કરવા લાગ્યા. તે ધર્માંધ કાઝીએ હરિદાસને પકડી
મમાં પૂર્યા, પરંતુ જેલમા પણ તેની તેજ ધૂન! ત્યાર પછી
ીએ કાયદા પ્રમાણે શિક્ષા કરવા તેને પોતાની સમક્ષ
લાવ્યા અને મુસલમાન હોવા છતાં કાફરનો ધર્મ શા
ે કબૂલ્યો છે? એવો પ્રશ્ન પૂછયો. તેના જવાબમાં હરિ
ે કહ્યુ કે, "ઇશ્વર એક, અખંડ અને અવ્યય છે, હિંદુ
ા મુસલમાનના ઇશ્વર અલગ અલગ નથી. જૂદે જૂદે

નામે મનુષ્યો તેને જ બોલાવે છે. ભગવાન કૃપા કરી જેને જેવી પ્રેરણા કરે છે, તે પ્રમાણે તે કાર્ય કરે છે. હિન્દુ હોવા છતાં ઘણા મુસલમાન થાય છે તેમ હું મુસલમાન છતાં હિન્દુ થયો તેમાં શું બગડી ગયું ?"

હરિદાસનો જવાબ સાંભળી કાઝીને સંતોષ થયો, પણ બીજા ધર્માંધ મુસલમાનોને શાંત પાડવા તેણે તેમને સજા કરી, કે 'બાવીશ જૂદી જૂદી બજારોમાં લઇ જઇ તેમને ફટકા મારવા.

હુકમ પ્રમાણે દરેક બજારમાં લઉ જઇ સીપાઇઓ તેમને ફટકા મારવા લાગ્યા આવા સખત મારથી તેમના શરીરમાંથી લોહીની ધારાઓ ચાલી તથા આખે શરીરે માસના લોચા લબડવા લાગ્યા, પણ હરિદાસે હરિનામ છોડયું નહિ. તેમના આવા હાલ જોઇ લોકોને બહુ લાગી આવ્યું. હરિદાસ છેવટે બેહોશ થઇ જમીન પર પડયા અને તેમને મરી ગયેલા ધારી સીપાઇઓએ નદીમાં નાખી દીધા થોડીવાર પાણીમાં રહ્યા પછી હરિદાસને ભાન આવ્યું, અને નદીમાંથી બહાર નીકળી તેઓ ફરી કાઝી પાસે ગયા. તેને જોઈ કાઝીને ઘણું જ આશ્ચર્ય થયું, અને એ ખરેખર મહા પુરુષ છે એમ જાણી કાઝીએ તેમની માફી માગી, પણ હરિદાસે તો તેને કહ્યુ કે, "મે તો પહેલેથી જ તમારે માટે પ્રભુ પાસે માફી માગી લીધી છે, કારણ તમારા અજ્ઞાનને લીધે જ તમે આ કામ કર્યું હતુ "

ત્યાર પછી હરિદાસ નવદ્વીપમા જઇ ભગવાન ચૈત-

ન્યને મળ્યા અને તેમની સાથે લાંબા વખત સુધી રહ્યા. છેવટે જગન્નાથપુરી જઇ તેમણે સમાધિમા ત્યાજ દેહ છોડયો



## તિરૂપ્પન આલવાર

(ખરો ભકત ભગવાન સ્વરૂપજ છે.)

દક્ષિણ હિન્દુસ્થાનમા ઉરાઉર ગામમા તિરૂપ્પન આલવારનો જન્મ થયો હતો તેઓ જાતે ચડાળ હતા, પણ સર્વદા ખીન લઇ પ્રભુ કીર્તન કર્યા કરતા કેટલીક વાર તો એવા ઉડા ભાવમા નિમગ્ન થઇ જતા, કે બીજુ બધુ ભાન ભૂલી જતા એક દિવસ એવી અવસ્થામા શ્રી રગનાથસ્વામીને મદિરે જવાના રસ્તાની સામે, કાવેરી નદીના કાઠા પર તેઓ બેઠા હતા, એટલામા તે મદિરનો મુનિ નામનો પૂજારી મૂર્ત્તિની પૂજા માટે તે નદીમાથી પાણી ભરી પાછો જવા લાગ્યો. તિરૂપ્પનને રસ્તામા બેઠેલા જોઇ તેણે તેમને ઘણી વાર હઠી જવાને કહ્યુ, પણ તેઓ તો ભાવમગ્ન હતા, એટલે તેમના સાભળવામા કઇ આવ્યુ નહિ તેમને જાગૃત કરવા પૂજારીએ એક મોટો પથરો ઉપાડી તમના પર ફેકયો આ ઘા વાગવાથી તેમને થોડુ ભાન આવ્યુ, અને પૂજારી પાસે માફી માગી ધીરે ધીરે તેઓ ત્યાથી ખસી ગયા મદિરમા આવીને પૂજારી જુવે તો બારણા અદરથી બધ ! કોઇ અદર હશે એમ ધારી પૂજારી બારણુ ઉઘડાવવા જોરથી પોકારવા લાગ્યો મદિરના બધા પૂજારી એકઠા થયા પણ બારણુ ઉઘડયુ નહિ પ્રભુને સ્નાન કરાવવાનો વખત પણ

જવા લાગ્યો; હવે મુનિને લાગ્યું કે તેના કોઇ મહાન અપરાધને લીધે ભગવાન તેના પર ગુસ્સે થયા છે. તે રોતાં રોતાં કહેવા લાગ્યો, "પ્રભુ! મારા કયા અપરાધ માટે આપ ક્રોધે ભરાયા છો? મને મારા ગુન્હાની ક્ષમા આપો."

લાંબા વખત સુધી તેણે પ્રાર્થના કરી, ત્યારે તેના સાંભળવામાં એવી વાણી આવી કે, "મુનિ! આજ તેં મને પથરા વડે માર્યો છે, માટે હું તને મારી પાસે આવવા દઇશ નહિ."

મુનિએ આશ્ચર્ય પામી પૂછ્યું:–"પ્રભુ! મેં વળી આપને પથરો કયારે માર્યો? મને તો કંઇ યાદ આવતું નથી."

પ્રભુએ જવાબ આપ્યો:–"કાવેરી નદીને કાંઠે જે મહાપુરુષ ધ્યાનમાં બેઠા હતા, તે મારી બીજી મૂર્ત્તિ રૂપ છે. તેં તેમને પથરો માર્યો તે મને જ વાગ્યો છે. જો તું તેને ખાંધે ચડાવી સાત વખત મારા મંદિરની પ્રદક્ષિણા કરીશ, તોજ હું તને માફ કરીશ."

આવી વાણી સાંભળી મુનિ એકદમ કાવેરી નદી તરફ દોડયો, અને તિરૂપ્પનને જોઇ ભકિતનમ્ર ભાવે તેની તરફ જવા લાગ્યો; પણ તિરૂપ્પન તો તેને જોઈ દૂર નાસવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, "હું હીન ચંડાળ જાતિનો છું, મારા અપરાધ માટે ફરી મારવો હોય તો દૂર રહી પથરા વડે મારો, આપ પવિત્ર છો, તેથી મને અડશો નહિ."

પરંતુ એટલામાં તો મુનિએ જઈ તેમના પગ પકડી ચરણમાં માથું નમાવ્યું, અને તેમને ખાંધ પર બેસાડી

મંદિરે જઇ સાતવાર પ્રદક્ષિણા કરી. ત્યાર પછી મંદિરનાં દ્વાર આપોઆપ ઉઘડી ગયાં! તિરૂપ્પન આલવારને સર્વકોઇ ભગવાનની બીજી મૂર્ત્તિ સમજી વંદન કરવા લાગ્યા, અને તે દિવસથી તેઓ મુનિવાહન નામથી પ્રખ્યાત થયા.



## મહાત્મા આવિસ-કરણી

મહાત્મા આવિસ, કરણ નામના દેશમાં નિવાસ કરતા હતા, તેથી તેનું નામ આવિસકરણી પડયું હતું. તેમને એકાંત-વાસ ઘણો પ્રિય હતો, તેથી તેઓ લોકોના સહવાસથી દૂર રહેતા. તેમનાં કુટુમ્બીજનોમાં ફક્ત એકલાં તેમનાં માતુશ્રી જીવતાં હતાં, અને તે આંખે આંધળાં હતાં.

આવિસકરણી ઉંટ ચરાવવાનો ધંધો કરીને પોતાનું તથા માતાનું ભરણપોષણ કરતા. હજરત મહમ્મદ પયગમ્બર સાહેબની સાથે તેમનો ભેટો થયો ન હતો, પણ બન્ને વચ્ચે સમાનતા હોવાથી એકબીજાને અરસપરસ ઘણી પ્રીતિ હતી.

જ્યારે પયગમ્બર સાહેબને પરલોક જવાનો વખત થયો, ત્યારે તેમના શિષ્યોએ પૂછયું કે:-"આપનાં પવિત્ર વૈરાગ્ય વસ્ત્રોનો અધિકારી કોણ થશે?"

પયગમ્બર સાહેબે એ વસ્ત્રો આવિસકરણીને આપવાનું કહ્યું.

હજરત મહમ્મદ સાહેબના પરલોકગમન પછી ઉમ્મર અને અલી આવિસકરણીને શોધવા નીકળ્યા. કુફા શહેરમાં

આવી, નમાઝ વખતે તેમણે લોકોને પૂછયું:–"તમે કોઇ કરણના રહેવાશી છો ? અને જો કોઇ હો, તો મહાત્મા આવિશકરણી વિષે કંઇ હકીકત જાણો છો ?"

તેમાંથી એક બે જણાએ જવાબ આપ્યો કે, "હા, અમે કરણના રહેવાશી છીએ, અમે બધા તેને ગાંડો ગણીએ છીએ, તે સરણાના રણમાં ઉંટ ચરાવતો હશે."

આ સાંભળી ઉમ્મર તથા અલી ત્યાંથી ચાલી નીકળ્યા, અને સરણાના જંગલમાં પહોંચ્યા ત્યાં જઇને જોયું તો આવિસ નમાઝ પઢતા હતા નમાઝ પૂરી થયા પછી તેમને જોઇ મહાત્માએ નમન કર્યું. ઉમ્મર અને અલીએ પણ સામુ નમન કરી તેમનું નામ પૂછયું તેમણે કહ્યું કે, "મારૂ નામ અબ્દુલ્લો એટલે પરમાત્માનો ગુલામ છે"

ઉમ્મરે કહ્યુ, 'આપનું ખરૂ નામ જણાવો, કારણ પરમેશ્વરના ગુલામ તો આપણે બધા છીએ"

ત્યારે તેમણે જવાબ આપ્યો કે મારૂ નામ આવિસ છે

ઉમ્મરે કહ્યુ:– 'તો કૃપા કરીને આપનો જમણો હાથ બતાવશો ?"

તેમનો હાથ જોતાં પયગમ્બર સાહેબે કહેલા બધા ચિહ્નો જોવામા આવ્યા એટલે તરત જ તે હાથને ચુમી ઉમ્મરે કહ્યુ કે, "મહાત્મા ! પયગમ્બર મહમ્મદ સાહેબે આપને સલામ કહાવી છે, તથા પોતાના આ વૈરાગ્ય વસ્ત્રો આપને મોકલાવ્યા છે, તેમજ પોતાના સપ્રદાયને આશિષ આપવા આપને આગ્રહ કર્યો છે."

આવિને જવાબ આપ્યો કે આશીર્વાદ આપનાનો અધિકાર તો તમને જ છે પણ ઉમ્મરે જ્યારે તેમને પયગમ્બર સાહેબનુ માન રાખી આશીર્વાદ આપના કહ્યું, ત્યારે તેમણે જવાબ આપ્યો કે, "ભાઇ ઉમ્મર! મને તો લાગે છે કે તે આવિસ કોઇ બીજો હોવો જોઇએ"

ઉમ્મરે જવાબ આપ્યો –"પયગમ્બર સાહેબે જે જે ચિહ્નોની વાત કરી હતી તે બધા તમારા શરીર પર છે, તેથી તમે જ તે આવિસ છો"

તે મહાત્માએ ઉમ્મરને વસ્ત્રો બતાવવા કહ્યુ એટલે ઉમ્મરે તે વસ્ત્રો તેમને આપ્યા વસ્ત્રો જોઇ આવિસે ખુદાને પ્રાર્થના કરી કે –"ખુદા! જ્યા સુધી તમારા ઇરિલાગી બિરાદરો આ વસ્ત્રો મને આપે નહિ, ત્યા સુધી તે મારાથી કેમ વાપરી શકાય? ઉમ્મર અને અલીએ તો તેમની ફરજ બજાવી છે, પણ હે પરવરદિગાર! આપ આપની આજ્ઞા ફરમાવો"

થોડી વાતચીત થયા પછી ઉમ્મરે પૂછ્યુ કે, "મહાત્મા આવિસ! આપે કોઇવાર પયગમ્બર સાહેબના દર્શન કેમ કર્યા નહિ?"

આવિસે સામુ પૂછ્યુ કે, "શુ તમે એમના દર્શન કરેલા?"

ઉમ્મરે હા પાડી એટલે આવિસે કહ્યુ કે, "મને તો એમ લાગે છે કે, તમે તો તમણે પહેરેલા વસ્ત્રોના જ દર્શન કર્યા હશે કહો જોઇએ તેમની ભમર જોડાયેલી હતી કે નોખી નોખી?'

ઉમ્મર બરાબર ઉત્તર આપી શક્યા નહિ ત્યાર પછી આવિસે કહ્યું કે, " મેં સાંભળ્યું છે કે તમે હજરત સાહેબના પરમ મિત્ર હતા."

ઉમ્મરે હા કહી એટલે આવિસે પૂછ્યું કે, "તમે તેમના મિત્ર હતા, તો જે દહાડે શત્રુએ પયગમ્બર સાહેબના દાંત તોડી નાખ્યા, તે દહાડે તમે પણ તમારા દાંત કેમ પાડી ન નાખ્યા ?"

આટલું બોલી આવિસે પોતાનું મોઢું ઉઘાડ્યું તો તેની અંદરના બધા દાંત પડી ગયેલા હતા. પછી તેમણે કહ્યું કે, "પયગમ્બર સાહેબને મેં જોયા ન હતા એ વાત સાચી, પણ જ્યારે મે સાંભળ્યું, કે શત્રુએ પયગમ્બર સાહેબના દાંત તોડી નાખ્યા છે, ત્યારે મે મારા બધા દાંત એક પછી એક પાડી નાખ્યા "

આ સાંભળી ઉમ્મરને ખાત્રી થઇ, કે આવિસ પ્રભુના ખરા ભકત અને પયગમ્બર સાહેબના સાચા મિત્ર છે. પછી ઉમ્મરે કહ્યું, "આવિસ ! તમે અમારે માટે ખુદાની બંદગી કરો "

આવિસે જવાબ આપ્યો, "વિશ્વાસ અને પ્રેમ એ જૂદી જૂદી વસ્તુઓ છે. એકલો વિશ્વાસ એ કંઇ પ્રેમ નથી, તો પણ હું દરેક નમાઝ વખતે પ્રભુ પાસે માગું છુ, કે ઓ ખુદા ! વિશ્વાસુ સ્ત્રી પુરુષોના ગુન્હા માફ કરજે."

ઉમ્મરે કઈ ઉપદેશ સાભળવાની ઇચ્છા બતાવતાં આવિસે કહ્યુ કે, "ઉમ્મર ! પ્રભુને તો ઓળખો છોને ?"

ઉમ્મરે જવાબ આપ્યો, "હા."

આવિસે કહ્યું, "તો પછી હવે તમે બીજું કંઇ ન જાણો તોપણ કંઇ નુકસાન નથી."

ઉમ્મરે વધારે ઉપદેશની માગણી કરતાં મહાત્મા આવિસે કહ્યું, "ઉમ્મર! ઇશ્વર તમને ઓળખે છે?"

ઉમ્મરે હકારમાં જવાબ આપતાં આવિસે કહ્યું, "ત્યારે તમને બીજું કોઇ ન જાણે તો ફિકર નહિ"

ઉમ્મરે કંઈ ભેટ આપવાની ઇચ્છાથી પોતાનું પોટલું છોડવા માંડયું, એટલે તેને અટકાવી આવિસ બોલ્યા, "એ તસ્દી લેશોજ નહિ. મારી પાસે બે પૈસા છે, તે મેં ઉંટ ચરાવીને મેળવ્યા છે. જ્યાં સુધી તે ખૂટે નહિ, ત્યાં સુધી મારે વધારેની જરૂર નથી"

ત્યાં આવવામા લીધેલી તકલીફ માટે ઉમ્મરનો આભાર માની તે બોલ્યા, "ઉમ્મર હવે પાછાપધારો; કયામતને દિવસે આપણે નીરાંતે મળીશું. અત્યારે તો પરલોક માટે ભાથું બાંધવા કમર કસવી જોઇએ."

આટલું બોલી તેમણે એ બન્નેને વિદાય આપી.

આ પ્રસંગ પછી હરમાનના પુત્ર હયાન સિવાય બીજા કોઇએ તેમને જોયા ન હતા હયાન કહે છે કે, "એ મહાત્માની હકીકત સાંભળી તેમને મળવા માટે હું તલપાપડ થઇ ગયો, અને ઘણી શોધને અંતે એક દિવસ મેં તેમને ફુરાત નદીમાં હાથ મ્હોં ધોતા જોયા. તેમની ગરીબ હાલત જોઇ મારૂં મન પીગળી ગયુ અને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. આ જોઇ આવિસ પણ

રડીને કહેવા લાગ્યા "ઓ હયાન ! ખુદા તને ચિરંજીવ કરે તને મારો પત્તો કોણે આપ્યો ?"

મે કહ્યુ કે તમે મને કેવી રીતે ઓળખી કાઢયો? હુ તમને આગળ કદી મળ્યો નથી

તેમણે જવાબ આપ્યો કે, "જેનાથી કઈ પણ અજાણ્યુ નથી તે ખુદાએ મને તારી ઓળખાણ આપી છે, આત્માએ આત્માને ઓળખ્યો છે"

મે કહ્યુ "મને હજરત મહમ્મદ પયગમ્બર સાહેબની હકીકત સભળાવો અને કઇક ઉપદેશ આપો"

તેમણે જવાબ આપ્યો કે, "હજરત સાહેબને મળવાનો લાભ મને મળ્યો ન હતો મે તો માત્ર બીજાને મ્હોયેથી તેમને વિષે વાતો સાભળી છે વળી મે કદી ઉપદેશક બનવાની ઈચ્છા કરીજ નથી, તેથી તને હુ શો ઉપદેશ આપુ ?"

મે કહ્યુ 'ખુદાની વાણી તો સભળાવો, આપને મ્હોયે તે સાભળવાથી પણ મને અપાર લાભ થશે"

તેમણે કહ્યુ કે, "શયતાનથી છૂટી ખુદાનો આશરો લે" આટલુ બોલતા બોલતા તો તેમની આખમાથી આસુની ધાર ચાલી વળી તે બોલ્યા કે, "ખુદા કહે છે કે માણસ જાત તથા દેવ વગેરેને મે મારી ઉપાસના કરવા માટેજ પેદા કર્યા છે, આ બધુ ખાલી વિનોદ માટે રચ્યુ નથી" આટલુ બોલતા બોલતા તો તેઓ, "હે પરવરદિગાર ! હે અલ્લાહ !' એમ બોલી બેભાન થઇ જમીન પર પડયા

થોડીવારે સ્વસ્થ થઇ તેમણે પૂછ્યું કે, "હયાન! તું અહીં કેમ આવ્યો છે?"

મેં કહ્યું કે આપનો સ્નેહ મેળવી સુખી થવાની આશાથી આપની પાસે આવ્યો છું.

આવિસે કહ્યું :–"હું કંઇ મોટો માણસ નથી, વળી જે માણસ ઈશ્વરને છોડી બીજાની સાથે સ્નેહ જોડવા ઇચ્છે તે શું કદી સુખી થઇ શકે?"

ત્યારે મેં કહ્યું કે મને કંઇ ઉપદેશ તો આપો આવિસ બોલ્યા : "જ્યારે સુવું ત્યારે મોતને માથા પર બેઠેલું સમજવું, અને જાગવું ત્યારે મોતને સામું ઉભેલું સમજવું નાનામાં નાનો અપરાધ કરતાં પણ ઇશ્વરથી ડરવું; જો પાપને તુચ્છ માનશો તો પ્રભુને પણ તુચ્છ માનશો"

મેં પૂછ્યું, "હવે મારે કયા દેશમાં રહેવું?" તેમણે મને શામ દેશમાં રહેવાનું કહ્યું, તે ઉપરથી મે પૂછ્યું કે, "ત્યાં મારો નિર્વાહ કેવી રીતે ચાલશે?"

આ સાંભળી તેઓ બોલ્યા કે, "જેના હૃદયમાં ઉદર ભરણ માટે પ્રબળ ચિંતા હોય છે, તે માણસ ઈશ્વરના માર્ગનો ઉપદેશ ગ્રહણ કરી શકતો નથી. એવા માણસ માટે દુઃખજ સરજેલું છે. હે હરમાન પુત્ર! તારા પિતા ગુજરી ગયા છે, આદમ વગેરે મોટા મોટા પુરુષો આ લોક તજી ગયા છે, હજરત મહુમ્મદ સાહેબ પણ થોડા વખત પહેલાંજ ગયા. ભાઇ! આપણે બધાંજ મરવાનાં છીએ, માટે બહુજ સંભાળથી પગલાં ભરવાં."

પછી મને આશીર્વાદ આપી તે બોલ્યા કે, "ભાઇ! તું ઇશ્વરના ગ્રન્થની આજ્ઞા માનજે અને સાધુ પુરુષોએ આચરેલા માર્ગનું અનુસરણ કરજે એક પળ પણ મોતને ભુલીશ નહિ. બીજાં બધાને પણ આવો ઉપદેશ આપજે."

આટલું બોલી મને વિદાય આપી પોતે ચાલ્યા ગયા અને ફરીથી મને તેમના કંઇ સમાચાર મળ્યા નહિ.

રબિય તેમના સંબંધમાં કહે છે કે, "એક દહાડો આવિસને મેં નમાઝ પઢતા જોયા. નમાઝ પઢયા પછી તરતજ તેઓ ખુદાના નામનો જપ કરવા લાગ્યા અને એ રીતે તેમણે ત્રણ દિવસ અને ત્રણ રાત ખાધા પીધા વિના નમાઝ અને નામજપમાં ગાળી. ચોથી રાતે આંખમાં જરાક ઉંઘ ભરાવા લાગી એટલે તે એકદમ ઉભા થઇ ગયા અને બોલવા લાગ્યા : ઓ ખુદા! આ મારી તંદ્રા ભરેલી આંખ અને ભુખ્યું પેટ મને હેરાન હેરાન કરે છે, તેનાથી છુટવા હું તારો આશરો માગુ છુ.

આ પછી મારા સાંભળવામાં આવ્યું કે તેઓ રાત્રે કદી શયન કરતા નથી. આખી રાત નમાઝ અને જપમાંજ પૂરી કરે છે તે દરમિયાન કોઇએ તેમને પૂછ્યું કે, "આવિસ! તમારી ઉપાસના કેવી ચાલે છે?"

ત્યારે તેમણે જવાબ આપ્યો કે, "મારા મનને સંતોષ થાય તેવી તો નહિજ; અને તેથી હું પ્રભુ પાસે એવું માગુ છુ કે, હે મારા પવિત્ર પ્રભુ! તુ સૌથી શ્રેષ્ઠ છે, એમ બોલતાં બોલતાજ સવાર થઈ જાય, પણ તેમ

થતું નથી તેથી મને અસંતોષ રહ્યા કરે છે."

એક વખત બીજા કોઇએ તેમને પૂછ્યું કે, "મહાત્મા! માણસ ઉપાસનામાં મગ્ન છે એ કેવી રીતે ખબર પડે?"

તેમણે જવાબ આપ્યો : "જો મોટી મારો છતાં પણ તેના ધ્યાનનો ભંગ ન થાય તો જાણવું કે ખરેખર તે ઉપાસનામાં તલ્લીન છે."

શરૂઆતમાં કહ્યું છે તેમ, તેમના પાડોશીઓ તો તેમને ગાંડાજ ગણતા અને જ્યારે તેઓ બહાર નીકળતા ત્યારે છોકરાઓ તેમની આગળ પાછળ દોડી, "એ ગાંડો આવ્યો, એ ગાંડો આવ્યો," એમ બોલી તેમને પથરા મારતા

આ મહાત્મા જરા પણ ગુસ્સે થયા વિના તે છોકરાઓને હસીને કહેતા કે, "ભાઇઓ, તમને પથરા મારવામાં મજા આવતી હોય તો ખુશીથી મારો, પણ જરા નાના નાના મારજો કે જેથી લોહી નીકળે નહિ લોહી નીકળશે તો અપવિત્ર થવાથી હુ નમાઝ પઢી શકીશ નહિ"

આ ઉપરથી સમજાશે કે પોતાના શરીર માટે પણ તેમને જરા જેટલી ચિંતા ન હતી. ખુદાની બંદગી એજ તેમને મન જિંદગીનું શ્રેષ્ઠ કામ હતું.

મહાત્મા આવિસનાં બોધવચનો

૧. જે માણસને નીચે જણાવેલી ત્રણ વસ્તુઓ ઉપર પ્રીતિ હોય છે, તેઓને અને નરકને ઝાઝું છેટું નથી:- (૧) સારાં સારાં ભોજન, (૨) સુંદર વસ્ત્રો, (૩) ધનવાનનો સહવાસ.

૨. જેણે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે, તેણે જાણવા યોગ્ય બધું જાણી લીધું છે

૩. ઉન્નતિ સાધવી હોય તેણે વિનયી બનવું, પુરુષાર્થ પ્રાપ્ત કરવો હોય તેણે સાચા થવું, ગૌરવ મેળવવું હોય તેણે ઇશ્વરથી બ્હીવું, મોટાઇ મેળવવી હોય તેણે ધૈર્યવાન થવું, શાંતિ પ્રાપ્ત કરવી હોય તેણે વૈરાગ્યવાન થવું, અને સંપત્તિની ઇચ્છા હોય તેણે શ્રીમંતનો આશરો લેવો



## અસાધુમાંથી સાધુ

*મહત્કૃપયૈવ ભગવત્કૃપા લેશાદ્વા*

ભગવાનની કૃપા કયારે થશે, એ મનુષ્ય બુદ્ધિથી જાણી શકાતું નથી આજે અસાધુ લાગતો મનુષ્ય પરમેશ્વરની કૃપાથી કાલ પવિત્રાત્મા બની જાય છે. આવા ઘણાં દૃષ્ટાન્તો ભક્તિગ્રંથોમાં જોવામાં આવે છે ભક્તમાળમાં આ વિષયનું એક સુંદર ઉદાહરણ છે.

એક રાજાનો ભંગીયો રાતે ચોરી કરવા તેના મહેલમાં ગયો. જે વખતે રાજાના શયનગૃહ પાસે તે ખાતર પાડતો હતો, તે વખતે રાણીએ રાજાને કહ્યું કે, " આપણી મોટી કન્યાને હવે પરણાવવી જોઇએ "

રાજાએ જવાબ આપ્યો કે લાયક વર ન મળે ત્યાં સુધી શું થાય ?

રાણીએ તો હઠ પકડી કે તમે હવે જલ્દી તેનો વિવાહ કરી નાખો.

છેવટે રાજાએ જવાબ આપ્યો કે, "કાલે પ્રાતઃકાળે તપોવનમાં જતાં જે જોગીની પહેલી ભેટ મને થશે, તેની સાથે હું કન્યાને પરણાવીશ, અને તેને મારા અર્ધ રાજ્યનો ધણી બનાવીશ."

પેલા ચોર ભંગીએ આ વાત સાંભળીને એવો વિચાર કર્યો કે, "આ ચોરીનું કામ જોખમકારક છે, કારણ પકડાઇએ તો જીવ જાય, તેના કરતાં આ જોગ બહુ સારો છે જોગીનો વેશ ધારી તપોવનના રસ્તા પર સમાધિ લગાવી બેસી જાઉં, તો અનાયાસે રાજકન્યા અને અર્ધું રાજ્ય મળે. આમ કરવાથી મારી બધી મુશીબતનો અંત આવશે"

પછી તે ચોરી કર્યા વિનાજ પાછો ગયો અને જોગીનો વેશધારી તપોવનને રસ્તે જઇને બેઠો.

રાજા પણ પ્રાતઃકાળે પોતાના નિશ્ચય અનુસાર તપાસ કરવા તપોવનને રસ્તે નીકળ્યા, અને તેમણે તેને સમાધિમાં બેઠેલો જોયો રાજાએ તેને પરમ જોગી જાણી સાષ્ટાંગ પ્રણામ કર્યા અને સમાધિ પૂરી થાય તેની વાટ જોતા ત્યાંજ બેઠા ઘણે વખતે તે કપટી સાધુ સમાધિમાથી જાગૃત થયો. રાજાએ તેને પગે પડી મહેલમાં પધારવા વિનતિ કરી. તેમની વિનતિ સ્વીકારી તે રાજાના મહેલમાં ગયો રાજાએ તેને પોતાના સિંહાસન પર બેસાડયો અને પગ ધોઇ ચરણામૃત પીધું, રાણી તેને ચમર ઢોળવા લાગી અને બીજા

નોકરો પણ તેની અનેક પ્રકારે સરભરા કરવા લાગ્યા. પછી રાજાએ પોતાની કન્યા અને અર્ધ રાજ્ય સ્વીકારવા માટે તેને વિનતિ કરી. આ બધું જોઇને તે ઢોંગી ભંગીના મનમાં એકાએક પરિવર્તન થઇ ગયું, અને તે વિચાર કરવા લાગ્યો કે, "માત્ર જોગી વેશ ધારણ કરવાથી આવા મહાન રાજ્યના ધણી-આ રાજારાણી મારે પગે પડે છે અને રાજ્યકન્યા તથા અર્ધું રાજ્ય હું કબુલ કરું એટલા માટે પ્રાર્થના કરે છે, તો પછી હું ખરો જોગી બનું તો મારી સ્થિતિ કેટલી ઉચી થઇ જાય !"

આવા વિચારોથી સાંસારિક વિષય સુખ ભોગવવા કરતાં પ્રકૃત ત્યાગીનું જીવન ગાળવાની પ્રબળ ઇચ્છાનો તે-નામાં ઉદય થયો, અને આંખમાં અશ્રુ સાથે સિંહાસનપરથી ઉભો થઇ, ભગવાનનું નામ લેતો લેતો તે જંગલમાં ચાલ્યો ગયો. અહો ! ભગવત્ કૃપાનો કેવો પ્રભાવ ! તેની દુષ્ટ બુદ્ધિનો નાશ થઇ તેના હ્રદયમાં શુદ્ધ ભાવનો સંચાર થયો, તથા તે સાચો ભક્ત બની કૃતકૃત્ય થયો.

ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કેઃ—

यमेवैष वृणुते तेन लभ्य स्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥

જેના ઉપર આત્મા એટલે કે અન્તર્યામીની કૃપા થાય છે, તે તેને પ્રાપ્ત કરે છે અને આત્મા તેની પાસે પોતાનું રૂપ પ્રકાશે છે.

## લાલા ભગત

લાલા ભગતનું નામ સારાયે ગૂજરાત તથા કાઠિઆ-વાડમાં સુપ્રસિદ્ધ છે. એમના લાંબા વખતના વસવાટથી પવિત્ર થયેલું, કાઠિઆવાડના એક ખૂણામાં આવેલું સાયલા નામનું ગામ, હાલ પણ 'ભગતના ગામ' તરીકે ઓળખાય છે.

આ મહાત્માનો જન્મ સંસ્થાન વાંકાનેર તાબાના સિંધાવદર નામના ગામમાં સંવત્ ૧૮૫૬ ના ચૈત્ર સુદ ૯. એટલે કે રામનવમીને પવિત્ર દિવસે થયો હતો. આવા માંગલિક દિવસે જન્મનાર મહાપુરુષ ભક્તશ્રેષ્ઠ હનુમાન જેવા જ તીવ્ર વૈરાગ્યવાન, તેમજ અખંડ બ્રહ્મચર્ય વ્રતધારી તથા ભગવાન શ્રી રામચંદ્રમાં અનન્ય શ્રદ્ધાવાન અને ભક્તિ-ભાવવાળા થાય એમાં નવાઇ નથી.

તેમના પિતાનું નામ ખુટોશા અને માતાનુ નામ ચીરૂબાઇ હતું; જ્ઞાતે દશાશ્રીમાળી વણિક હતા

નાનપણમાંથી જ અન્ય ભક્તોની માફક તેમનું મન પણ પ્રભુસેવામાં પરોવાયેલું રહેતું, તેમની રમતગમત પણ એવા જ પ્રકારની હતી. પ્રભુની મૂર્ત્તિ પધરાવી, તેને પોતાની પાસે જે કંઈ ખાવાનું હોય તેનો ભોગ ધરાવી, આરતી ઉતારી ભક્તિભાવમાં તલ્લીન થઇ કલાકના કલાક ભાવમગ્ન બેઠા રહેતા; આવી સ્થિતિમાં તેમની આંખોમાંથી અવિરત અશ્રુ-પ્રવાહ વહ્યા કરતો, જે જોઇ તેમનાં માતપિતા આશ્ચર્ય મુગ્ધ થતાં.

યોગ્ય ઉમ્મર થતાં તેમના પિતાએ તેમને સિંધાવદરમાં

ગામડી નિશાળે ભણવા બેસાડયા, જ્યાં તેઓ સાધારણ લખતાં વાંચતાં તથા વેપારમાં ઉપયોગી થાય એટલું નામું ઠામું શીખ્યા.

વખતના વહેનની સાથે ભક્ત બાળક મટી યુવાન થયા, પણ તેમની ભજન કીર્તનની ધુન તો તેવી ને તેવી જ રહી. હવે તેમનાં માતપિતાને બીક લાગવા માંડી, કે કદાચ પુત્ર સંસારમાં ન પડતાં કેવળ પ્રભુપરાયણ જીવન ગાળશે. આ બીકને લઇને તેઓ તેમને સાંસારિક બંધનોમાં જકડી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યાં તેમના પિતાએ પોતાના ધંધામાં જોડી દઇ તથા સ્ત્રી રૂપ સાંકળથી જકડી લઇ, તેમને સકંજામાં લેવાનો વૃથા પ્રયાસ કર્યો. લાલજી ભક્તે પરણવાની તો ચોકખી ના કહી દીધી, પણ દુકાનમાં કામકાજ કરવા લાગ્યા. જ્યારે જ્યારે પિતાજી તેમના વ્યાવહારિક દુર્લક્ષ માટે ઠપકો આપતા, ત્યારે ત્યારે તેઓ ગુસ્સે ન થતાં નમ્રતાથી તેમને પ્રભુમાં અડગ શ્રદ્ધા, સાંસારિક વિષયોની અસારતા વગેરે બાબતોનો ઉપદેશ આપતા, અને માયાની દલાલી છોડવા સમજાવતા:-

કવિત્ત

તાતકુ કહત લાલ, સુનો મેરી બાત યહ,<br>
સતનકી સેવા એતો મેરે મન ભાઈ હે;<br>
કાહેને દલાલી ઇસ માયાકી પકડ લઇ,<br>
મોહી તો દલાલી ચિત્ત, લાલન કે પાઇ હે:<br>
સત મેરે માત તાત, ભ્રાત, કુલ, નાત જાત,<br>
સતનકી સેવા એ તો શ્રીમુખે સુનાઇ હે,

કહત ગોપાલલાલ, તાતકુ કહત , ઐસે,
સંતનકી સેવા બિન, કૌન ગતિ પાઇ હૈ

લાલા ભગતને વાંકાનેર જવાનું થતાં તેઓએ શ્રી રઘુનાથજીના મદિરના સાધુ સેવાદાસજી પાસેથી આધ્યાત્મિક જ્ઞાનનો ઉપદેશ લીધો, અને ખુલ્લી રીતે જૈન સંપ્રદાય તજી રામાનંદી સપ્રદાયની દીક્ષા લીધી

પિતા કાયમ તેમના પર ગુસ્સે તો રહેતાજ, તેમા આ બનાવથી વધારો થયો; પિતાની કડવી વાણી સાંભળી તેમણે કહી દીધુ, કે પ્રભુભક્તિ ભુલાવી મને પ્રપંચમાં ગડવાનું કહેશો, અથવા મારા ઇષ્ટદેવની નિન્દા કરશો તો ઘરનો ત્યાગ કરી ચાલ્યો જઇશ

આવા મહાત્માને કાપડની દુકાને બેસી લેવડદેવડ કરવી કેમ પાલવે ? જેનું મન પ્રભુપ્રેમમાજ મસ્ત રહેતું હોય તેને બીજા નફાતોટાના હિસાબ કયાંથી સમજાય ? કોઇ દુઃખી દરિદ્રીને જાતાજ તેઓ તો બીજુ બધુ પડતું મૂકી તેમની સેવામાં લાગી જતા દુકાનમાથી પૈસા વસ્ત્ર વગેરે આપી અભ્યાગતોને સતોષતા, અને સાચી કમાણી કરી છે, એમ સમજી પૂરો સતોષ પામતા.

એમ કહેવાય છે, કે આ અરસામાં ભક્તાધીન પ્રભુએ તેમને ઘણી વખત સહાય કરેલી બીજાઓની ભંભેરણીથી ભક્તરાજના પિતાશ્રી અનેકવેળા દુકાને આવી માલની તથા વેચાણની તપાસ કરતા, પણ તેમને કાંઇ ખોટ જણાતી નહિ

ધીમે ધીમે ભક્તની અનન્ય ભક્તિની વાત આસ પાસ ફેલાવા લાગી વાકાનેરના તે સમયના રાજસાહેબે માન પુરસર તેમને બોલાવી પરોપકારાર્થે કેટલીક જમીન બક્ષિસ આપી, તેમજ સિધાવદરમા એક મંદિર પણ બધાવી આપ્યુ. ત્યારથી ભક્તે બધો સસાર છોડી રહેવાનું પણ તેજ મદિરમા રાખ્યુ

સિધાવદરમા મદિર બધાણા પછી અનેક સાધુ સતો ત્યા આવવા લાગ્યા, જેમને ભગતજી પૂર્ણ પ્રેમથી સત્કારવા લાગ્યા. થોડા સમય પછી તેમણે સાયલામા એક ભવ્ય મદિર બધાવ્યુ અને ત્યારથી ત્યા રહેવાનું રાખ્યુ તેમની પરોપકાર વૃત્તિ જોઈ અનેક ભાવિક પુરુષો તરફથી તેમને અઢળક નાણુ મળવા લાગ્યુ જૂદા જૂદા સ્થળોએ મદિરો બધાવવામા, તેમજ સદાવ્રતો ચાલૂ કરવા માજ ભક્તરાજ એ ધનનો ઉપયોગ કરવા લાગ્યા ભવિષ્યમા પરમાર્થ માટે મળેલા ધનનો દુરુપયોગ થાય નહિ એ સારૂ તેમણે યોગ્ય બધારણ કર્યુ છે, અને તેને પરિણામે હાલમા પણ લગભગ ૩૬૦ સ્થળોએ તેમના તરફથી સ્થાપિત થયેલા સદાવ્રતો તથા મદિરો સુવ્યવસ્થિત રીતે ચાલી રહ્યા છે

તેમની ખ્યાતિ સાભળી તે વખતના વડોદરાના મહારાજા સાહેબે પણ તેમની પધરામણી કરાવી હતી, અને ડકો, નિશાન, છડી ઇત્યાદિ માનસૂચક ચિહ્નો રાજ્ય તરફથી અર્પણ કર્યા હતા



## અસીસીના સંત ફ્રાન્સિસ

આ આદર્શ ખ્રિસ્તી સંતનો જન્મ ઇ. સ. ૧૧૮૧ લગભગ થયો હતો. એમ કહેવાય છે, કે કિશોર તથા યુવાવસ્થામાં તેમનો સ્વભાવ ઘણોજ ઉદ્ધત તથા વિલાસ-પ્રિય હતો. ખાવું પીવું, મોજમજા કરવી એજ તેમના જીવનનો આદર્શ હતો. રંગરાગમાં મસ્ત બની યુવાન ફ્રાન્સિસ જીવન ગાળતા હતા, તેવામાં એક વખત તેમને સખત તાવ આવ્યો આ તાવે થોડાજ વખતમાં એવું ગંભીર સ્વરૂપ પકડ્યું, કે બધાએ તેમના બચવાની આશા છોડી દીધી આવી અવસ્થામાં તેમની બુદ્ધિમાં અજબ પલટો થયો; પોતાના આગલા દુષ્ટ જીવન પર તેમને ખરા અંતઃકરણ પૂર્વક ત્રાસ વછુટ્યો; "જો આ માંદગીમાંથી સાજો થાઉં તો શુદ્ધ સાત્વિક જીવન ગાળવાની શરુઆત કરૂં" એવો દૃઢ સંકલ્પ તેમણે કરી લીધો આ બિમારીને તેમણે પ્રભુની કૃપા માની લીધી, કારણ તે દ્વારા તેમનું મન નિર્મળ બન્યું હતું. વિચાર કરતાં તેમને એમ પણ સમજાયું, કે ગરીબી એ પણ ખરેખર ઇશ્વરની દયાની નિશાની છે, કેમકે તેને લઇને ઘણાં અનિષ્ટમાંથી બચી જનાય છે તે સાથે તેમણે તપદ્વારા મન તથા શરીરને કસવાનો નિશ્ચય પણ કર્યો

એ ભયંકર બિમારીમાંથી સાજા થયા પછી તરતજ આ ઇચ્છાથી તેમણે ઘરનો ત્યાગ કર્યો. રસ્તામાં ભિક્ષુકોની જમાત મળી તેમને પોતાનાં કિમતી કપડાંલત્તાં આપી દીધાં, અને પોતે તેઓનાં ફાટયાં તૂટયાં કપડાં પહેરી આગળ ચાલી નીકળ્યા.

ખાવા પીવામાં તેઓ તદ્દન બેદરકાર રહેવા લાગ્યા, તેથી શરીર તદ્દન સુકાઇ ગયું અને તેના ઉપર મેલના થર જામ્યા.

તેમના મિત્રોને એમ લાગ્યું, કે માંદગીને લઇને તેમનું મગજ ચસકી ગયું છે, તેથી તેમને પકડી ખૂબ માર માર્યો અને એક કોટડીમાં પૂરી દીધા; પણ તેમના પર આની કંઇ અસર થઇ નહિ. બધાંને તેમણે સ્પષ્ટ સંભળાવી દીધું, કે મારે હવે ધનસંપત્તિની જરા જેટલી પણ તમા નથી. તેમણે ફરીથી આગળનાં ફાટલાં તૂટલાં કપડાં પહેરી લીધાં, અને રોમની યાત્રાએ નીકળ્યા. તેમના અંતરમાં ઇશ્વરપ્રેમની ખરી જ્યોત જાગી હતી, તેથી બીજા માણસો પર પણ તેમની અસર થઇ; સેંકડો માણસો સર્વસ્વનો ત્યાગ કરી તેમની સાથે યાત્રામાં સામેલ થયા. તેમનો વિચાર એવો હતો, કે રોમમાં જઇ પોપને મળવું અને સાચા સાધુઓનું એક નવું દળ ઉભું કરવું.

ફ્રાન્સિસ અને તેમના અનુયાયીઓ પોપના મહેલ પાસે પહોંચ્યા ત્યારે પોપ ઇનસન્ટ ત્રીજા (Innocent III) પોતાના બાદશાહી મહેલમાં આનન્દ કરી રહ્યા હતા; તેઓ ફ્રાન્સિસનો આવો વિચિત્ર પોષાક, થાકને લઇને ઉંચે ચઢી ગયેલી આંખ અને સુકલકડી શરીર જોઇ મનમાં ખૂબ હસ્યા. કયા તેમનો રાજશાહી ઠાઠ! અને કયાં આ ભિખારો!

પોપે તેમને જે કહેવાનું હતું તે સાંભળ્યું, પણ પહેલાં તો બરાબર જવાબ આપ્યો નહિ. પરંતુ તેજ રાતે પોપને સ્વપ્ન આવ્યું, તેમાં તેમને એ ક્ષીણકાય ફ્રાન્સિસ ઇસાઇ ધર્મના મહાન પ્રચારક તરીકે દેખાયો. બીજે દિવસે

તરતજ ફ્રાન્સિસને બોલાવી પોપે તેમનું સન્માન કર્યું અને નવા સાધુના દળના સંગઠનને પોતાની પૂરી સમ્મતિ આપી દીધી, તેમજ એક આજ્ઞાપત્ર પણ લખી આપ્યો

હવે ફ્રાન્સિસે પૂર જોસમાં પોતાનું ધર્મપ્રચારનું કામ શરૂ કરી દીધું. તેમના ઉત્સાહ તથા ધર્મશીલતાથી અનુપ્રાણિત હજારો મનુષ્યો તેમના દળમાં જોડાયા અને તેમના અનુયાયી બન્યા

સંત ફ્રાન્સિસે પૂર્વના પ્રદેશમાં પણ મુસાફરી કરી હતી. ત્યાં અરબ લોકોને હાથે કેદ પકડાવાથી તેમને અરબોના સુલ્તાનની પણ મુલાકાત થઈ હતી સુલ્તાને તેમનો ઘણો આદર સત્કાર કર્યો અને ડેમિયટ્ટા (Damietta) મા ખ્રિસ્તી લોકોના મથક પર તેમને પહોંચાડયા. ઇતિહાસ કહે છે, કે ફ્રાન્સિસના જીવનની અદ્ભુતતા માઉન્ટ આલ્વર્નો (Mount Alverno) નામના સ્થાન પર બધા લોકોના જોવામાં આવી હતી સ્વર્ગના પ્રધાન ફિરસ્તા માઇકલની સ્મૃતિમાં ઉપવાસ ચાલતા હતા તે વખતે છ પાંખવાળો એક દિવ્યપુરુષ તેમના જોવામાં આવ્યો, અને એ પાંખોની વચમાં મહાત્મા જીસસ ક્રાઇસ્ટ શૂળી પર લટકતા દેખાયા આ દૃશ્યની અંદર તેઓ તલ્લીન થઇ ગયા. થોડા વખત પછી જ્યારે ધીરે ધીરે આ દૃશ્ય અદૃશ્ય થવા લાગ્યુ, ત્યારે બધાના જોવામા આવ્યું, કે ફ્રાન્સિસના હાથ પગ ઉપર પણ ખીલા ઠોકાયાની નિશાનીઓ ઉઠી આવી હતી અને તેમાંથી લોહી ચાલ્યું જતું હતું. ખુદ પોપ અલેકઝાંડર ચોથાએ

તથા બીજા હજારો માણસોએ આ નિશાનીઓ જોઈ હતી

તેમના ધર્મનો મૂળમંત્ર પ્રેમ હતો, જેમાં ઈશ્વર પ્રેમ, મનુષ્ય જાતિ પ્રત્યે પ્રેમ, પશુપક્ષી પ્રત્યે પ્રેમ—એ સર્વનો સમાવેશ થઈ જાય છે કોઈએ તેમને એક બકરીનું બચ્ચું ભેટ આપેલું, તેને તેમણે બહુજ પ્યારથી ઉછેર્યું હતુ પ્રાર્થનામાં પણ તેને સાથેજ લાવતા, અને બધાની સાથે તે બચ્ચુ પણ પ્રાર્થના વખતે ઘુટણભર થતુ !

ફ્રાન્સિસના અનુયાયીઓના દળ સારા સસાર પર ફેલાઇ ગયા પ્રોટેસ્ટન્ટ ધર્મના પ્રાદુર્ભાવ વખતે ખુદ ઇગ્લ-ડમાં પણ તેમના ૬૫ મઠો હતા

ઇ સ ૧૨૨૬, ચોથી ઓકટોબરને દિવસે તેમની જીવનલીલા સમાપ્ત થઇ. મૃત્યુસમય નજીક આવ્યો ત્યારે તેમણે તેમની સારવાર કરનાર હકીમ એરેઝો (Arezzo)ને પૂછ્યુ – કહો હકીમજી મારી હાલત કેવી છે?

હકીમે જવાબ આપ્યો ઈશ્વરની કૃપાથી બધુ ઠીક થશે

ફ્રાન્સિસે ફરી પૂછ્યુ – ખરૂ કહો, તમને શુ લાગે છે? પ્રભુકૃપાથી હુ તો મૃત્યુભયથી તદ્દન મુક્ત થઇ ગયો છુ, માટે સાચુ કહેતા જરાપણ અચકાશો નહિ ભગવાનની સાથે મારી એવી એકતા થઈ ગઇ છે, કે મને તો મરણમા પણ જીવન જેટલોજ આનન્દ છે.

આ ઉપરથી હકીમે સ્પષ્ટ કહી દીધુ કે તમારો મૃત્યુ સમય આવી પહોચ્યો છે એ શબ્દો સાભળી પૂર્ણ

શ્રદ્ધા તથા ભક્તિ પૂર્વક તેઓ આંખો મીંચી ધ્યાનમગ્ન થયા અને થોડી વારે આનન્દ તથા ઉત્સાહ સહિત બોલી ઉઠયા– પ્રિય મૃત્યુ ! ચાલ્યું આવ, તને ભેટવા માટે હું તૈયાર છું.



## મહાત્મા જરથુસ્ત્ર

ઇરાનના રએ નામના શહેરમાં રાજવંશી કુટુમ્બમાં એક સદ્ગુણી, સદાચારી પુરુષ નામે પોઉરૂશસ્પને ઘેર મહાત્મા જરથુસ્ત્રનો જન્મ થયો હતો.

પારસી ધર્મગ્રંથ અવસ્તાની ગાથામાં કહ્યું છે, કે એ સમયમાં બધે અનાચાર ચાલી રહ્યો હતો; પાપની પ્રવૃત્તિ એટલી પ્રબળ થઈ ગઇ હતી, કે પૃથ્વીમાતાએ ગાયનું સ્વરૂપ ધારણ કરી, ઇશ્વરના દરબારમાં પોકાર કર્યો કે, "પ્રભુ ! આ ત્રાસથી બચાવો, હવે હું પાપનો ભાર સહન કરી શકતી નથી."

પૃથ્વી માતાનું કરુણ ક્રન્દન સાંભળી ભગવાને મહર્ષિ જરથુસ્ત્રને પૃથ્વી પર મોકલ્યા

આ બાળકના જન્મ પહેલાં ઇરાનના દુરાચારી બાદશાહ તથા સરદારોને અશુભ શકુન થવા લાગેલાં, તેથી તેનો નાશ કરવા તેમણે અનેક યુક્તિઓ અજમાવી, પણ બધી નિષ્ફળ ગઇ ગર્ભસ્થ બાળકમા પણ એટલું તેજ હતું, કે માતાના ઉદરમાં હતા ત્યારે પણ તેમનુ સ્વરૂપ સ્પષ્ટ દેખાતું.

જન્મ થતી વખતે તેમનું મુખમંડળ દિવ્ય તેજથી ઝગમગવા લાગ્યું. પિતાએ બાળકનું નામ સ્વિતમ પાડયું.

વિરોધીઓએ તેમને દુઃખ દેવામાં બાકી રાખી નહીં. તેમને આગમાં નાખ્યા, તો આગ હોલવાઇ ગઇ; વાઘના ઝુંડમાં ફેંકયા, તો વાઘના ડાચાંજ ખુલ્યાં નહીં; તેમના પર ઘોડા દોડાવ્યા તો પણ તેમને જરાય ઇજા થઇ નહીં.

પંદર વર્ષની ઉમ્મરે તેમણે ઘરબાર, કુટુમ્બકબીલો ધનસંપત્તિ– એ બધાંનો ત્યાગ કરી જંગલનો રસ્તો લીધો, અને એકાંતમાં વાસ કરી પૂરાં પંદર વર્ષ સુધી તપશ્ચર્યા કરી. આ સમય દરમિઆન અહરેમન એટલે કામાદિ શત્રુઓએ તેમના પર અનેક વાર હુમલા કર્યા, પરંતુ તેમણે તો નિશ્ચય કર્યો હતો, કે પ્રાણ જાય વા શરીરનાં હાડકાં ખખડી જાય તો પણ ઇશ્વરની આરાધના છોડવી નથી. તપશ્ચર્યા કરી સિદ્ધિ મેળવ્યા પછી તેઓ જરથુસ્ર કહેવાયા; જરથુસ્ર એટલે સોનેરી રોશનીવાળા

સંપૂર્ણ જ્ઞાન અને પરમ શાન્તિ મેળવ્યા પછી કર્તવ્ય પાલન માટે તેઓ જંગલ છોડી, જનસમૂહ વચ્ચે રહેવા લાગ્યા. આ વખતે તેમની ઉમ્મર લગભગ ત્રીશ વર્ષની હતી. પૂર્ણ આસ્થા અને શ્રદ્ધા સહિત તેમણે પોતાનો સંદેશો જન સમાજને સંભળાવવાનું કાર્ય શરૂ કરી દીધું. તેમના પયગામનો સાર આ છેઃ સચ્ચિદાનન્દસ્વરૂપ **ઇશ્વરની આરાધના અને માનવ સેવા.**

જગતે પહેલાં તો તેમના આ પયગામને ઝીલવાની

તત્પરતા બતાવી નહિ, પણ છેવટે બેકટ્રીઆ (Bretria)ના બાદશાહ વીશ્તાસ્પે તેમને માન પુરઃસર પોતાને ત્યાં બોલાવ્યા અને તેમના ઉપદેશને સ્વીકાર્યો. દુષ્ટોનો પરાજય થયો અને ફરી પૃથ્વીમાતા પરથી પાપનો બોજો ઓછો થયો; સર્વત્ર શાન્તિ અને સત્યનું રાજ્ય સ્થપાયું.

મહાત્મા જરથુસ્ત્રના જન્મ સમય સંબંધી મોટો મતભેદ છે; કોઇ કહે છે, કે તેઓ ઇસ્વી સન પહેલાં છઞો વર્ષ થઇ ગયા અને કોઇ તો તેમનો જન્મ તેથી હજારો વર્ષ પૂર્વે થયો હતો એમ કહે છે.

તેમનો ઉપદેશ સંક્ષેપમાં નીચે પ્રમાણે આપી શકાય:–

ઇશ્વર એક છે, સર્વોપરિ છે અને ચરાચર જગતનો સ્વામી છે; વિશ્વનો નિયંતા છે અને સર્વ રીતે સંપૂર્ણ છે. એવી સંપૂર્ણતા પ્રાપ્ત કરવા દરેક જીવ પ્રયત્નશીલ છે

આવી રીને ષડ્ગુણસંપન્ન ઇશ્વરની ઉપાસના કરવાનો સંદેશો તેમણે જગતને આપ્યો છે. ઇશ્વરને પહોંચવાના ત્રણ રસ્તા છે; જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, કર્મમાર્ગ. જરથોસ્તી ધર્મમાં કર્મમાર્ગ પર વિશેષ ભાર મૂકવામા આવ્યો છે, કારણ ઇરાની પ્રજા સ્વભાવથી કર્મશીલ હતી.

આ મહાત્મા કહે છે.– ઇશ્વરે આપણને જે કઇ આપ્યું છે તે સઘરી રાખવા માટે નહિ, પરતુ પાત્રે સદ્વ્યય કરવા માટે. આપણે ખુણામા આવેલા બધીઆર તળાવ જેવું ન થવું, પણ વહેતી નદી જેવા રહેવું. જો આપણે આપણી શકિત, ધન, જ્ઞાન, બળ, અથવા ધર્મનું

બીજાને દાન કરશું તો તેથી એ બધું જરા પણ ઘટશે નહિ, ઉલટો તેમા સહસ્રગણો વધારો થશે; આવાં માણસોને ઇશ્વર અધિકાધિક આપે છે, જેમ જેમ આપણી શક્તિ વધે છે, તેમ તેમ આપણા દ્વારા મનુષ્યસેવા પણ અધિક થાય છે.

'પરોપકાર'– એ એક શબ્દમાં જરથોસ્તી ધર્મનું રહસ્ય આપી શકાય સાચો જરથોસ્તી પોતાને માટે કઇ માગતો નથી, બીજાના ભલા તરફ લક્ષ્ય રાખીનેજ પોતાના સર્વ કાર્યો કરે છે.



## ૭ મું પ્રકરણ



### પ્રાર્થનાઓ

શુકદેવે કરેલી પ્રાર્થનાઃ—

नमः परस्मै पुरुषाय भूयसे सदुद्भवस्थाननिरोधलीलया
गृहीत शक्तित्रितयाय देहिनामन्त र्भवायानुपलक्ष्यवर्त्मने ॥
भूयो नमः सद्वृजिनच्छिदेऽसतामसंभवाया खिल सत्वमूर्तये
पुंसां पुनः पारमहंस्य आश्रमे व्यवस्थिताना मनुमृग्यदाशुषे ॥
नमो नमस्तेऽस्त्वृषभाय सात्वतां विदूर
काष्ठाय मुहुः कुयोगिनाम्
निरस्त साम्यातिशयेन राधसा स्वधामनि ब्रह्मणि रंस्यते नमः॥
यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वंदनं यच्छ्रवणं यदर्हणम्
लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमोनमः॥
विचक्षणायच्चरणोपसादना त्संगं व्युदस्यो भयतोऽन्तरात्मनः
विन्दन्ति हि ब्रह्मगतिं गतक्लमा स्तस्मै सुभद्रश्रवसे नमोनमः॥
यदङ्घ्र्यनुध्यान समाधिधौतया धियानुपश्यन्ति हितत्त्वमात्मनः
वदन्ति चैतत्कवयो यथारुचं स मे मुकुन्दो भगवान्प्रसीदताम् ॥
(ભાગવત સ્કંધ ૨ અ. ૪ ૧૨ થી ૧૬–૨૧.)

જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લય રૂપી લીલા કરવા માટે સાત્વિકાદિ ત્રણ પ્રકારની માયા શકિતને ધારણ કરનારા, શરીરધારીઓના અંતરમાં રહેનારા અને ઇન્દ્રિયોને અગોચર, અપાર મહિમાવાળા સર્વશ્રેષ્ઠ પુરુષ ભગવાનને હું નમસ્કાર કરૂંછું.

ધર્મનિષ્ઠ સત્પુરુષોનાં દુઃખનો નાશ કરનાર, અધર્મીઓને સંહારનાર, સંપૂર્ણ સત્વમૂર્તિવાળા, પરમહંસના આશ્રમમાં રહેલા આત્મનિષ્ઠ પુરુષોને આત્મજ્ઞાન આપનારા ભગવાનને ફરી ફરી નમસ્કાર કરૂં છું.

ભકતોને પાળનાર, ભકિતહીન યોગીઓથી દૂર રહેનાર, જેની બરોબર કે જેથી અધિક કોઇ નથી એવા ઐશ્વર્યથી પોતાના સ્વરૂપ પરબ્રહ્મમાં વિહાર કરનારા, એવા તમને ભગવાનને વારંવાર નમસ્કાર કરૂં છું.

જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ તથા પૂજન લોકોનાં પાપોનો તત્કાળ નાશ કરે છે, તે કલ્યાણકારી ભગવાનને વારંવાર નમસ્કાર કરૂં છું.

વિવેકી જનો જેમનાં ચરણારવિંદનો આશ્રય કરીને આ લોક તથા પરલોકના સુખમાંથી મનની આસકિતને ખેંચી લઇ પરિશ્રમ રહિત થઇ પરબ્રહ્મની ગતિને પામે છે, એવા કલ્યાણકારી ભગવાનને વારવાર નમસ્કાર કરૂં છું.

જ્ઞાની પુરુષો જેમનાં ચરણારવિંદના ધ્યાનરૂપી સમાધિ વડે બુદ્ધિને શુદ્ધ કરી, તે દ્વારા આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, અને જેને પંડિતો પોતપોતાના મત પ્રમાણે (સગુણ નિર્ગુણ રૂપે) વર્ણવે છે, તે ભગવાન મુકુન્દ મારા ઉપર પ્રસન્ન થાઓ.

न कामयेऽन्यं तव पादसेवना दकिंचन प्रार्थ्यतमाद् वरं विभो।
आराध्य कस्त्वां ह्यपवर्गदं हरे वृणीत आर्यो वरमात्मबन्धनम्॥
तस्माद् विसृज्याशिष ईश सर्वतो रजस्तमः सत्वगुणानुबन्धनाः
निरंजनं निर्गुणमद्वयं परं त्वां ज्ञप्तिमात्रं पुरुषं व्रजाम्यहम्॥

चिरमिह वृजिनार्तस्तप्यमानोऽनुतापै
रवितृपषडमित्रो लब्धशान्तिः कथंचित्
शरणद समुपेत स्त्वत्पदाब्जं परात्मन्
नभय मृतमशोकं पाहि मापन्नमीश ॥

(સ્કંધ ૧૦ અ. ૫૧. ૫૭ થી ૫૯)

હે વિભો! દીન પુરુષોએ પ્રાર્થના કરવા યોગ્ય તમારાં ચરણોની સેવા સિવાય હું બીજો કોઈ પણ વર માગતો નથી, કારણ કે હે હરિ! મોક્ષ આપનારા આપની આરાધના કરીને કયો વિવેકી પુરુષ આત્માને બંધન કરનાર વર માગે? માટે હે ઇશ્વર! રજ, તમ, અને સત્વ ગુણોથી બંધાયેલાં સર્વ પ્રકારનાં સુખોની આશા છોડી નિરંજન, નિર્ગુણ, અદ્વય, એવા આપ પરમ પુરુષને શરણે આવું છું. હે શરણ આપનારા પરમાત્મન્! આ સંસારમાં ઘણા દહાડાથી દુષ્ટ કર્મોનાં ફળ રૂપ પીડા પામું છું, અનુતાપથી બળ્યા કરું છું, છ ઇન્દ્રિયો રૂપી શત્રુઓ પણ તૃષ્ણા રહિત થતા નથી, કોઇ પણ રીતે મને શાન્તિ મળતી નથી—એવો હું આપના અભય, અમૃત અને શોક રહિત ચરણારવિંદને શરણે આવ્યો છું, માટે હે ઇશ! આ શરણાગતને પાળો.

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वाऽनुसृतस्वभावात्
करोमि यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयामि ॥
(સ્કંધ ૧૧, અ. ૨-૩૬)

કાયા વડે, વાણી વડે, મન વડે, ઇન્દ્રિયો વડે, બુદ્ધિ વડે, અહંકારથી અથવા અધ્યાસથી માનેલા સ્વભાવથી જે કંઇ કર્મ હું કરૂં છું, તે સર્વ પરમાત્મા નારાયણને અર્પણ કરૂં છું.

यदि रासीश मे कामान् वरांस्त्वं वरदर्षभ
कामानां हृद्यसंरोहं भवतस्तु वृणे वरम् ॥
(સ્કંધ ૭, અ. ૧૦ ૭)

હે ઉત્તમ વર આપનારા ઇશ! જો તમે મારી મરજી પ્રમાણે વરદાન આપતા હો તો હું માગું છું, કે મારા હૃદયમાં કોઇ દિવસ કામનાનો અંકુર ફુટેજ નહિ તેવું કરો.

मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः
वाचोऽभिधायिनी नाम्नां कायस्तत्प्रह्वणादिषु ॥
कर्मभि र्भ्राम्यमाणानां यत्रक्वापीश्वरेच्छया
मंगलाचरितैर्दानै रति र्नः कृष्ण ईश्वरे ॥
(સ્કંધ ૧૦ અ. ૪૪-૬૬, ૬૭)

અમારી મનોવૃત્તિઓ શ્રીકૃષ્ણનાં ચરણારવિંદમાં રહેજો, વાણી તેમનું નામ લેવામાં અને કાયા તેને પ્રણામ કરવા ઇત્યાદિ કાર્યોમાં રહેજો. અમે ઇશ્વરેચ્છાથી કર્મ વડે હરકોઇ યોનિમાં ભટકીએ ત્યાં સદાચાર તથા દાનથી અમારી રતિ શ્રીકૃષ્ણ ભગવાન વિષે રહો

ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं तीर्थास्पदं शिवविरिञ्चिनुतं शरण्यम्
भृत्यार्तिहं प्रणतपाल भवाब्धिपोतं वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥
त्यक्त्वा सुदुस्त्यजसुरेप्सितराज्यलक्ष्मीं धर्मिष्ठ आर्यवचसा यदगा दरण्यम्
मायामृगं दयितयेप्सित मन्वधावद् वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥

(ભાગવત સ્કંધ ૧૧ અ. ૫-૩૩-૩૪)

હે ભક્ત જનોનું પાલન કરનારા! હે મહાપુરુષ! આપનાં ચરણારવિંદ જે ધ્યાન કરવા યોગ્ય છે, (ઇન્દ્રિયો તથા કુટુમ્બાદિકથી થતા) તિરસ્કારને દૂર કરનાર છે, મનોરથ પૂરનાર છે, તીર્થોના આશ્રયરૂપ છે, શિવ તથા બ્રહ્મા પણ જેની સ્તુતિ કરે છે, સુખ સ્વરૂપ છે, ભક્તોની પીડા હરનાર છે, તથા સંસાર રૂપી સમુદ્રમાં નૌકા સમાન છે, તે ચરણારવિંદને હું પ્રણામ કરૂં છું.

હે મહાપુરુષ રામચંદ્ર! ત્યાગ કરવી બહુ મુશ્કેલ તથા દેવતાઓ પણ જેની ઇચ્છા કરે, એવી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને, પિતાના વચનથી ધર્મની રક્ષા કરવા માટે આપ વનમાં પધાર્યા હતા; પ્રિય સીતાજીએ ઇચ્છેલા માયામૃગની પાછળ પણ આપ દોડયા હતા, તે આપનાં ચરણારવિંદમાં પ્રણામ કરૂં છું.



# From the Bible & Imitation of Christ

## PSALM 148

Praise ye the Lord Praise ye the Lord from the heavens, praise him in the heights

2 *Praise* ye *him, all his angels,* praise ye *him, all his hosts*

3 Praise ye him, sun and moon, praise him, all ye stars of light

4 Praise him, ye heavens of heavens, and ye waters that be above the heavens

5 Let them praise the name of the Lord for he commanded, *and they were created.*

6 He hath also established *them for ever* and ever he hath made a decree which shall not pass

7 Praise the Lord from the earth, ye dragons, and all deeps,

8 Fire and hail, snow and vapours stormy wind fulfilling his word,

9 Mountains, and all hills, fruitful *trees,* and all cedars

10 Beasts, and all cattle, creeping things and flying fowl

11 Kings of the earth, and all people; princes, and all judges of the earth;

12 Both youngmen and maidens ; old men and children;

13 Let them praise the name of the Lord, for his name alone is excellent; his glory is above the earth and heaven.

( From the Imitation of Christ )

Enlarge Thou me in love, that I may learn to taste with the innermost mouth of my heart how sweet it is to love, to be dissolved and to swim in love. Let me be holden by love, mounting above myself through exceeding fervour and admiration. Let me sing the song of love, let me follow Thee my Beloved *on high*, let my soul exhaust itself in Thy praise, exulting with love. Let me love Thee *more than myself*, not loving myself except for Thy sake, and all men in Thee who truly love Thee, as the law of love commandeth which shineth forth from Thee. Amen (Chap. V p 85)

Grant me Thy grace, most merciful Jesus, *that it may* be with me, and work in me, and persevere with me even unto the end. Grant that I may ever desire and wish whatsoever is most pleasing and dear unto Thee.

Let Thy will be mine, and let my will always follow Thine and entirely accord with it May I choose and reject whatsoever Thou dost, yea, let it be impossible for me to choose or reject except according to Thy will

Grant that I may die to all worldly things, and for Thy sake love to be despised and unknown in this world Grant unto me, above all things that I can desire, to rest in Thee, and that in Thee my heart may be at peace Thou art the true peace of the heart, Thou alone its rest, apart from Thee all things are hard and unquiet In Thee alone, the supreme and eternal Good, I will lay me down in peace and take my rest Amen

## DAILY PRAYER

Our Father which art in heaven, Hallowed be Thy name, Thy Kingdom come, Thy will be done in earth as it is in heaven

Give us this day our daily bread And forgive us our debts, as we forgive our debtors

And lead us not into temptation, but deliver us from evil For Thine is the Kingdom and the power, and the glory, for ever Amen

(Bible)

## SERMON ON THE MOUNT.

1 Blessed are the poor in spirit: for theirs is the Kingdom of heaven.

2 Blessed are they that mourn: for they shall be comforted.

3 Blessed are the meek: for they shall inherit the earth.

4 Blessed are they which do hunger and thirst after righteousness: for they shall be filled.

5 Blessed are the merciful: for they shall obtain mercy.

6 Blessed are the pure in heart: for they shall see God.

7 Blessed are the peacemakers: for they shall be called the children of God.

8 Blessed are they which are persecuted for righteousness' sake: for theirs is the Kingdom of heaven.

( St. Matthew, 5 )



## હરિ હરિ હરિ સુમરો રે

હરિ હરિ હરિ સુમરોરે મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો,
જીવતા જીવતા મરી જવુ, ભાઇ ! જનમ ત્યમ પન્થે પળો !
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો !

નવસે ને નવ્વાણુ જન્મો, ત્યાસી લાખ હજારા !
હીન્દુ પુરાણુ પુકાર કરે, ભાઇ ! હરિ જાણ્યા વિણુ હાર્યા !
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો !

તુ જાણે કે પોથે થોથે, થઇ પંડિત હરિ જાણુ !
ભારે થાતો ભણુતરથી, ભાઈ ! હરિનુ ઘર હલકાનું,
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો !

સત તણુ શરણુ લેવું, ભાઇ ! પૂરા અનુભવીઆનું,
મોથુ છોડો ને પકડો કાડુ, જીવતા જીવત સુનાનું
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો !

શબ્દ સતના જે પકડે, તે મુક્ત કરે જન્મારો,
હરિ ગુરુ દેવ દયાએ સન્તો ! સાગરિયાને તાર્યો
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો !

(દીવાને સાગર દફતર બીજુ )



## જીવનનો ધ્રુવ તારો

(રાગ—અડાણા કાનડા તિતાલ માત્રા-૧૬)

નાથ નિરંજન ! તુ નિત મારા જીવનનો ધ્રુવ તારો (ટે)
આ ભવસાગરમા ન હવે હુ માર્ગ કદી ભૂલનારો નાથ૦

ગગને છોને વીજકડાકા, ઉછળે મોજા છોને હજારો,
અતગ મૂર્ત્તિ તારી વિરાજે, તો ન જરી ડગનારો નાથ૦
કોલાહલ છોને ચોપાસે, જળનો છો નહિ આરો ધારો,
હન્ત ગ્રહીને જો તુ દોરે, કેમ પછી ડૂબનારો નાથ૦
સાથી સગે છો નહિ કાઈ, વચમા છોને ખડકની હારો,
તારક જો તુ એક જ સગે, તો નથી દૂર કિનારો નાથ૦



## કુરાને શરીફમાથી કેટલીક આયતો તથા પયગમ્બર સાહેબનાં વચનો અને બોધદાયક દોહરાઓ

(૧) વમા ખલક્ તુલ જિન્ના વલ ઇન્સાઇલ્લા લેયા બોદૂન.

અર્થ —(મે નથી પેદા કર્યા જિન્ન અને માણુસને પરતુ ભક્તિને માટે) મે માણુસને અને જિન્નને ભક્તિને માટે જ પેદા કર્યા છે

(૨) લા તકૂલૂ લે મઇ યુકતલો ફિસબીલિલ્લાહે અમ્વાત બલ આહયાઉન્ વલા કિલ્લા તશૂઓરૂન્

અર્થ —જે ઈશ્વરની ખાતર માર્યા જાય તેમને મુવેલા ન કહો, બલ્કે તેઓ તો જીવતા છે, પણ તમે સમજી શકતા નથી

(૩) કુલ્ ઇન્ કુન્તુમ્ તુહિબ્બુન લ્લાહાફત્તબે ઊની યુહબિબ્ કુમઉલ્લાહ વયગ ફેરો લકુમ્ ઝુનુબકુમ્ વલ્લાહો ગફુરૂર્ રહીમ.

અર્થ—કહી દો (ઓ પયગમ્બર) કે જો તમે ઈશ્વર પ્રત્યે પ્રેમ ધરાવતા હો તો મારૂ અનુકરણ કરો. (મારૂ એટલે પયગમ્બર સાહેબનુ) (જો એમ કરશો તો) ઈશ્વર પણ તમારા પ્રત્યે પ્રેમ ધરાવશે, તથા તમારા પાપોની ક્ષમા આપશે, ઈશ્વર ક્ષમા આપનાર અને દયાળુ છે

(૪) વબ્તગુ ઈલૈહિલ વસીલતા

અર્થ.—તમો ખુદાને મળવા માટે વસીલો (ગુરુ) શોધો

(૫) ઇન્નલ્લાહા લા યો ગૈયરો માબે કૌમિન્ હત્તા યોગૈયરૂ માબે અનફ્રેસેહિમ્

અર્થ—જ્યા સુધી માણસો પોતાની હાલત બદલવા ચાહતા નથી, ત્યા સુધી ઇશ્વર તેમની હાલત બદલતા નથી

(૬) મન અરફા નફ્સહુ ફકદ અરફા રબ્બહુ.

અર્થ.—જેણે પોતાને ઓળખ્યો તેણે ખચિત ઈશ્વરને ઓળખ્યા

(૭) જબ્ મસીહા દુશ્મને જા હો તો કબ્ હો ઝિદગી
કૌન રેહબર હો સકે જબ્ ખિજ્ર્ બેહકાને લગે

અર્થઃ—જો ઇસુખ્રીસ્તજ (જે મરેલાને સજીવન કરવાનો ચમત્કાર ધરાવતા હતા) પ્રાણઘાતક શત્રુ બની જાય તો પછી જીવતા કેમ રહી શકાય ? અને જો ખિજ્ર્ (જેની ફરજ ભટકેલાને માર્ગ બતાવવાની છે) આડે માર્ગે લઇ જાય, તો પછી માર્ગ કોણ બતાવી શકે ?

